# મૂક-સત્સંગ તથા નિત્ય-યોગ

માનવ સેવા સંઘનાં પ્રવર્તક બ્રહ્મલીન સંત પ્રવર પૂજ્યપાદ સ્વામી
શ્રી શરણાનંદજી મહારાજની અમૃતવાણી




માનવ સેવા સંઘ પ્રકાશન
વૃંદાવન - ૨૮૧ ૧૨૧ (મથુરા)



## પ્રાર્થના

**(પ્રાર્થના આસ્તિક પ્રાણીનું જીવન છે તથા સાધકનાં વિકાસનો અચૂક ઉપાય છે.)**

મારા નાથ !

આપ આપની, સુધામયી, સર્વ-સમર્થ, પતિતપાવની,
અહેતુની કૃપાથી દુઃખી પ્રાણીઓનાં હૃદયમાં ત્યાગનું બળ તેમજ
સુખી પ્રાણીઓનાં હૃદયમાં સેવાનું બળ પ્રદાન કરો
જેથી તેઓ સુખ-દુઃખનાં બંધનથી મુક્ત થઈ,
આપનાં પવિત્ર પ્રેમનું આસ્વાદન કરીને કૃતકૃત્ય થઈ જાય.

ૐ આનંદ ! ૐ આનંદ !! ૐ આનંદ !!!



## હરિઃ શરણમ્

હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્ ।
હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્ ।
હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્ ।
હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્, હરિઃ શરણમ્ ।



## સર્વહિતકારી કીર્તન

હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે હૃદયેશ્વર, હે સર્વેશ્વર, હે પ્રાણેશ્વર, હે પરમેશ્વર ।
હે સમર્થ, હે કરુણાસાગર, વિનતી યહ સ્વીકાર કરો ।
હે સમર્થ, હે કરુણાસાગર, વિનતી યહ સ્વીકાર કરો ।
ભૂલ દીખાકર ઉસે મિટાકર, અપના પ્રેમ પ્રદાન કરો ।
ભૂલ દીખાકર ઉસે મિટાકર, અપના પ્રેમ પ્રદાન કરો ।
પીર હરો હરિ, પીર હરો હરિ, પીર હરો, પ્રભુ પીર હરો ।
પીર હરો હરિ, પીર હરો હરિ, પીર હરો, પ્રભુ પીર હરો ।

# માનવતાનાં મૂળ સિદ્ધાંતો

(૧) આત્મ-નિરીક્ષણ, અર્થાત્ પ્રાપ્ત વિવેકનાં પ્રકાશમાં પોતાનાં દોષોને જોવા.

(૨) કરેલી ભૂલને ફરી ન દોહરાવવાનું વ્રત લઈને સરળ વિશ્વાસપૂર્વક પ્રાર્થના કરવી.

(૩) વિચારનો પ્રયોગ પોતાનાં પર અને વિશ્વાસનો બીજાઓ પર, અર્થાત્ ન્યાય પોતાનાં પર અને પ્રેમ તથા ક્ષમા અન્ય પર.

(૪) જિતેન્દ્રિયતા, સેવા, ભગવદ્ ચિંતન અને સત્યની શોધ દ્વારા પોતાનું નિર્માણ.

(૫) બીજાઓનાં કર્તવ્યને પોતાનો અધિકાર, બીજાઓની ઉદારતાને પોતાનો ગુણ અને બીજાઓની નિર્બળતાને પોતાનું બળ, ન માનવું.

(૬) પારિવારિક તથા જાતીય સંબંધ ન હોવા છતાં પણ પારિવારિક ભાવનાને અનુરૂપ જ પારસ્પરિક સંબોધન તથા સદ્ભાવ, અર્થાત્ કર્મની એકતા હોવા છતાં પણ સ્નેહની એકતા.

(૭) નિકટવર્તી જન-સમાજની યથાશક્તિ, ક્રિયાત્મક રૂપે સેવા કરવી.

(૮) શારીરિક હિતની દૃષ્ટિએ આહાર, વિહારમાં સંયમ તથા દૈનિક કાર્યોમાં સ્વાવલંબન.

(૯) શરીર શ્રમી, મન સંયમી, બુદ્ધિ વિવેકવતી, હૃદય અનુરાગી તથા અહંને અભિમાન શૂન્ય કરીને પોતાને સુંદર બનાવવા.

(૧૦) સિક્કથી વસ્તુ, વસ્તુથી વ્યક્તિ, વ્યક્તિથી વિવેક તથા વિવેકથી સત્યને વધારે મહત્ત્વ આપવું.

(૧૧) વ્યર્થ-ચિંતન ત્યાગ તથા વર્તમાનનાં સદુપયોગ દ્વારા ભવિષ્યને ઉજ્જવળ બનાવવું.





## પ્રાર્થના

મારા નાથ !
આપ આપની સુધામયી, સર્વ-સમર્થ,
પતિત-પાવની, અહેતુની કૃપાથી,
માનવ-માત્રને વિવેકનો આદર તથા બળનો સદુપયોગ
કરવાનું સામર્થ્ય પ્રદાન કરો, તેમજ હે કરુણા સાગર !
પોતાની અપાર કરુણાથી, શીઘ્ર જ રાગ-દ્વેષનો
નાશ કરો. સૌનું જીવન સેવા,
ત્યાગ, પ્રેમથી પરિપૂર્ણ
થઈ જાય.

ૐ આનંદ ! ૐ આનંદ !! ૐ આનંદ !!!



## પ્રાક્કથન

'મૂક-સત્સંગ' તથા 'નિત્ય-યોગ' નાં પ્રણયનની અંદર એક ઊંડી અંતર્વેદના છે. તે એ કે માનવ, 'માનવ' થઈને પણ યોગ, બોધ અને પ્રેમથી નિરાશ શા માટે છે ? પ્રતીતિની પાછળ દોડવામાં તો પરાધીનતા છે જ, જીવનની પ્રાપ્તિમાં પણ વ્યક્તિ પોતાને પરાધીન માની બેઠો છે, આ બહુ જ દુઃખદ વાત છે. જીવન છે; તેની માંગ છે; તે માંગની પૂર્તિનું સામર્થ્ય પણ માનવ-માત્રને પ્રાપ્ત છે, છતાં પણ આપણે તેની પૂર્તિમાં પરાધીનતાનો અનુભવ કરીએ, તેનાંથી નિરાશ થઈ જઈએ, આ પોતાનાં જ દ્વારા પોતાનો વિનાશ કરવો છે.

પોતાની દશાનું અધ્યયન કરવાથી એવું માલૂમ પડે છે કે જીવનમાં જો અસફળતા છે, તો તે એટલા માટે છે કે જે પ્રમાણે આપણે શ્રમ દ્વારા ભોગ-સામગ્રી પ્રાપ્ત કરવની ચેષ્ટા કરીએ છીએ, એ જ પ્રમાણે કોઈ-ને-કોઈ શ્રમ-સાધ્ય સાધનથી યોગ પણ પ્રાપ્ત કરવા ચાહીએ છીએ. પરંતુ વિચાર એ કરવાનો છે કે જે જીવનથી દેશ-કાળની દૂરતા નથી, તેનાં માટે શ્રમ-સાધ્ય પ્રયાસ કરવો શું યુક્તિ-યુક્ત છે ?

યોગ, બોધ અને પ્રેમમાં જ જીવન છે. જે માનવ-માત્રની માંગ છે, તેની પ્રાપ્તિ શું પરાશ્રયથી સંભવ છે ? કદાપિ નહિ. જેની પ્રાપ્તિ પરાશ્રયથી થશે, તે નિત્ય નથી હોઈ શકતું અને સૌને માટે સમાનરૂપે સુલભ પણ નથી હોઈ શકતું. પરંતુ પ્રસ્તુત વિષયનાં પ્રણેતાની દૃષ્ટિ તો માનવ-જીવનનાં એ મંગલમય વિધાન પર રહે છે, જેનાં અનુસાર જીવનની પ્રાપ્તિમાં પણ માનવ સમાનરૂપે સ્વાધીન છે. પ્રતીતિનાં ક્ષેત્રમાં ભલેને વિષમતા પ્રતીત થતી હોય, પણ સત્યની પ્રાપ્તિમાં પૂર્ણ સામ્ય છે.

આ આધારે માનવ-જીવનની મૌલિક માંગની પૂર્તિ માટે એક એવા ઉપાયની શોધ કરવામાં આવી છે જે પ્રત્યેક દેશ, કાળ, મત, સંપ્રદાય અને વિભિન્ન રુચિ, યોગ્યતા તેમજ સામર્થ્યનાં વ્યક્તિઓ માટે સમાનરૂપે હસ્તગત થઈ

શકે.

તેની શોધનું પરિણામ છે — ‘મૂક-સત્સંગ તથા નિત્ય-યોગ.’ મૂક-સત્સંગ’નો અર્થ છે — શ્રમ-રહિત થઈને સત્‌નો સંગ કરવો. સત્‌નો સંગ, અર્થાત્ અવિનાશીનો સંગ; જે ‘છે’ તેનો સંગ. આ પ્રમાણે મૂક-સત્સંગ દ્વારા નિત્ય-યોગ પ્રાપ્ત કરવો એ જ વાસ્તવિક સત્સંગ છે. નિત્ય-યોગનો અર્થ છે — અવિનાશી-યોગ. નિત્ય-યોગની પ્રાપ્તિનો અર્થ છે — નિત્ય-જીવન, નિત્ય-જાગૃતિ તેમજ નિત્ય-નવીન પ્રિયતાની પ્રાપ્તિ, જે એકમાત્ર મૂક-સત્સંગથી સાધ્ય છે.

મૂક-સત્સંગ સજાગતાનો આરંભ છે અને નિત્ય-યોગ તેની અંતિમ પરિણતિ છે. મૂક-સત્સંગની પૂર્ણતામાં નિત્ય-યોગ સિદ્ધ છે.

એમ તો પ્રચલિત પ્રથામાં સત્-ચિંતન અને સત્-ચર્ચાને પણ સત્સંગ જ કહે છે, પરંતુ સત્-ચર્ચા અને સત્-ચિંતન સત્સંગ નથી. સત્-ચર્ચા તથા સત્-ચિંતન સત્સંગની તીવ્ર અભિરુચિ જગાડવામાં સહાયક છે. એ પણ ત્યારે, જ્યારે સત્‌નો અભિલાષી ચર્ચા અને ચિંતન-જનિત ક્રિયામાં આસક્ત ન થાય, તેમજ ચર્ચા અને ચિંતનનો ઉપયોગ સત્‌ની ભૂખ જગાડવામાં જ કરે. સત્‌ની તીવ્ર માંગ સ્વતઃ સાધકને અસત્‌થી અસંગ કરી સત્ સાથે અભિન્ન કરે છે. સત્-ચર્ચા તથા સત્-ચિંતન અસત્ (શરીર વગેરે વસ્તુઓ) નાં આશ્રયથી થાય છે, જેનાથી સત્‌નાં જિજ્ઞાસુની જાતીય ભિન્નતા છે. સત્‌નાં જિજ્ઞાસુ માટે અસત્‌નો આશ્રય અસહ્ય થઈ જાય છે. એટલા માટે સત્-ચર્ચા તથા સત્-ચિંતન સત્સંગ નથી.

સત્સંગનો અર્થ બતાવવામાં આવ્યો છે —

(૧) અસત્‌ને જાણીને તેનાં સંગનો ત્યાગ કરવો.

(૨) જે ‘છે’ તેને માનીને તેની આસ્થા સ્વીકાર કરવી.

(૩) શ્રમ-રહિત થઈને અવિનાશી જીવન તરફ ગતિશીલ થવું.

આથી સત્સંગ સ્વધર્મ છે, જે કેવળ પોતાનાં જ દ્વારા સંભવ છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ જ વાસ્તવિક સત્સંગ છે.

પ્રસ્તુત પુસ્તકમાં મૂક-સત્સંગને આપ ત્રણ રૂપોમાં જોશો —

(ક) મૂક-સત્સંગ બધા સાધનોની ભૂમિ છે.

(ખ) મૂક-સત્સંગ મૂળ સાધન પણ છે.

(ગ) મૂક-સત્સંગમાં બધા સાધનોની પરાવધિ પણ છે.

(ક) સાધકનાં જીવનની પહેલી આવશ્યકતા છે કે તે કેટલીક ક્ષણ માટે શ્રમ-રહિત થયા કરે; કારણ, કે પ્રવૃત્તિમાં રત રહેતાં વ્યક્તિ પોતાની દશાથી સારી રીતે પરિચિત નથી થઈ શકતો, પોતાની માંગનો પત્તો નથી લગાડી શકતો અને પોતાનાં દાયિત્વને જાણી નથી શકતો, જેનાં વિના પોતાને સાધન-યુક્ત બનાવી નથી શકતો. પરંતુ શ્રમ-રહિત થઈને તે પોતાની દશાનો અનુભવ કરી પોતાની વાસ્તવિક માંગથી પરિચિત થઈ શકે છે. તે ભૂતકાળની ઘટનાઓ તથા પ્રવૃત્તિઓનું અધ્યયન કરી શકે છે. પોતાની કરેલી ભૂલોને જાણીને તેને મટાડી શકે છે, જાણેલી ભૂલોને પુનઃ ન દોહરાવવાનું વ્રત લઈને વર્તમાન નિર્દોષતાને સુરક્ષિત રાખી શકે છે. ભૂલ-રહિત થવાથી અસાધનોનો નાશ આપોઆપ થાય છે અને નિર્દોષ જીવનમાં પરમ શાંતિની અભિવ્યક્તિ આપોઆપ થાય છે. એ શાંતિમાંથી સામર્થ્યની અભિવ્યક્તિ થાય છે જે વ્યક્તિને કર્તવ્ય-પરાયણ બનાવે છે. એ જ શાંતિમાંથી વિચારનો ઉદય થાય છે, જે બોધ કરાવે છે અને એ જ શાંતિમાંથી અખંડ સ્મૃતિ જાગ્રત થાય છે, જે પ્રેમતત્ત્વ સાથે અભિન્ન કરે છે. સામર્થ્યની અભિવ્યક્તિ, વિચારનો ઉદય અને અખંડ સ્મૃતિ સાધન છે. આથી વિશ્રામ બધા સાધનોની ભૂમિ છે.

(ખ) શ્રમ-રહિત જીવનની શાંતિમાં જે સાધનો આપોઆપ અભિવ્યક્ત થાય છે, એ સાધનોને કરવા નથી પડતા, તેઓ સ્વતઃ થાય છે. એ જ સાધનો સાથે સાધકોની એકતા થાય છે અને સાધ્ય સાથે અભિન્નતા થાય છે, જે નિત્ય-યોગ છે. આ દૃષ્ટિએ શ્રમ-રહિત થવું મૂળ સાધન પણ છે.

(ગ) પ્રાપ્ત વિવેકનો આદર ન કરવો, મળેલાંને પોતાનું માનવું, અને તેનો દુરુપયોગ કરવો તથા સાંભળેલાં પ્રભુમાં આસ્થા ન કરવી અસત્‌નો સંગ છે. અસત્‌ને જાણીને તેનો ત્યાગ કર્યા વિના વિશ્રામ નથી મળતો. આથી પોતાનાં જાણેલાં અસત્‌નાં સંગનો ત્યાગ વિશ્રામમાં હેતુ છે.

નિજ-વિવેકનાં પ્રકાશમાં એ અનુભવ થાય છે કે દેહ સાથે નિત્ય-સંબંધ નથી; કારણ, કે દેહનાં પરિવર્તન અને તેનાં અદર્શનનું આપણને જ્ઞાન છે, છતાં પણ પ્રમાદવશ આપણે નિજ-અનુભવનો અનાદર કરીને 'હું દેહ છું', 'દેહ મારો છે', એવી સ્વીકૃતિ રાખીએ છીએ. દેહમાં અહં અને મમ-બુદ્ધિ સ્વીકાર કરવાનું જ એ દુષ્પરિણામ થાય છે કે ભોગ-વાસનાઓની ઉત્પત્તિ થાય છે. વાસનાઓનાં રહેતાં સુધી વિશ્રામ નથી મળતો.

પ્રાપ્ત વિવેકનાં પ્રકાશમાં આપણે એ પણ અનુભવ કરીએ છીએ કે વસ્તુ, સામર્થ્ય, યોગ્યતા વગેરે જે કાંઈ મળ્યું છે, પોતાનું નથી અને પોતાને માટે નથી, કેમકે એનાં પર આપણું નિયંત્રણ નથી. આટલું જાણતાં હોવા છતાં પણ મળેલાંને પોતાનું તથા પોતાને માટેનું માનતાં રહેવાથી લોભ, મોહ વગેરે વિકારોની ઉત્પત્તિ થાય છે. આપણે વસ્તુ અને વ્યક્તિની દાસતામાં આબદ્ધ થઈ જઈએ છીએ. લોભ અને મોહથી પીડિત તથા વસ્તુ અને વ્યક્તિની દાસતામાં આબદ્ધ વ્યક્તિ વિશ્રામ નથી મેળવી શકતો. આથી વિશ્રામ મેળવવા માટે એ અનિવાર્ય છે કે આપણે દેહમાં અહં અને મમ-બુદ્ધિ ન રાખીએ, મળેલાંને પોતાનું તથા પોતાને માટેનું ન માનીએ, તેનો દુરુપયોગ ન કરીએ, પણ તેને જગતની સેવામાં લગાડીને વસ્તુ અને વ્યક્તિનાં લોભ તથા મોહથી રહિત થઈ જઈએ, અર્થાત્ જાણેલાં અસત્‌નાં સંગનો ત્યાગ કરી દઈએ.

દેહમાં અહં અને મમ-બુદ્ધિ ન રહેવાથી નિર્વાસના આવે છે. મળેલાંની મમતા અને કામનાનો ત્યાગ કરી દેવાથી નિર્લોભતા અને નિષ્કામતાની અભિવ્યક્તિ થાય છે. નિર્લોભતા, નિષ્કામતા, નિર્વાસના વગેરે સાધનો છે. આ સાધનોની પૂર્ણતામાં ચિર-વિશ્રામ અને ચિર-વિશ્રામમાં નિત્ય-જીવન તથા નિત્ય-જાગૃતિ નિહિત છે, જે નિત્ય-યોગ છે.

સત્ છે — આ આસ્થા દ્વારા પણ નિર્ભયતા, નિશ્ચિંતતા વગેરેની અભિવ્યક્તિ થાય છે. આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક 'છે'ની શરણાગતિ સ્વીકાર કરીને પણ વ્યક્તિ ચિર-વિશ્રામ તેમજ પરમ-પ્રેમ મેળવે છે, જે નિત્ય-નવીન, અગાધ, અનંત પ્રિયતાનો સ્રોત છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ બધા સાધનોની

ભૂમિ પણ છે અને આ જ મૂક-સત્સંગમાં બધા સાધનોની પરાવધિ પણ છે —

(૧) જાણેલાં અસત્નાં સંગનો ત્યાગ કરવો;

(૨) 'છે'ની આસ્થા સ્વીકાર કરીને વિશ્રામ મેળવવો, અથવા

(૩) શ્રમ-રહિત થઈને અસત્થી સત્ તરફ ઉન્મુખ થવું.

આ બધી વાતો એક-બીજાની પૂરક છે અને 'સ્વ' દ્વારા જ સંપાદિત થાય છે. એ વ્યક્તિ-વિશેષની બનાવટ પર નિર્ભર કરે છે કે તે અસત્ને જાણીને તેનાં સંગનો ત્યાગ કરીને વિશ્રામ પામશે, કે 'છે'ની આસ્થા સ્વીકાર કરીને શ્રદ્ધા, વિશ્વાસ દ્વારા નિશ્ચિંત, નિર્ભય થઈને વિશ્રામ પામશે, અથવા શ્રમ-રહિત થઈને નિત્ય-યોગ સાથે અભિન્ન થશે. આ તેની સ્વાધીનતા હશે. જેને જે અનુકૂળ પડે, તેને અપનાવીને પોતાનો વિકાસ કરી શકે છે. પરંતુ આ વાત સૌને માટે સમાનરૂપે સત્ય છે કે સત્સંગમાં શ્રમની અપેક્ષા નથી, અર્થાત્ સત્સંગ શ્રમ-સાધ્ય નથી. સત્સંગમાં 'પર'નાં આશ્રયની અપેક્ષા પણ નથી. સત્સંગ સ્વધર્મ છે તેમજ શ્રમ-રહિત છે. માનવ-માત્ર સ્વાધીનતાપૂર્વક આને અપનાવી શકે છે અને સફળતા મેળવી શકે છે.

જે વિશ્રામ એટલો મહત્ત્વપૂર્ણ છે તેમજ માનવ-માત્રની સ્વાભાવિક માંગ પણ છે, એ વિશ્રામ કેવી રીતે સંપાદિત થાય ? એ વિશ્રામથી આપણે વિમુખ શા માટે છીએ ? આ બાબતો પર વિસ્તૃત વ્યાખ્યા આપને પ્રસ્તુત પુસ્તકમાં મળશે. મૂક-સત્સંગનાં સંબંધમાં એ બતાવવામાં આવ્યું છે કે —

મૂક-સત્સંગ શ્રમ-સાધ્ય પ્રયોગ નથી, અભ્યાસ નથી, પણ અંદર-બહારથી શાંત થઈ જવાનું છે, અર્થાત્ પોતાનાં તરફથી કાંઈ નથી કરવાનું. બળપૂર્વક નિવૃત્તિ પણ મૂક-સત્સંગ નથી. સહજ-ભાવથી શ્રમ-રહિત થઈ જવું મૂક-સત્સંગ છે. પોતાનાં તરફથી ઇચ્છાપૂર્વક કોઈ કર્મ અથવા ચિંતનનો આરંભ ન કરવામાં આવે. થોડીવાર માટે બધા કાર્યોથી પોતાને મુક્ત કરી લેવામાં આવે, અર્થાત્ મારે અત્યારે કાંઈ નથી કરવાનું, એવો નિર્ણય કરી લેવામાં આવે. પ્રાતઃકાળ સૂઈને ઉઠ્યા પછી, રાત્રે સૂતાં પહેલાં, પ્રત્યેક પ્રવૃત્તિનાં આદિ અને અંતમાં થોડી-થોડી વારે શ્રમ-રહિત થવું અનિવાર્ય છે. એ વિશ્રામકાળમાં

માનસિક હલચલ કંઈક વધારે માલૂમ પડે છે. ભૂતકાળની ઘટનાઓની યાદ, વર્તમાનની દુવિધાઓ અને ભવિષ્યની કલ્પનાઓનો એવો તાંતણો બંધાય છે કે વ્યક્તિ ગભરાઈ ઉઠે છે.

આ માનસિક ક્રિયાઓ પ્રત્યે સાધારણતઃ વ્યક્તિ નિમ્નલિખિત પ્રતિક્રિયાઓ કરે છે —

(૧) એ હલચલની દશાને નાપસંદ કરવી તથા સુખદ મનોરાજ્યનો રસ લેવો.

(૨) બળપૂર્વક એ માનસિક ક્રિયાઓને રોકવાનો પ્રયાસ કરવો.

(૩) કોઈ સાર્થક-ચિંતન દ્વારા વ્યર્થ-ચિંતનને દબાવવું.

(૪) અસફળતાઓથી ક્ષુભિત થવું અને વિશ્રામથી નિરાશ થવું.

આ બધી પ્રતિક્રિયાઓ બિલકુલ અવૈજ્ઞાનિક છે. એટલા માટે સર્વથા ત્યાજ્ય છે.

માનસિક હલચલની દશા એક અવસ્થા છે. સાધકે અવસ્થાતીત જીવન તરફ ગતિશીલ થવાનું છે. આથી અવસ્થાઓથી અસંગ થવાનું છે. પરંતુ જ્યારે કોઈ દશાને આપણે નાપસંદ અથવા પસંદ કરવા લાગીએ છીએ અથવા જેની ઉપસ્થિતિથી ક્ષુબ્ધ થવા માંડીએ છીએ, ત્યારે તેનાંથી સંબંધ તૂટતો નથી. આ એક મનોવૈજ્ઞાનિક તથ્ય છે કે જે અનુભૂતિઓમાં સંવેગાત્મક સ્પર્શ (Emotional Tinge) રહે છે, તેનો પ્રભાવ પોતાનાં પર અંકિત રહે છે. જે પ્રભાવોથી આપણે મુક્ત થવા ચાહીએ છીએ, તેનાં પ્રત્યે સંવેગાત્મક પ્રતિક્રિયા બિલકુલ ઉલટો પ્રભાવ ઉત્પન્ન કરે છે. એટલા માટે ન ચાહવા અને ન કરવા છતાં પણ જે વ્યર્થ-ચિંતન ઉત્પન્ન થયું છે, તેનું ન સમર્થન કરવાનું છે અને ન વિરોધ, પરંતુ તેની સાથે અસહયોગ રાખવાનો છે. જેની સાથે અસહયોગ થઈ જાય છે, તેનો પ્રભાવ પોતાનાં પર નથી રહેતો, તેની સાથે સંબંધ તૂટી જાય છે. અસહયોગ વિરોધ નથી. વિરોધથી દ્વેષ અને સમર્થનથી રાગની ઉત્પત્તિ થાય છે. અસહયોગથી રાગ-દ્વેષનો નાશ થઈ જાય છે. એટલા માટે આપોઆપ થવાવાળા વ્યર્થ-ચિંતન સાથે અસહયોગ રાખવાનો છે, બીજું કાંઈ નહિ.

બળપૂર્વક માનસિક હલચલને રોકવાનાં પ્રયાસમાં વ્યક્તિ અધિકાધિક શ્રમિત થાય છે. વ્યર્થ-ચિંતનને કોઈ સાર્થક ચિંતન દ્વારા દબાવવાનો પ્રયાસ કરવાથી વ્યર્થ-ચિંતનનો નાશ નથી થતો. એ પણ એક મનોવૈજ્ઞાનિક તથ્ય છે કે જે માનસિક ક્રિયાઓને કોઈ અન્ય ક્રિયા દ્વારા દબાવી દેવામાં આવે છે, તે મટતી નથી; તેનાંથી પણ વધારે વેગથી પ્રગટ થવા માગે છે અને થાય છે. આ સંઘર્ષમાં માનસિક શક્તિની મોટી ક્ષતિ થાય છે, વિશ્રામ નથી મળતો. અસફળતાથી ક્ષુબ્ધ થવું તથા વિશ્રામ પામવાથી નિરાશ થવું પણ સાધન-પથની બહુ મોટી બાધા છે. આ પ્રમાણે આપણે જોઈએ છીએ કે આ બધી અવૈજ્ઞાનિક પ્રતિક્રિયાઓ અવાંછનીય છે. તેનાં દ્વારા વિશ્રામ નથી મળતો, મૂક-સત્સંગ સંપાદિત નથી થતો. છતાં પણ આ પ્રતિક્રિયાઓને સાધકો એટલા માટે કરે છે કે સૂક્ષ્મ-શરીરનાં વ્યાપારોની વૈજ્ઞાનિક વ્યાખ્યા તેમને માલૂમ નથી. વ્યર્થ-ચિંતનની ઉત્પત્તિ પર તેમણે ક્યારેય વિચાર નથી કર્યો, તેનાં નાશનો બહારથી ઉપચાર કરતાં રહે છે, જે સદાય જ વિપરીત પ્રભાવ ઉત્પન્ન કરે છે.

સાધકોને આ કઠણાઈઓથી બચાવવા માટે મૂળ પુસ્તકમાં વ્યર્થ-ચિંતનનું બહુ જ વૈજ્ઞાનિક વિશ્લેષણ કરવામાં આવ્યું છે અને ઉપયુક્ત મનોવૈજ્ઞાનિક ઉપાયો બતાવવામાં આવ્યા છે. પ્રત્યેક વાત (Point) બહુ જ યુક્તિસંગત (Logical) તેમજ નિર્ણાયક (Convincing) છે. સૂક્ષ્મ-શરીરને સ્વસ્થ તેમજ શાંત કરવાનાં મનોવૈજ્ઞાનિક તથ્યો પર આધારિત અનુભૂત ઉપાયો બતાવવામાં આવ્યા છે, જેનું અનુસરણ કરીને પ્રત્યેક વ્યક્તિ સહજ વિશ્રામ પામી શકે છે. જેવી રીતે — જ્યારે આપણે પોતાનાં તરફથી કાર્ય કરવાનું બંધ કરીએ છીએ, તો મસ્તિષ્કમાં આગળ-પાછળનું વ્યર્થ-ચિંતન આરંભ થાય છે. આ વ્યર્થ-ચિંતન શું છે ?

(ક) આ ભુક્ત-અભુક્તનો પ્રભાવ છે. આપણે જે કરી ચૂક્યા છીએ, ભોગવી ચૂક્યા છીએ અને જે કરવા તથા ભોગવવા ચાહીએ છીએ, તેનો પ્રભાવ મસ્તિષ્ક પર અંકિત છે.

(ખ) આ અનુસ્મૃતિ (Memory) માત્ર છે. આનું સ્વતંત્ર અસ્તિત્વ

નથી.

(ગ) અહંકૃતિ-કાળમાં જે કરેલાનો પ્રભાવ અંકિત છે, તે સ્પષ્ટરૂપે વિદિત નથી થતો, પરંતુ રહે છે. જે પ્રમાણે દબાયેલો રોગ વિદિત નથી થતો, એ જ પ્રમાણે કાર્યમાં લાગ્યા રહેવાથી, જે કરી ચૂક્યા છીએ અથવા જે કરવા ચાહીએ છીએ, તેનો પ્રભાવ પ્રતીત નથી થતો. અહંકૃતિ-રહિત થતાં જ તે પ્રગટ થાય છે- મટવા માટે.

(ઘ) મસ્તિષ્કને વ્યર્થની વાતોથી મુક્ત કરવાની આ એક પ્રાકૃતિક પ્રક્રિયા (Natural process) છે. મસ્તિષ્કમાં જામી ગયેલાં પ્રભાવોને જો અભિવ્યક્ત થવાનો અવસર મળે છે, તો તેઓ પ્રગટ થઈને મટી જાય છે. પરંતુ આ પ્રાકૃતિક તથ્યને ન જાણવાને કારણે વ્યર્થ-ચિંતનને સાધક મનોવિકાર તેમજ મનની ચંચળતા માને છે અને તેનાંથી ક્ષુબ્ધ થઈને જલ્દી-થી-જલ્દી તેને રોકવામાં બળનો પ્રયોગ કરે છે. સ્પષ્ટ છે કે જે ક્રિયા મસ્તિષ્કને સ્વસ્થ તેમજ શાંત કરવા માટે આરંભ થાય છે, તેને રોકીને આપણે વ્યર્થ-ચિંતનનાં નાશમાં બાધક બનીએ છીએ તથા વિશ્રામથી વંચિત રહીએ છીએ. આથી વ્યર્થ-ચિંતનનાં નાશ માટે આપણે કાંઈ કરવાનું નથી. કેમકે કોઈ કૃતિ-વિશેષથી કોઈ કૃતિનાં પ્રભાવનો નાશ નથી થતો, તેનો નાશ વિશ્રામથી જ થાય છે.

(ઙ) પ્રાકૃતિક નિયમાનુસાર કોઈ ઉત્પત્તિ એવી હોતી જ નથી જે સ્વતઃ નષ્ટ ન થઈ જાય. વ્યર્થ-ચિંતન ઉત્પન્ન થયું છે, એટલા માટે તે આપોઆપ નષ્ટ પણ થાય છે.

વ્યર્થ-ચિંતનનાં સ્વરૂપની આ વ્યાખ્યાને જાણતાં જ સાધકનો ભય મટી જાય છે. વ્યર્થ-ચિંતન પણ એક અવસ્થા છે. જો કે વ્યક્તિની ભૂલથી એ ઉત્પન્ન થયું છે, છતાં પણ સાધકનાં જીવનમાં તેનાંથી ક્ષુબ્ધ થવાનું કોઈ કારણ નથી, વળી તેનો પણ ઉપયોગ છે. વ્યર્થ-ચિંતનનો ઉપયોગ શું છે ?

તેનું અધ્યયન કરો. સાધનની પ્રારંભિક અવસ્થામાં, વિશ્રામ-કાળમાં જ્યારે માનસિક હલચલ થવા લાગે અને આપ તેની સાથે અસહયોગ ન કરી શકો, તો બે-બે, ચાર-ચાર મિનિટ પછી કેટલીક ક્ષણો માટે અંતર્નિરીક્ષણ

(Introspection) કરો અને જુઓ કે વ્યર્થ-ચિંતનમાં આપનાં ભૂત તથા ભવિષ્યનાં ક્યા-ક્યા ચિત્રો માનસ-પટલ પર આવી રહ્યા છે. તમે જોશો કે (૧) વ્યર્થ-ચિંતન આપની ડાયરી છે. તેનાથી વિદિત થાય છે કે ભૂતકાળમાં આપે શું-શું કર્યું છે અને ભવિષ્યમાં શું-શું કરવા ચાહો છો. તેનાં અધ્યયનથી પોતાનાં જાણેલાં અસત્‌નાં સંગનું જ્ઞાન થશે. તેનો ત્યાગ કરી દો. નવીન પ્રભાવોનું અંકિત થવું બંધ થઈ જશે. ભૂતકાળની ઘટનાઓનાં અર્થને અપનાવીને ઘટનાઓને ભૂલી જાઓ. વર્તમાનમાં તેનું અસ્તિત્વ નથી, એટલા માટે ભૂતકાળની ભૂલને ન દોહરાવવાનું વ્રત લેવાથી જ વર્તમાન નિર્દોષતા સુરક્ષિત થઈ જાય છે. (૨) વ્યર્થ-ચિંતનનાં અધ્યયનથી આપને એ પણ ખબર પડશે કે ભવિષ્યમાં આપ શું-શું કરવા ચાહો છો. એમાં જે આવશ્યક કાર્ય જમા હોય, તેને જાણી લો તથા પ્રવૃત્તિ-કાળમાં તેને કરી નાખો. જે કર્મ-સાપેક્ષ છે, તે ચિંતનથી પ્રાપ્ત નથી થતું. એટલા માટે જે વિવેક અને સામર્થ્યને અનુરૂપ વર્તમાન આવશ્યક કાર્ય હોય, તેને કરી નાખો. તેનાં ચિંતનથી મુક્તિ મળશે. અનાવશ્યક કાર્ય, અર્થાત્ જેને નથી કરી શકતાં અને જે નહિ કરવું જોઈએ, તેને કરવાનો વિચાર છોડી દો. તેનાં ચિંતનથી પણ મુક્તિ મળશે. જે કરવું જોઈએ, પણ આપ નથી કરી શકતાં, એવા સામર્થ્ય-વિરોધી શુભ સંકલ્પોને પ્રભુનાં અથવા જગતનાં સંકલ્પ સાથે મેળવીને આપ નિશ્ચિંત થઈ જાઓ, વિશ્રામ મળશે. આ પ્રમાણે વ્યર્થ-ચિંતનનાં અધ્યયન તેમજ તેનાં મૂળમાં જે પોતાની ભૂલ હોય, તેનાં ત્યાગ દ્વારા વિશ્રામ લ્યો.

પરંતુ આ વાતમાં સાવધાન રહેજો કે વ્યર્થ-ચિંતનનાં અધ્યયનને મૂક-સત્સંગ ન મનાઈ જાય, આ પ્રક્રિયામાં તલ્લીન ન થઈ જવાય. આને વ્યર્થ-ચિંતનનાં નાશનું સહાયક અંગ માનવામાં આવે. મુખ્ય ઉપાય તો અસહયોગ રાખવો એ જ છે, કેમકે વ્યર્થ-ચિંતન કોઈ કર્તા નથી, તે તો આપોઆપ થાય છે. જે આપોઆપ થાય છે, જેને આપણે કરતાં નથી, તેની સાથે આપણો કોઈ સંબંધ નથી. એટલા માટે તેની સાથે અસહયોગ રાખવો અનિવાર્ય છે. આપણો સહયોગ મેળવીને જ તે પોષિત થતું રહે છે. આથી આપણાં અસહયોગથી તેનો નાશ સ્વતઃ થાય છે. પરંતુ આપણે સાંભળી રાખ્યું છે કે નિર્વિકલ્પ અવસ્થા બહુ ઊંચી

અને સારી અવસ્થા છે. એ અવસ્થાનાં પ્રલોભનમાં પડીને આપણે જલ્દી-થી-જલ્દી મસ્તિષ્કને નિર્વિકલ્પ કરી લેવા ચાહીએ છીએ, અર્થાત્ નિર્વિકલ્પ અવસ્થાની પ્રાપ્તિનો એક નવો સંકલ્પ કરી લઈએ છીએ. આ જ ભૂલને કારણે વિશ્રામ નથી મળતો, મૂક-સત્સંગ નથી થતો.

સાચી વાત તો એ છે કે મૂક-સત્સંગ નિર્વિકલ્પ અવસ્થા નથી. મૂક-સત્સંગ બધી અવસ્થાઓથી અસંગ થવાથી થાય છે. એટલા માટે ઉતાવળાપણું ન કરવામાં આવે. એક રહસ્ય સમજી લેવાનું છે કે વ્યર્થ-ચિંતન શ્રમ નથી; વ્યર્થ-ચિંતનથી ઉથલી પડવામાં શ્રમ છે. વ્યર્થ-ચિંતન થઈ રહ્યું છે — શરીરમાં, વિશ્રામ સંપાદિત થશે 'સ્વ' દ્વારા. શરીરમાં આપોઆપ થવાવાળી ક્રિયા 'સ્વ'ને શા માટે શ્રમિત કરશે ? નથી કરી શકતી. પરંતુ આપણે વ્યર્થ-ચિંતન સાથે અસહયોગ નથી રાખતાં, એટલા માટે શ્રમિત થઈએ છીએ. જો કે આપણી ભૂલથી વ્યર્થ-ચિંતન ઉત્પન્ન થયું છે, એટલા માટે એ આપોઆપ થવાવાળી ક્રિયાને પણ આપણે પોતાનાંમાં આરોપિત કરી લઈએ છીએ. આથી તેનાંથી મુક્ત થવા માટે તેની સાથે અસહયોગ રાખવો.

આ વિધિથી થોડી-થોડી વારે વિશ્રામ લ્યો. જ્યારે વિશ્રામજન્ય શાંતિ આવવા લાગે, તો એ શાંતિનો પણ રસ ન લ્યો. અહીંયા પણ એક કઠણાઈ સાધકની સામે આવે છે. જીવન ભર અંદર અને બહારનાં સંઘર્ષથી થાકેલો વ્યક્તિ જ્યારે વિશ્રામ પામે છે, તો સંકલ્પ-રહિત અવસ્થાની શાંતિ તેને બહુ જ પ્રિય લાગે છે. એ અવસ્થાને એ જોરથી પકડે છે. એ સમયે એ પ્રાપ્ત શાંતિને પોતાનાં સીમિત વ્યક્તિત્વની વિશેષતા માનવાની ભૂલ કરી બેસવાની સંભાવના રહે છે. મૂક-સત્સંગ અને નિત્ય-યોગનાં અભિલાષીએ પોતાનાં લક્ષ્ય પર, અર્થાત્ નિત્ય-જીવન, નિત્ય-જાગૃતિ તેમજ અગાધ, અનંત પ્રિયતા પર દૃષ્ટિ રાખવાની છે. વિશ્રામથી દિવ્ય ગુણોની અભિવ્યક્તિ થશે, પરંતુ સજાગતાપૂર્વક તેનાં રસ-ભોગથી બચવાનું છે. તેનાથી નિત્ય-યોગ પ્રાપ્ત થશે. એટલા માટે સાધકે આ સંબંધમાં પોતાની દૃષ્ટિ બહુ સ્પષ્ટ કરી લેવાની છે કે કોઈ પણ અવસ્થા જીવન નથી. નિત્ય-યોગ જીવન છે અને એ નિત્ય-યોગ, મૂક-સત્સંગ દ્વારા

માનવ-માત્રને સુલભ છે. એ મૂક-સત્સંગથી આપણે વિમુખ કેમ છીએ ? આ પ્રશ્નનાં ઉત્તરમાં કેટલીય વાતો સામે આવે છે —

(અ) શ્રમ-રહિત પણ જીવન છે, આમાં આસ્થા નથી;

(ઇ) પોતાનાં લક્ષ્યનાં સંબંધમાં નિસ્સંદેહતા નથી;

(ઉ) પોતાનાં જીવનનાં મહત્ત્વને ભૂલાવી દીધું છે;

(એ) સાચી રીતથી શ્રમ નથી કરતાં.

(અ) શ્રમનું મહત્ત્વ આપણી દૃષ્ટિમાં બહુ વધારે છે. શ્રમ દ્વારા ભોગ-સામગ્રી મળે છે, ક્રિયા-જનિત સુખ મળે છે, સંકલ્પ-ઉત્પત્તિ-કાળનો તનાવ (Tension) ભાસિત નથી થતું, કર્તૃત્વનું અભિમાન થાય છે, જે પોતાનાં સંબંધમાં મોટાઈનો ભાવ ઉત્પન્ન કરે છે. એટલા માટે જ્યાં સુધી આપણે કંઈક કરતા રહીએ છીએ, ત્યાં સુધી જીવન માલૂમ થાય છે. એટલા માટે કાર્ય ન કરવાની દશામાં કાર્યોનાં ફળાફળનું ચિંતન કરતાં રહીએ છીએ. તાત્પર્ય એ છે કે જ્યાં સુધી થાકીને સૂઈ ન જઈએ, ત્યાં સુધી કંઈક-ને-કંઈક કરતાં રહીએ છીએ.

શ્રમ દ્વારા જે કાંઈ મળ્યું, તેનાથી પોતાનો અભાવ ન મટ્યો, આ વાતને જાણતાં છતાં પણ શ્રમ-રહિત જે નિત્ય-જીવન છે, તેનાં પર ન તો દૃષ્ટિ જ જાય છે અને ન તેમાં આસ્થા પણ છે. એટલા માટે વિશ્રામથી વિમુખતા છે.

પોતાની દશાનું અધ્યયન કરીએ તો એ સ્પષ્ટ વિદિત થશે કે વગર વિશ્રામે શ્રમ થઈ નથી શકતો. પ્રત્યેક પ્રવૃત્તિનાં અંતમાં આપોઆપ નિવૃત્તિ આવે જ છે. જોયા પછી ન જોવું, સાંભળ્યા પછી ન સાંભળવું અને બોલ્યા પછી ન બોલવું સ્વાભાવિક છે.

સ્નાયુ-મંડળની રચના અને ક્રિયામાં પણ એ વાત જોઈ શકાય છે કે જ્યારે સ્નાયુ-સૂત્ર કોઈ ઉત્તેજનાથી ઉત્તેજિત થઈને સ્નાયુવિક સંક્ષોભ (Nerve current) નાં રૂપમાં પ્રતિક્રિયા કરવા લાગે છે, તો તેની અંદરની શક્તિ ખર્ચ થવા લાગે છે. વચ્ચે-વચ્ચે એવો સમય આવે છે કે જ્યારે સ્નાયુ-સૂત્રોમાં પ્રતિક્રિયા કરવાની શક્તિ નથી રહેતી. એવા સમયમાં સ્નાયુ-સૂત્ર ઉત્તેજનાનાં પ્રભાવથી પ્રભાવિત નથી થતાં. આ અવધિ બહુ જ નાની હોય છે.

આને (Absolute Refractory Period) કહે છે. આ જ અવધિમાં સ્નાયુ-સૂત્રોમાં પુનઃ શક્તિ આવે છે અને તે પુનઃ પ્રતિક્રિયા કરવામાં સમર્થ થઈ જાય છે. આ પ્રમાણે સ્નાયુ-સૂત્રોની ક્રિયાઓમાં પણ વિરામની વ્યવસ્થા છે, જેનાં વિના ઉત્તેજનાની પ્રતિક્રિયા સંભવ નથી.

માનસિક કાર્યો પર થવાવાળા પ્રયોગોમાં એ જોવા મળ્યું છે કે મસ્તિષ્ક સમાનરૂપે લગાતાર કાર્ય નથી કરતું; આપોઆપ વિશ્રામ (Automatic Rest) લઈ લે છે. શરીર-વિજ્ઞાન, મનોવિજ્ઞાન અને દૈનિક જીવનની અનુભૂતિઓ આ વાતને પ્રમાણિત કરે છે કે વિશ્રામ જીવનનું અનિવાર્ય અંગ છે અને શ્રમનાં આદિ તથા અંતમાં સ્વભાવથી ઉપસ્થિત પણ છે. એટલા માટે જીવનનાં આ અનિવાર્ય પાસા પર દૃષ્ટિ રાખવી તથા તેની અનિવાર્યતામાં આસ્થા રાખવી પરમ આવશ્યક છે.

આપ કહેશો, આમાં કઈ નવી વાત છે. અમે પ્રતિદિન કાર્ય કરતાં-કરતાં થાકીએ છીએ તો સૂઈને વિશ્રામ પણ લઈએ જ છીએ, પરંતુ જીવનમાં કોઈ વિશેષતા તો ન આવી. પ્રસ્તુત પુસ્તકમાં આ સંબંધે એક બહુ જ સુંદર યુક્તિ આપવામાં આવી છે. એ બતાવવામાં આવ્યું છે કે જાગ્રતની પ્રવૃત્તિ અને સ્વપ્ન પછી જ્યારે પ્રગાઢ નિદ્રા અર્થાત્ સુષુપ્તિ આવે છે, તો આપણે જડતામાં લય થઈએ છીએ. પ્રગાઢ નિદ્રાથી પણ શક્તિ આવે છે, પરંતુ એ શક્તિને લઈને આપણે પુનઃ સૃષ્ટિ તરફ જ ગતિશીલ થઈએ છીએ. જડતા-યુક્ત વિશ્રામ માનવને દેહાભિમાનથી રહિત નથી કરી શકતો. આનાથી વિપરીત જો જાગ્રત-સુષુપ્તિને આપણે અપનાવી લઈએ, અર્થાત્ જાગ્રતમાં જ શ્રમ-રહિત થઈ જઈએ, તો અવિનાશી જીવન તરફ ગતિ થાય છે. એટલા માટે મૂક-સત્સંગ પ્રત્યેક વ્યક્તિ માટે અનિવાર્ય છે. આથી 'કાંઈ ન કરવા'માં નિત્ય-યોગ છે, આમાં આસ્થા કરવી અનિવાર્ય છે. સ્પષ્ટ છે કે જડતા-યુક્ત નિષ્ક્રિયતા, આળસ તથા અકર્મણ્યતા મૂક-સત્સંગ નથી. અહંકૃતિનાં નાશ દ્વારા જાગ્રત-સુષુપ્તિ મૂક-સત્સંગ છે. એટલા માટે મૂક-સત્સંગ માટે સાચી પ્રવૃત્તિનો નિષેધ નથી, પણ સહજ-નિવૃત્તિ માટે સાચી પ્રવૃત્તિ અપેક્ષિત છે.

કરવું બન્નેય પ્રકારે થાય છે — ભોગની રુચિની પૂર્તિ માટે અને રાગ-નિવૃત્તિ માટે. કામથી પ્રેરિત થઈને જ્યારે આપણે કંઈક કરીએ છીએ, તો કર્મનાં અંતમાં પણ કર્મ-ફળની સાથે હોઈએ છીએ, અર્થાત્ અસત્નાં સંગે જ રહીએ છીએ. પરંતુ જ્યારે રાગ-રહિત થવા માટે કાર્ય કરીએ છીએ, તો કાર્યનાં અંતમાં સહજ-નિવૃત્તિ આવે છે અને એ ક્ષણે આપણે સત્નાં સંગમાં હોઈએ છીએ. એ સંબંધમાં આ એક બહુ જ સુંદર વાત બતાવવામાં આવી છે કે આપણે સદાય જ સત્ની સંગે છીએ, કેમકે અસત્ પણ સત્ને જ આશ્રિત છે. ચાહ-યુક્ત વ્યક્તિ જ્યારે થકિત થાય છે, તો તેને પણ પુનઃ નવી શક્તિ સત્થી જ મળે છે. આથી ચાહ-રહિત થઈને શ્રમ-રહિત થતાં જ સત્નો સંગ થાય છે અને સત્સંગથી અહં ગળીને યોગ, બોધ અને પ્રેમ થઈ જાય છે.

(ઇ) વિશ્રામથી વિમુખતાનું એક કારણ એ પણ છે કે આપણે પોતાનાં જીવનનું સાચું મૂલ્યાંકન નથી કર્યું. આપણે પોતાનાં લક્ષ્યનાં સંબંધમાં નિસ્સંદેહ નથી.

સંયોગની દાસતા અને વિયોગનાં ભયે ક્યારેય આપણને ચેનથી રહેવા નથી દીધા, છતાં પણ 'અમારે નિત્ય-યોગ જોઈએ' — આ વાતનું સ્પષ્ટીકરણ આપણે પોતાનાં દ્વારા નથી કર્યું. આ જ કારણ છે કે વિશ્રામનું મહત્ત્વ સમજમાં નથી આવ્યું, તેનાં પર દૃષ્ટિ નથી ગઈ. વ્યક્તિ અનુકૂળતા બનાવી રાખવા ચાહે છે, પરંતુ એમાં તેનું પોતાનો કોઈ વશ નથી ચાલતો, એટલા માટે પ્રતિકૂળતાનાં ભયથી ભયભીત રહે છે અને વિયોગ થવાથી વિહ્વળ થઈ જાય છે. એ સમયે પોતાનું જીવન પોતાને માટે બિલકુલ જ અનુપયોગી સિદ્ધ થાય છે. આ દશામાં ત્યાં પોતાની માંગની સ્પષ્ટ ખબર પડે છે કે મારે એ સંયોગ નથી જોઈતો, જેમાં વિયોગનો ભય હોય. ત્યારે નિત્ય-યોગની આવશ્યકતા પ્રબળ થઈ ઉઠે છે, જે વિશ્રામથી સાધ્ય છે. આથી પોતાનાં લક્ષ્યનું સ્પષ્ટીકરણ થઈ જવાથી વિશ્રામનું મહત્ત્વ સમજમાં આવે છે.

(ઉ) વિશ્રામથી વિમુખ રહેવાનું એક મુખ્ય કારણ એ પણ છે કે આપણે પોતાનાં જીવનનું મહત્ત્વ ભૂલાવી દીધું છે. પ્રસ્તુત પુસ્તકનાં પ્રણેતાએ પ્રત્યેક

ખંડમાં આપણને લોકોને એ યાદ અપાવ્યું છે કે માનવ-જીવન બહુ જ મહત્ત્વપૂર્ણ છે. ભોગમાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવાને કારણે જ માનવની નિત્ય-યોગથી વિમુખતા થઈ છે. નિજ-વિવેકનાં અનાદરથી જ માનવે ભોગમાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરી છે. પ્રાપ્ત વિવેકનાં પ્રકાશનો આદર કરીએ, તો ભોગને ત્યાગીને, રોગ અને શોકથી રહિત થઈ, ચિર-વિશ્રામ પામી શકીએ છીએ — આટલો મહિમા છે આ જીવનનો. આપણી એક માંગ છે, આપણાં પર એક દાયિત્વ પણ છે. દાયિત્વ પૂરું કરવાનું સામર્થ્ય આપણને મળ્યું છે. દાયિત્વ આપણે પૂરું કરી શકીએ છીએ અને માંગ પૂરી થઈ શકે છે. આમાં માનવ-માત્ર સર્વ પ્રકારે સ્વાધીન છે. પોતાનાં આ મહિમાને યાદ રાખીએ, તો વિશ્રામનું મૂલ્ય સમજમાં આવી જાય, ભોગની રુચિનો નાશ થઈ જાય, સહજ વિશ્રામ મળે, નિત્ય-યોગ પ્રાપ્ત થાય.

(એ) વિશ્રામથી વિમુખ રહેવાનું એક બીજું પ્રત્યક્ષ કારણ મને એ દેખાય છે કે આપણને સાચી રીતે શ્રમ કરતા નથી આવડતું. શ્રમ અને વિશ્રામનાં પારસ્પરિક સંબંધ પર મૂળ પુસ્તકમાં યથા-સ્થાન વિશદ તેમજ પરમ્ ઉપયોગી વિવેચન કરવામાં આવ્યું છે.

પ્રવૃત્તિ અને નિવૃત્તિ એક જ જીવનનાં બે પાસાઓ છે. સાચી પ્રવૃત્તિનાં અંતમાં સહજ નિવૃત્તિ આવે છે અને સહજ નિવૃત્તિ પછી સાચી પ્રવૃત્તિ થાય છે. સાચી પ્રવૃત્તિનો અર્થ છે — વર્તમાન આવશ્યક કાર્યને લક્ષ્ય પર દૃષ્ટિ રાખીને, પવિત્ર-ભાવથી, ફળાસક્તિ છોડીને, પૂરી શક્તિ લગાડીને, સાચી રીતે કરવું અને અનાવશ્યક કાર્યોને છોડી દેવા. સાચી પ્રવૃત્તિનાં અંતમાં વિશ્રામ મળશે.

પરંતુ આપણે તો સંકલ્પ-પૂર્તિ માટે કર્તાપણાનું અભિમાન લઈને, ક્રિયા-જનિત સુખનો ભોગ કરતાં-કરતાં કાર્યરત રહીએ છીએ. તેનું જ પરિણામ એ થાય છે કે સાચી રીતે કાર્ય નથી થતું અને કાર્યનાં અંતમાં વિશ્રામ નથી મળતો. આથી સહજ નિવૃત્તિ માટે સાચી પ્રવૃત્તિ અનિવાર્ય છે.

શ્રમમાં પરાશ્રય છે. શરીર સાથે તાદાત્મ્ય કર્યા વિના શ્રમ નથી થતો. શ્રમ-સાધ્ય જે કાંઈ છે, તે અવિનાશી નથી; આથી શ્રમ-સાધ્ય જે કાંઈ છે, તે

'સ્વ'ને કામ નથી આવતું. છતાં પણ મનુષ્યનાં વ્યક્તિત્વમાં ભાવ અને વિચારની સાથે ક્રિયાશક્તિ પણ છે અને એ શક્તિની ઉપયોગિતા પણ છે. કર્મ-અનુષ્ઠાનની જે કાંઈ સામગ્રી મળી છે, તે 'પર' માટે છે. આ દૃષ્ટિએ સર્વહિતકારી કાર્યોનાં સંપાદનમાં શ્રમ કરવામાં આવે, તે તે સાચી પ્રવૃત્તિ થશે. તેનાંથી વિશ્રામમાં બાધા નહિ થાય.

પરિવાર, સમાજ, રાષ્ટ્ર અને પ્રકૃતિ સૌની પાસેથી ભરણ, પોષણ, સંરક્ષણ અને શિક્ષણ લઈને વ્યક્તિ પળે છે. તેનાં રાગથી રહિત થવા માટે તેમની સેવામાં શ્રમ લગાડવામાં આવે, તો સાચી-પ્રવૃત્તિ થશે. સેવાનાં બદલામાં કાંઈ આશા ન રાખવામાં આવે, તો સેવાનાં અંતમાં ચિર-શાંતિ મળશે.

જો કે શ્રમ કરવા માટે શરીરનો આશ્રય લેવો પડે છે અને પરાધીનતા સ્વીકાર કરવી પડે છે, છતાં પણ 'પરહિત' માટે આ પરાધીનતાને સ્વીકાર કરી શકાય છે. આ પ્રમાણે શ્રમનું મહત્ત્વ પર-પીડાથી પીડિત થઈને પ્રાપ્ત-સામર્થ્યનાં સદ્વ્યયમાં છે. આ શ્રમનાં અંતમાં સહજ વિશ્રામ સ્વતઃ પ્રાપ્ત થાય છે, જે નિત્ય-યોગ સાથે અભિન્ન કરાવે છે.

શ્રમ, વિશ્રામની તૈયારી છે. વિશ્રામ માટે આવશ્યક શ્રમનો ત્યાગ અપેક્ષિત નથી; પરંતુ કાર્યનાં અંતમાં કાર્ય સાથે અસંગ થવું અનિવાર્ય છે. આ પ્રમાણે આવશ્યક પ્રવૃત્તિનાં અંતમાં આવવાવાળી સહજ-નિવૃત્તિ મૂક-સત્સંગ છે. મૂક-સત્સંગમાં જડતા નથી. એ વિશ્રામમાં પણ એક ગતિ છે. એ ગતિ સાધકને જડતાથી ચેતના, મૃત્યુથી અમરત્વ અને અસત્‌થી સત્‌ તરફ લઈ જાય છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ વ્યક્તિનાં જીવનનો પરમ પુરુષાર્થ છે, જે દિવ્ય-ચિન્મય જીવન સાથે અભિન્ન કરાવે છે.

આ મૂક-સત્સંગનું સંપાદન કેવી રીતે થાય ?

શ્રમિત થવાનું મૂળ કારણ અહંકૃતિ છે. (૧) અહંકૃતિ અહમ્‌નું કામયુક્ત રૂપ છે અને (૨) નિવૃત્તિ અહમ્‌નું કામરહિત રૂપ છે. 'અહંકૃતિ'— અર્થાત્‌ કર્તૃત્વનું અભિમાન, ક્રિયા-જનિત સુખનો ભોગ અને કર્મનાં ફળમાં આસક્તિ. એટલા માટે વિશ્રામ પામવાનો મુખ્ય ઉપાય છે, 'અહંકૃતિનો નાશ.'

પ્રણેતાની દૃષ્ટિ સદાય જીવનની સમસ્યાઓનાં મૂલોચ્છેદન પર રહે છે. એટલા માટે સર્વપ્રથમ તેમણે અહંકૃતિનાં નાશનો વિષય લીધો છે. પુસ્તકનું સૌથી પહેલું વાક્ય છે — અહંકૃતિ-રહિત થતાં જ મંગલમય વિધાનથી સ્વતઃ નિત્ય-યોગની અભિવ્યક્તિ થાય છે.

આ સૂત્રની સ્થાપના પછી અહંકૃતિ-રહિત થવાનાં ઉપાયોનું વિવેચન આરંભ થયું છે. અહંકૃતિ શું છે ? તે શા માટે જીવિત રહે છે ? તે કેવી રીતે પોષિત થાય છે ? અહંકૃતિજન્ય અસાધન ક્યા-ક્યા વિકારોનાં રૂપમાં પ્રગટ થાય છે ? તેનાં ક્યા-ક્યા દુષ્પરિણામ થાય છે ? પ્રત્યેક દશામાં અહંકૃતિ-જનિત અસાધનનાં નાશ માટે ક્યા-ક્યા ઉપાયો કરી શકાય છે ? આ ખંડો પર બહુ જ વૈજ્ઞાનિક, વ્યાવહારિક અને દાર્શનિક અનુભૂત-સત્યનાં આધાર પર આધારિત અકાટ્ય યુક્તિઓ દ્વારા સમર્થિત અચૂક ઉપાયો બતાવવામાં આવ્યા છે, જેનું અનુસરણ કરીને સાધકો સહજ વિશ્રામ પામી શકે છે અને નિત્ય-યોગ સાથે અભિન્ન થઈ, કૃતકૃત્ય થઈ શકે છે.

જો કે 'નિત્ય-યોગ'ની પ્રાપ્તિથી વિમુખતાનું મૂળ કારણ એક જ છે — 'અહંકૃતિનું જીવિત રહેવું' અને 'નિત્ય-યોગ' સાથે અભિન્ન થવાનો મૂળ ઉપાય પણ એક જ છે — 'મૂક-સત્સંગ દ્વારા અહંકૃતિનો નાશ.' છતાં પણ જે ભૂલોથી અહંકૃતિ જીવિત રહે છે તેમજ પોષિત થાય છે, તે ભૂલો ઉત્પન્ન થાય છે પોતાનાં જાણેલાં અસત્‌નાં સંગથી. આ દૃષ્ટિએ પોતાનાં જાણેલાં અસત્‌નાં સંગનો ત્યાગ પરમ પુરુષાર્થ છે.

પરંતુ વિવેકનાં અનાદરથી 'છે'માં અનાસ્થા તેમજ અકર્તવ્ય-જનિત દોષો અસંખ્ય રૂપોમાં ઉત્પન્ન થાય છે, જે વ્યક્તિનાં વ્યક્તિત્વને જડતા, અસમર્થતા, નીરસતા અને અભાવથી યુક્ત કરી દે છે.

ક્યા સાધકનાં વ્યક્તિત્વમાં ક્યું અસાધન પ્રધાન રૂપે બાધક બની ગયું છે, ક્યો સાધક પોતાની માંગને ક્યા રૂપમાં જુએ છે અને તેની પૂર્તિ માટે શું કરી શકે છે, એ નિશ્ચિત નથી રહેતું.

જો કે મૂળ ભૂલ એક જ છે અને મૌલિક માંગ પણ એક જ છે, છતાં પણ

વ્યક્તિગત ભિન્નતાનાં પ્રાકૃતિક તથ્યને કારણે વ્યક્તિનાં જીવનમાં સમસ્યાઓ અલગ-અલગ રૂપ ધારણ કરીને ઉપસ્થિત થાય છે.

જો કે 'મૂક-સત્સંગ તથા નિત્ય-યોગ'નાં પ્રણયનમાં એક અંતર્વ્યથા છે કે પ્રત્યેક માનવ સ્વાધીનતાપૂર્વક પોતાનું હિત કરી શકે, એટલા માટે મુખ્ય-રૂપે બધા સંભાવિત અસાધનોનાં પક્ષને લઈને વિવેચન કરવામાં આવ્યું છે, જેથી પ્રત્યેક વ્યક્તિ પોતાનાં માટે એક રસ્તો કાઢી શકે, જેને તે પોતાની આંખે જોઈ શકે અને જેનાં પર પોતાનાં પગે ચાલી શકે. 'નિત્ય-પ્રાપ્ત' થી 'નિત્ય-યોગ'નાં ઉપાયો બતાવતાં સમયે સાધકોનાં વ્યક્તિત્વની અનોખી રચના (Unique personality structure) નું પૂરું ધ્યાન રાખવામાં આવ્યું છે. પ્રત્યેક ખંડમાં જ્યાં વિચારપૂર્વક અસત્‌નાં સંગનાં ત્યાગ દ્વારા શ્રમ-રહિત થઈને 'નિત્ય-યોગ'ની પ્રાપ્તિની વાત કહેવામાં આવી છે, ત્યાં જ, એ જ ખંડમાં 'છે'ની આસ્થા દ્વારા પ્રાપ્ત 'પરમ-વિશ્રામ'ની વાત પણ કહેવામાં આવી છે. જ્યાં પ્રતીતિનાં સ્વરૂપથી પરિચિત થવાની વાત કહેવામાં આવી છે, ત્યાં વાસ્તવિક જીવન હોવામાં દૃઢ આસ્થાની વાત પણ કહેવામાં આવી છે. જ્યાં પ્રાપ્ત સામર્થ્યનાં સદુપયોગ દ્વારા સફળતાની વાત કહેવામાં આવી છે, ત્યાં અસમર્થતાની વેદનાથી પણ સફળતા મળે છે, એ પણ કહેવામાં આવ્યું છે. પ્રસ્તુત પુસ્તકનાં પ્રણેતાનાં હૃદયમાં માનવ-માત્રની અસફળતાની પીડા છે. પુસ્તક વાચવાથી એવો અનુભવ થવા લાગે છે કે વિચાર-પ્રધાન વિવેચન પ્રસ્તુત કરતાં-કરતાં, તુરંત જ એ સાધકોની પણ યાદ આવી જાય છે, જેમનાં વ્યક્તિત્વમાં વિશ્વાસ-પક્ષ અથવા ક્રિયા-પક્ષ સબળ છે. તે સાધકો અધીરા ન થઈ જાય, તેમને પણ રાહ મળે, 'નિત્ય-યોગ'ની પ્રાપ્તિનો ઉપાય એકદેશીય ન થઈ જાય, એટલા માટે વિચાર, વિશ્વાસ અને કર્તવ્ય — બધા જ પાસાઓને વારંવાર ઉપસ્થિત કરીને બધી દૃષ્ટિએથી નિત્ય-યોગની પ્રાપ્તિનાં ઉપાયો બતાવવામાં આવ્યા છે.

પ્રણેતાનું મિશન તો એ છે કે પ્રત્યેક વ્યક્તિમાં એ સ્પષ્ટ ધારણા બની જાય કે પોતાનાં વિકાસમાં તે પૂર્ણ સ્વાધીન છે. આ વાતને પોતાની વાતનાં રૂપમાં સ્વીકાર કરી લીધા પછી વ્યક્તિ રાહ જુએ, ન જુએ, ચાલે, ન ચાલે, તેની મોજ.

સંત-હૃદય તો વ્યથિત ત્યારે થાય છે, જ્યારે તેમને દેખાય છે કે માનવ પોતાનાં વિકાસ માટે વિવશ આંખે, આર્ત દૃષ્ટિએ 'પર' તરફ જુએ છે અને 'અન્ય' તરફ ચાલવા માગે છે, જ્યાં સફળતા ત્રિકાળમાં પણ સંભવ નથી.

એટલા માટે વારંવાર એ વાતની યાદ અપાવવામાં આવી છે કે નિત્ય-યોગ માટે 'પરાશ્રય' અપેક્ષિત નથી, 'શ્રમ' અપેક્ષિત નથી. શ્રમ-રહિત થઈને, અર્થાત્ મૂક-સત્સંગ દ્વારા પ્રત્યેક માનવ સ્વાધીનતા પૂર્વક નિત્ય-જીવન, નિત્ય-જાગૃતિ તેમજ નિત્ય-નવીન-અગાધ-અનંત પ્રિયતા સાથે અભિન્ન થઈ શકે છે. આજનાં સાધક-સમાજમાં શ્રમ-સાધ્ય સાધનો ખૂબ પ્રચલિત છે, પરંતુ તેનાથી સફળતા નથી મળતી. એટલા માટે પ્રસ્તુત પુસ્તકમાં નિત્ય-જીવનની પ્રાપ્તિ માટે શ્રમ-સાધ્ય પ્રયાસોને છોડીને શ્રમ-રહિત થવાની વાત વારંવાર પ્રત્યેક ખંડમાં બહુ જ જોરદાર શબ્દોમાં કહેવામાં આવી છે.

પરંતુ બહુ જ સજાગતાપૂર્વક એ વાતનું ધ્યાન રાખવામાં આવ્યું છે કે 'કાંઈ ન કરવા'નો ખોટો અર્થ લઈને આળસ તેમજ અકર્મણ્યતાનું સમર્થન ન થઈ જાય, વ્યક્તિ કર્તવ્યથી વિમુખ ન થઈ જાય. એનાં માટે યથાસ્થાન સાચી-પ્રવૃત્તિનું ખૂબ સમર્થન કરવામાં આવ્યું છે તથા વિચાર તેમજ વિશ્વાસપૂર્વક અહંકૃતિનાં નાશની વાત જ્યાં કરવામાં આવી છે, ત્યાં જ પ્રાપ્તનાં સદુપયોગ દ્વારા કર્તવ્ય-પાલનની વાત પણ કહેવામાં આવી છે.

સામૂહિક કાર્ય એક છે, જેમાં પ્રત્યેક વ્યક્તિનો સહયોગ અનિવાર્ય છે. આ દૃષ્ટિએ પ્રત્યેક વ્યક્તિને જે સામર્થ્ય અને યોગ્યતા મળી છે, તેનાં ઉપયોગ દ્વારા આવશ્યક કાર્યોનું સંપાદન થવું જ જોઈએ, ત્યારે જ સમષ્ટિ જીવનની પારસ્પરિક વ્યાવહારિક અવિચ્છિન્નતા સુરક્ષિત રહી શકે છે. આ સંબંધમાં યથા-સ્થાન આવશ્યક શ્રમ પર બહુ જ પ્રભાવોત્પાદક, યુક્તિ-યુક્ત વિવેચનો આપવામાં આવ્યા છે. વ્યક્તિગત જીવનનો વિકાસ વિશ્રામમાં છે, પણ સુંદર સમાજનું નિર્માણ ખરા શ્રમ દ્વારા જ સંભવ છે. એ ખરો શ્રમ વિશ્રામમાં બાધક નથી, પણ સહાયક છે અને વિશ્રામ ખરા શ્રમનો સ્રોત છે. આ પ્રમાણે શ્રમ અને વિશ્રામ બન્નેય એક-બીજાનાં પૂરક છે તથા વ્યક્તિનાં કલ્યાણ તેમજ સુંદર

સમાજનાં નિર્માણ માટે અનિવાર્ય છે. આમાંથી કોઈની પણ ઉપેક્ષા નથી કરી શકાતી, આ વાતને અનેક રૂપોમાં અનેક યુક્તિઓ દ્વારા સ્પષ્ટ કરવામાં આવી છે.

એ સિવાય પ્રણેતાની દૃષ્ટિમાં વ્યક્તિગત જીવનની અસફળતા જેટલી દુઃખદ છે, સામૂહિક જીવનની વિશ્રૃંખલતા તેનાથી ઓછી દુઃખદ નથી. એટલા માટે મૂક-સત્સંગ તથા નિત્ય-યોગ જેવા નિતાંત એકાંતિક વ્યક્તિગત જીવનનાં તથ્યોનું વિશ્લેષણ કરતી વખતે પણ તેઓ સમાજગત જીવનને અલગ નથી રાખી શક્યા. સબળ નિર્બળોની સેવા ન ભૂલી જાય, એટલા માટે શ્રમ-રહિત જીવનનો મહિમા સ્થાપિત કરવાની સાથે જ પરહિત માટે શ્રમની બહુ ભારે ઉપયોગિતા બતાવવામાં આવી છે. જગત, જે અવ્યક્તનું જ વ્યક્ત રૂપ છે, તેનાં સુંદર-સંગઠન તેમજ કુશળ-સંચાલન માટે ખરા શ્રમની અનિવાર્યતાની વારંવાર યાદ અપાવવામાં આવી છે. આ પ્રમાણે 'કાંઈ ન કરવામાં જીવન છે' — આ વાક્યનો ભ્રમાત્મક અર્થ લગાડવાની શક્યતા નથી છોડવામાં આવી.

'મૂક-સત્સંગ તથા નિત્ય-યોગ'નાં પ્રણયનમાં મને એક વધારે અંતઃપ્રેરણા કામ કરતી દેખાય છે, તે એ છે કે માનવ-સમાજમાં ધર્મ તથા વાદ (Ism) ની વિભિન્નતાને નામે સમયે-સમયે જે મોટા-મોટા અનર્થકારી સંઘર્ષો થતાં રહે છે, તેનો અંત કરવામાં આવે. આ સંઘર્ષો એટલા માટે થતાં રહે છે કે વિભિન્ન મતોનાં અનુયાયીઓ એક-બીજા સાથે દ્વેષ કરે છે. એકદેશીય દૃષ્ટિકોણનાં આગ્રહથી ધર્મ, અધર્મનાં રૂપમાં બદલાઈ જાય છે. માનવ-સમાજની આ બહુ ભારે આપદા છે.

જીવન (સત્ય) એક છે, આને સૌ માને છે. પણ તેની પ્રાપ્તિનાં સાધનો અનેક છે, આ તથ્ય પણ સર્વ દેશ અને સર્વ કાળમાં માન્ય છે. જીવનની એકતા માનતાં છતાં પણ સાધનની વિભિન્નતાને કારણે અલગ-અલગ મત, સંપ્રદાય, વાદ (Ism) તથા મજહબનાં લોકો એકસાથે મળીને પ્રેમપૂર્વક રહી નથી શકતાં.

સત્ય એક છે, ઈશ્વર એક છે, માનવ-જીવનનું લક્ષ્ય એક છે, વગેરે-વગેરે તથ્યોને કહીને સર્વ-ધર્મ સમભાવનો પાઠ ભણાવવાનો બહુ જ પ્રયાસ કરવામાં આવ્યો છે, પરંતુ વાદ (Ism), મજહબ, મત, સંપ્રદાયની વિભિન્નતાનાં

પ્રભાવથી માનવ-સમાજ એવો આક્રાંત છે કે પારસ્પરિક ભેદ-ભાવ મટાડી નથી શકતાં. સ્પષ્ટ છે કે 'સાધનની ભિન્નતા હોવા છતાં પણ જીવનની એકતા'નાં સિદ્ધાંતને માનવ-સમાજ પોતાનાં વ્યાવહારિક સ્તર પર લાવી નથી શક્યો.

એટલા માટે પણ એ આવશ્યક થઈ ગયું કે જ્યારે માનવ-માત્રની મૌલિક માંગ એક છે, તો તેની પૂર્તિનાં વિભિન્ન ઉપાયોની જડ પણ કોઈ એક જ હોવી જોઈએ અને તે મૂળ-સાધન દેશ, કાળ, વાદ, મજહબ, મત, સંપ્રદાય તેમજ વ્યક્તિગત ભિન્નતાઓ (Individual differences) નાં પરિધિબંધથી નિર્બંધ પણ હોવું જ જોઈએ, જેને માનવ-માત્ર સ્વાધીનતાપૂર્વક અપનાવી શકે અને દઢતાપૂર્વક કહી શકે કે તે સફળતાનો જન્મ-સિદ્ધ અધિકારી છે.

આપ જાણો છો, તે મૂળ સાધન શું છે ? — 'મૂક-સત્સંગ.' પ્રારંભમાં આપે વાંચ્યું જ છે કે 'મૂક-સત્સંગ' બધા સાધનોની ભૂમિ છે, મૂળ-સાધન પણ છે અને બધા સાધનોની પરાવધિ પણ છે. આ રૂપમાં એક અચૂક ઉપાયનો આવિર્ભાવ થયો છે કે જેને માનવ-માત્ર અપનાવી શકે છે. માનવ-સમાજ જીવનની પ્રાપ્તિનાં આ મૂળ-મંત્રને અપનાવીને બધા સાંપ્રદાયિક સંઘર્ષોનો નાશ કરી શકે છે. કોઈ મંદિરમાં ફૂલ ચડાવે છે, કે મસ્જિદમાં નમાજ પઢે છે કે ગિરજાઘરમાં પ્રાર્થના કરે છે, આ વાતોથી કોઈ અંતર નથી આવતું; કેમકે વિભિન્ન અનુષ્ઠાનોનાં સંપાદનમાં ભેદ છે, 'ન કરવા'માં કોઈ ભેદ નથી, પૂર્ણ એકતા છે. કાર્ય-ક્ષેત્રમાં બે વ્યક્તિ પણ સમાન નથી, પરંતુ વિશ્રામનાં ક્ષેત્રમાં સૌ સમાન છે. આથી વિશ્રામ-સંપાદન દ્વારા સમતાનો અનુભવ જ ભેદ તથા ભિન્નતાનો અંત કરી શકે છે. ભેદ તથા ભિન્નતાનો અંત થવાથી જ વ્યક્તિગત જીવનની અસફળતા અને સામાજિક જીવનનાં સંઘર્ષનો નાશ સંભવ છે. આથી મૂક-સત્સંગ જ માનવ-સમાજનાં સર્વાંગીણ વિકાસનું મૂળ છે.

એ મૂક-સત્સંગનાં વિવેચનમાં કહેવામાં આવ્યું છે કે 'કરવા'માં જીવન નથી, 'કરવું' અખંડ નથી હોતું, 'કરવા' થી જે મળે છે, તે સદૈવ નથી રહેતું અને 'સ્વ'ને કામ નથી આવતું. એટલા માટે 'કાંઈ ન કરવા'માં જીવન છે, વિશ્રામમાં વિકાસ છે. શ્રમ દ્વારા અવિનાશી-યોગ સંભવ નથી. શ્રમ-રહિત થઈને જ

નિત્ય-જીવન, નિત્ય-જાગૃતિ અને નિત્ય-નવીન-અગાધ-અનંત પ્રિયતા સાથે અભિન્નતા થાય છે.

'શ્રમ-રહિત' થવું સૌને માટે સમાન રૂપે સુલભ છે.

પ્રણેતાનું આ અનુસંધાન જીવન-મંથનનું પરિણામ છે. આ અનુપમ શોધની અભિવ્યક્તિ માટે વ્યાપક પ્રત્યયનિર્માણ (Concept formation) પણ થયું છે. તેનાં માટે જે નવા શબ્દો ઘડવામાં આવ્યા છે, તેનો અર્થ-વિસ્તાર (Connotation) પણ અસીમ છે. જેમ કે, 'નિત્ય-યોગ', નિત્ય-જાગૃતિ', 'જાગ્રત-સુષુપ્તિ' વગેરે. આ શબ્દોને કોઈ વાદ (Ism) કે મજહબ કે કોઈ વિશિષ્ટ દર્શનની સીમામાં બાંધી નથી શકાતા. સૌની પરાવધિ જે જીવનમાં થાય છે, એ સીમા-વિહીન જીવનની ભાષાનાં આ શબ્દો છે.

સંપૂર્ણ પુસ્તકની ભાષામાં વિશિષ્ટ દાર્શનિક દૃષ્ટિકોણોનો સીમિત ભાવ (Tone) પણ આપને ક્યાંય નહિ મળે. 'મૂક-સત્સંગ' અને 'નિત્ય-યોગ'ની સર્વવ્યાપી વિચારધારાની અભિવ્યક્તિની ભાષા-શૈલીમાં પણ એટલી વ્યાપકતા રાખવામાં આવી છે કે કોઈ પણ વ્યક્તિ એનાં સમુદાયની બહાર છૂટી નથી શકતું, ભલે તે સંસારનાં કોઈ મજહબ, વાદ (Ism), મત, સંપ્રદાયને માનવાવાળો કેમ ન હોય. સૌ આને અપનાવી શકે છે, અને સફળતા મેળવી શકે છે.

કોણ કહી શકે છે કે નિત્ય-જીવન મારે નથી જોઈતું ? નિત્ય-જાગૃતિ મારા મતની વિરુદ્ધ છે અને નિત્ય-નવીન પ્રિયતા મારી માંગ નથી ? કોઈ નથી કહી શકતું; અને નિત્ય-યોગની પ્રાપ્તિનું જે સાધન બતાવવામાં આવ્યું, 'મૂક-સત્સંગ' તેનો વિરોધ તો કોઈ કરી જ નથી શકતું; એમાં કોઈ પોતાને અસમર્થ પણ નથી બતાવી શકતું. જ્યારે કાંઈ કરવાનું જ નથી, પરાશ્રયની અપેક્ષા જ નથી, તો પછી અસમર્થતા કેવી ?

આથી 'શ્રમ-રહિત' થવામાં માનવ-માત્ર સ્વાધીન છે અને નિત્ય-યોગ સાથે અભિન્નતા માનવ-માત્રનું લક્ષ્ય છે. આથી 'મૂક-સત્સંગ' વિશ્વવ્યાપી પ્રયોગ છે અને 'નિત્ય-યોગ' માનવ-માત્રનું જીવન છે. આ પ્રયોગ અને આ જીવનમાં સૌ એક છે.

આટલી વ્યાપકતા હોવા છતાં પણ વ્યક્તિગત રચના, મત, સંપ્રદાય, જાતિ, ધર્મ, વાદ (Ism) તથા મજહબનો વિરોધ પણ સંપૂર્ણ પુસ્તકમાં આપને ક્યાંય નહિ મળે. આપ હિન્દુ, મુસલમાન, બૌદ્ધ, જૈન, પારસી, ઈશ્વરવાદી, અનીશ્વરવાદી, સાકાર-ઉપાસક, નિરાકાર-ઉપાસક, જે પણ છો, બરાબર છો. પોતાની સ્વીકૃતિ અનુસાર જે પણ પ્રવૃત્તિ આવશ્યક હોય, આપ કરો. આપ એ ન વિચારો કે અસીમ અવિનાશી જીવનની વ્યાપક વિચારધારાની વ્યાપકતામાં આપને પોતાની વ્યક્તિગત વિશિષ્ટતા (Individuality) ખોઈ નાખવી પડશે. એવું નહિ થાય. એ સંભવ પણ નથી. આથી આપ પોતાનાં વ્યક્તિત્વ (Individuality) ને લઈને જ ચાલો. પોતાનાં મત, વિચાર, મજહબ અને સંપ્રદાય અનુસાર જે કરવા ચાહો છો, બધું જ ખરી રીતથી કરો. બધું જ કરવાનાં અંતમાં 'કાંઈ ન કરવું' અનિવાર્ય છે, અને એ સ્વાભાવિક પણ છે. ખરી પ્રવૃત્તિનો અંત સહજ નિવૃત્તિમાં અવશ્ય થાય છે. નિવૃત્તિની શાંતિમાંથી આપનાં જ મત, મજહબ અને દર્શનને અનુરૂપ સાધનની અભિવ્યક્તિ થશે, અને એ સાધન આપને 'નિત્ય-પ્રાપ્ત'નાં 'નિત્ય-યોગ' સાથે અભિન્ન કરી દેશે. આથી 'મૂક-સત્સંગ' તથા 'નિત્ય-યોગ' અનેકતામાં એકતા (Unity in diversity) નું અનુપમ સૂત્ર છે. એનાં દ્વારા સાંપ્રદાયિક સંઘર્ષોનો સદાને માટે અંત થઈ શકે છે.

વ્યક્તિનાં કલ્યાણ અને સુંદર સમાજનાં નિર્માણનાં ઉદ્દેશ્યની પૂર્તિ માટે આ મહત્ત્વપૂર્ણ ઉચ્ચતર સોપાન છે. આમાં 'મૂક-સત્સંગ તથા નિત્ય-યોગ'નું જે પણ વિવેચન છે, તે અનુમાનિત નથી, પણ જેમણે સ્વાધીનતાપૂર્વક સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ મેળવ્યો છે, શ્રમ-રહિત જીવનમાં નિત્ય-યોગની અભિવ્યક્તિનાં દર્શન કર્યા છે, તેમનાં અનુભૂત સત્યનાં આધારે માનવ-સમાજની અસફળતાની પીડાથી કરુણાર્દ્ર-હૃદયનાં ઉદ્‌ગાર તેમજ સર્વ-હિતકારી સદ્‌ભાવથી તે પૂરિત છે.

પ્રસ્તુત પુસ્તક પુસ્તકનું ખરું મૂલ્યાંકન નિત્ય-યોગથી વિમુખતાની દશામાં તો કોઈ કરી જ નથી શકતું. હા, આમાં બતાવવામાં આવેલા ઉપાયોનું અનુસરણ કરીને શ્રમ-રહિત અવશ્ય થઈ શકે છે. મૂક-સત્સંગનાં સંપાદન દ્વારા

નિત્ય-યોગની દિવ્ય અનુભૂતિઓથી અભિભૂત થઈ કૃતકૃત્ય થઈ શકે છે, અને એ જ આ રચનાનું ખરું મૂલ્યાંકન છે. જે કરુણાની આર્દ્રતા પ્રસ્તુત વિચારધારામાં પ્રવાહિત થઈ છે, એ કરુણા-સલિલ સાથે આપણે સૌ વિકાસોન્મુખ થવા માટે અનુપ્રાણિત થતાં રહીએ, એ જ સદ્ભાવના સાથે –

વિનીતા

૦૨-૦૫-૧૯૬૩ **દેવકી**



# મૂક-સત્સંગ તથા નિત્ય-યોગ

અહંકૃતિ-રહિત થતાં જ મંગલમય વિધાનથી સ્વતઃ નિત્ય-યોગની અભિવ્યક્તિ થાય છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે જ્યારે સાધક નિજ-વિવેકનાં પ્રકાશમાં પોતાનાં લક્ષ્યનાં સંબંધમાં વિકલ્પ-રહિત થાય છે. પોતાનાં જ દ્વારા પોતાનાં લક્ષ્યનો નિર્ણય વાસ્તવિક સર્વપ્રથમ પ્રયાસ છે. આ પ્રયાસ વગર સાધક સ્વાધીનતાપૂર્વક સત્પથમાં અગ્રેસર નથી થઈ શકતો. જેની જે માંગ છે, તેનાથી તે સ્વતઃ પરિચિત છે, આ પ્રાકૃતિક તથ્ય છે. આ જ આધાર ઉપર માનવ-માત્ર મૂક-સત્સંગ દ્વારા નિત્ય-યોગ પ્રાપ્ત કરવામાં સર્વદા સ્વાધીન તથા સમર્થ છે. મૂક-સત્સંગ વાસ્તવિક સત્સંગ છે. વિચાર-વિનિમય વગેરેનો પ્રયાસ વાસ્તવિક સત્સંગનું સહયોગી અંગ છે, અર્થાત્ વિચાર-વિનિમયથી મૂક-સત્સંગનું સામર્થ્ય આવે છે. આ કારણે મૂક-સત્સંગની સાથોસાથ પોતાનાં જ દ્વારા પોતાનાં સંબંધમાં વિચાર-વિનિમય અનિવાર્ય છે.

મૂક-સત્સંગ કોઈ અભ્યાસ નથી, પરંતુ સમસ્ત સાધનોની ભૂમિ છે. મૂક-સત્સંગ કરવામાં નથી આવતો, આવશ્યક કાર્યનાં અંતમાં સ્વતઃ થાય છે. જે સ્વતઃ થાય છે, તેમાં પોતાની આસ્થા, શ્રદ્ધા અને વિશ્વાસ હોય, તો બહુ જ સુગમતાપૂર્વક સાધનની અભિવ્યક્તિ તથા અસાધનનો નાશ થઈ જાય છે. કરેલું સાધન સાધકનાં અહંભાવને જેમ-નો-તેમ સુરક્ષિત રાખે છે, જે ભેદ તથા ભિન્નતાનો પ્રતીક છે. અહંકૃતિએ જ નિત્ય-પ્રાપ્તથી વિમુખ કર્યા છે અને સાધકોને ગુણ તથા દોષનાં અભિમાનમાં આબદ્ધ કરી દીધા છે. ગુણોનાં અભિમાનથી દોષો પોષિત થાય છે. જ્યારે સાધક પોતાનામાં કોઈ વિશેષતા નથી જોતો, ત્યારે અધીરો થઈ, વાસ્તવિકતા માટે પરમ વ્યાકુળ થાય છે. વ્યાકુળતાની અગ્નિ સમસ્ત દોષોને ભસ્મીભૂત કરવામાં સર્વદા સમર્થ છે. વ્યાકુળતાની જાગૃતિ પ્રાકૃતિક વિકાસ-ક્રમ છે. એ જ વ્યાકુળતા સહજ, સ્વાભાવિક રૂપે સાધકને

સત્પથ પર અગ્રેસર કરે છે. વ્યાકુળતા વિના ક્યારેય કોઈનો વિકાસ નથી થયો. વાસ્તવિકતાથી નિરાશ ન થવાથી વ્યાકુળતા સ્વતઃ જાગ્રત થાય છે. વ્યાકુળતા મટાડી નથી શકાતી, પરંતુ લક્ષ્ય સાથે અભિન્ન થવાથી સ્વતઃ અગાધ પ્રિયતામાં પરિણત થાય છે. આ દૃષ્ટિએ વ્યાકુળતા સફળતાની ચાવી છે. જેમ-જેમ સાધકમાં નિત્ય-નવીન ઉત્સાહ તથા ઉત્કંઠા સબળ થતી જાય છે, તેમ-તેમ વ્યાકુળતા સ્વતઃ તીવ્ર થતી જાય છે. વ્યાકુળતા અહંકૃતિનાં નાશમાં સમર્થ છે. અહંકૃતિએ જ સાધકને પરિચ્છિન્નતામાં આબદ્ધ કર્યો છે. પરિચ્છિન્નતાથી જ ભેદ તથા ભિન્નતા પોષિત થાય છે. પ્રાકૃતિક નિયમાનુસાર પ્રત્યેક ભિન્નતામાં કોઈ-ને-કોઈ પ્રકારની એકતા નિહિત છે; પરંતુ અહંકૃતિ એ એકતાનો અનુભવ નથી થવા દેતી. અહંકૃતિએ સાધકને દેહાભિમાનમાં આબદ્ધ કર્યો છે, જે વિનાશનું મૂળ છે.

દેહાદિ વસ્તુઓનાં આશ્રયથી જ લક્ષ્યની પ્રાપ્તિ થશે, આ જ મૂળ ભૂલ છે. આ ભૂલ રહેતાં અહંકૃતિનો અંત સંભવ નથી. દેહાદિ વસ્તુઓનાં સદુપયોગનું દાયિત્વ છે, પણ તેનાં આશ્રયથી પોતાનું હિત થશે, આ ધારણા ભ્રમ-મૂલક છે. દેહાદિ રહેતાં જ તેનાં આશ્રયનો ત્યાગ બધા સાધકો માટે અનિવાર્ય છે. વસ્તુઓનાં આશ્રયથી વસ્તુઓ સુરક્ષિત રહેશે, આ ભ્રમનો અંત કરવો અત્યંત આવશ્યક છે. પ્રાકૃતિક નિયમાનુસાર વસ્તુઓનાં સદુપયોગથી જ આવશ્યક વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. વસ્તુઓનાં આશ્રયથી તો લોભ, મોહ વગેરે વિકારો જ ઉત્પન્ન થાય છે. વસ્તુઓનો ઉપયોગ વિશ્વની સેવામાં કરવાનો છે. ક્રિયાત્મક સેવા, ભાવાત્મક સેવાને સજીવ બનાવે છે. ભાવાત્મક સેવાથી જ સાધકનાં જીવનમાં વિશ્વ-પ્રેમની અભિવ્યક્તિ થાય છે. વિશ્વ-પ્રેમની અભિવ્યક્તિ થવાથી સાધક બહુ જ સુગમતાપૂર્વક પરિવર્તનશીલની દાસતાથી રહિત થઈ જાય છે, જેનાં થતાં જ પોતાનાંમાં જ પોતાનાં પ્રેમાસ્પદને પામીને કૃતકૃત્ય થાય છે. **નિત્ય-યોગ માટે પોતાનાંમાં જ પોતાનાં પ્રેમાસ્પદનો અનુભવ અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.**

અવિનાશીનો સંગ વિનાશીની વિમુખતામાં નિહિત છે. અહંકૃતિ-રહિત

થતાં જ સાધક બહુ જ સુગમતાપૂર્વક વસ્તુ, અવસ્થા અને પરિસ્થિતિથી અસંગ થઈ જાય છે, જેનાં થતાં જ સમતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ મેળવે છે. સમતા વિના દીનતા તથા અભિમાનનો નાશ સંભવ નથી. સમતા પ્રિયતમની શય્યા છે, તેમાં જ પ્રીતિ તથા પ્રિયતમનો નિત્ય વિહાર છે. વિષમતાં રહેતાં ચિન્મય જીવન સાથે અભિન્નતા સંભવ નથી અને ચિન્મય જીવન વિના પરાધીનતાનો અંત કોઈ પણ પ્રકારે નથી થઈ શકતો. આ દૃષ્ટિએ વિષમતાનો અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર અહંકૃતિનાં નાશથી જ સાધ્ય છે.

જે પ્રત્યેક ઉત્પત્તિનો આશ્રય તથા પ્રતીતિનો પ્રકાશક છે, તેનાંમાં આસ્થા થવાથી અવિનાશીનો સંગ થઈ જાય છે, જેનાં થતાં જ અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ થાય છે, જે સર્વતોમુખી વિકાસનું મૂળ છે. જે પ્રત્યેક ઉત્પત્તિનો આશ્રય તથા પ્રતીતિનો પ્રકાશક છે, તે સર્વદા અનુત્પન્ન તત્ત્વ જ છે. તેનો સંગ જ સત્સંગ છે. એટલા માટે એ નિર્ભ્રાન્ત સિદ્ધ છે કે અનુત્પન્ન થયેલા તત્ત્વનો સંગ મૂક-સત્સંગથી જ સાધ્ય છે, કોઈ શ્રમ-સાધ્ય પ્રયોગથી નહિ.

'મૂક-સત્સંગથી ભિન્ન પણ સત્સંગ છે' — એ સ્વીકાર કરવું એ સત્‌ની ચર્ચાને જ સત્‌નો સંગ માનવો છે. જો કે સત્‌ની ચર્ચા સત્‌નાં સંગનો સહયોગી પ્રયાસ છે, પરંતુ સત્‌નો સંગ નથી. સત્‌નાં સંગમાં માનવ સદૈવ સ્વાધીન છે. સત્સંગ માટે કોઈ અન્યની અપેક્ષા નથી, એ જ કારણે તે પ્રત્યક માનવ માટે સાધ્ય છે. સત્‌ની આસ્થાથી અથવા અસત્‌નાં જ્ઞાનથી સત્‌નો સંગ સ્વતઃ થાય છે. આ રહસ્યને એ જ સાધકો જાણી શકે છે, જેમણે પરાધીનતાથી પીડિત થઈને વાસ્તવિકતાની શોધ કરી છે. સ્વાધીનતા માટે કોઈ પણ પ્રકારની પરતંત્રતા અપેક્ષિત નથી; પરંતુ સ્વાધીનતાપૂર્વક સ્વાધીનતાની પ્રાપ્તિ થાય છે. જો એવું ન હોત તો સ્વાધીનતા માનવ-માત્રની માંગ ન હોત. જે સૌની માંગ છે, તેની પૂર્તિમાં સૌ સ્વાધીન તથા સમર્થ છે. આથી સત્સંગ સૌને માટે સુલભ છે; પરંતુ સત્‌ની અનાસ્થા તથા અસત્‌ને ન જાણવાને કારણે સત્સંગ દુર્લભ થઈ ગયો છે. માનવ-જીવનનો પરમ પુરુષાર્થ એકમાત્ર સત્સંગ છે. સત્સંગ વિના કોઈને પણ ક્યારેય વાસ્તવિકતાની પ્રાપ્તિ સંભવ નથી. આથી સત્સંગની ઉત્કટ લાલસા

જગાડવી અનિવાર્ય છે. સત્સંગ વિના ચેનથી રહેવું પોતાનાં જ દ્વારા પોતાનો સર્વનાશ કરવો છે. સત્સંગ વિના માનવ 'માનવ' નથી. સત્ છે, તેની માંગ છે, પણ અસત્નાં સંગથી ઉત્પન્ન થયેલી કામનાઓને બનાવી રાખવી એ જ સત્સંગથી વિમુખ થવું છે. કામના-પૂર્તિની આશામાં જે સુખદ કલ્પના છે, તે કામના-પૂર્તિ-કાળમાં નથી. જો કામના-પૂર્તિ માનવનું ચરમ લક્ષ્ય હોત, તો પ્રાકૃતિક નિયમાનુસાર બધી કામનાઓ પૂરી થાત, પણ એવો કોઈ માનવનો અનુભવ નથી. કામના-પૂર્તિ અને અપૂર્તિનું પરિણામ સમાન છે, અર્થાત્ બન્નેય દશાઓમાં પરાધીનતા રહે છે, જે માનવને સ્વભાવથી પ્રિય નથી. એ કારણે નિષ્કામતાથી જ સત્સંગ થાય છે. નિષ્કામતા સ્વધર્મ છે, શરીર-ધર્મ નહિ.

શરીરાદિ વસ્તુઓ એક-બીજાનાં સંકલ્પ-પૂર્તિ-માત્રમાં હેતુ છે, પણ બધી વસ્તુઓ પર-પ્રકાશ્ય તેમજ પરિવર્તનશીલ છે, એ કારણે બધા સંકલ્પોની પૂર્તિ નથી થતી. આથી સંકલ્પ-પૂર્તિ જીવન નથી. સંકલ્પ તેને નથી કહેતાં, જે બધી અવસ્થાઓથી અતીતની તરફ પ્રેરિત કરતો હોય. બધી અવસ્થાઓથી અતીતની તરફ જે પ્રેરિત કરે છે તે માંગ છે, સંકલ્પ નહિ. સંકલ્પ ઉત્પન્ન થયેલી વસ્તુઓ અર્થાત્ પર-પ્રકાશ્ય સાથે તાદાત્મ્ય તથા સંબંધ જોડે છે, જેથી માનવ પરાધીનતા, જડતા, અભાવ વગેરેમાં આબદ્ધ થઈ જાય છે. એ સંકલ્પોની પૂર્તિમાં, જે કોઈને માટે અહિતકર નથી, મળેલાં સામર્થ્ય, યોગ્યતા, વસ્તુ વગેરેનો સદ્વ્યય કરવાનો છે, જેનાં કરવાથી કરવાનાં રાગની નિવૃત્તિ તથા સુંદર સમાજનું નિર્માણ થાય છે. આ મંગલમય વિધાન છે. આ દૃષ્ટિએ મળેલાંનો સદુપયોગ બહુ જ સુગમતાપૂર્વક થઈ જાય છે. પણ જે મળ્યું છે, તે તેમની જ દેન છે, જેમનું આ બધું જ છે. મળેલાંમાં મમતા તથા પ્રતીતિની કામના અસત્નો સંગ છે. આ દૃષ્ટિએ નિર્મમતા અને નિષ્કામતાથી જ સત્સંગ સાધ્ય છે. નિર્મમ તથા નિષ્કામ થવામાં બધા માનવો સર્વદા સ્વાધીન છે. આ કાર્ય સૌએ સ્વયં કરવાનું છે. કોઈ અન્ય દ્વારા સંભવ નથી. જે સ્વયં કરવાનું છે, એ જ સત્સંગ છે. નિર્મમ તથા નિષ્કામ થતાં જ મૂક-સત્સંગ સ્વતઃ સિદ્ધ થઈ જાય છે, એ નિર્વિવાદ સિદ્ધ છે.

મૂક-સત્સંગથી જ સર્વતોમુખી વિકાસ થાય છે. સામર્થ્યની

અભિવ્યક્તિ, વિચારનો ઉદય તેમજ પ્રીતિની જાગૃતિ મૂક-સત્સંગની જ અભિવ્યક્તિઓ છે. મૂક-સત્સંગ અભ્યાસ નથી, પરંતુ સહજ, સ્વાભાવિક, સનાતન તથ્ય છે. આ જ કારણે બધું જ કરવાથી, અથવા કાંઈ ન કરવાથી પ્રાપ્ત થાય છે. આથી પ્રવૃત્તિનાં આદિ અને અંતમાં સહજ નિવૃત્તિપૂર્વક મૂક-સત્સંગ સ્વતઃ થાય છે.

અસમર્થતાનું એકમાત્ર કારણ પ્રાપ્ત સામર્થ્યનો દુરુપયોગ તથા અહંકૃતિ જ છે. મળેલાંનો દુરુપયોગ ન કરવાનો નિર્ણય સદુપયોગમાં હેતુ છે અને અહંકૃતિનો અંત આવશ્યક સામર્થ્ય પ્રદાન કરવામાં સમર્થ છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ જે વસ્તુ જેટલી સૂક્ષ્મ હોય છે, તે તેટલી જ વિભુ હોય છે અને જે સ્થૂલ હોય છે, તે સીમિત હોય છે. અહં-ભાવ સમાન સૂક્ષ્મ બીજી કોઈ વસ્તુ નથી. સમસ્ત જગતનું બીજ અહંમાં જ વિદ્યમાન છે. નિર્મમતા તેમજ નિષ્કામતાપૂર્વક સમર્પણ-ભાવ જ અહં-રૂપી અણુનાં નાશમાં હેતુ છે. અહંનો અંત અને અનંત સાથે અભિન્નતા યુગપદ્ હોય છે. અહંની અંતિમ પરિણતિ શાંતિ, સ્વાધીનતા તેમજ પ્રેમ-તત્ત્વ સાથે અભિન્ન થવું છે. શાંતિ કોઈનાં આશ્રયથી અભિવ્યક્ત નથી થતી, પરંતુ નિર્મમતાથી સાધ્ય નિષ્કામતા જ શાંતિમાં હેતુ છે. પણ આ રહસ્ય એ જ સાધકો જાણી શકે છે, જેમણે ક્રિયાશીલતા, ચિંતન તેમજ સ્થિરતા વગેરે બધી અવસ્થાઓથી પોતાને અસંગ કર્યા છે. અહં-રૂપી અણુ સૂક્ષ્મ હોવાને કારણે બધી અવસ્થાઓ સાથે તાદાત્મ્ય પણ કરી લે છે અને બધાથી અતીતમાં પણ પ્રવેશ કરી શકે છે; પરંતુ નિરાશ્રય થવાથી સ્વયં પ્રેમ-તત્ત્વ સાથે અભિન્ન થાય છે, જે અનંતનો સ્વભાવ છે. પ્રેમ-તત્ત્વની અભિવ્યક્તિમાં જ માનવ-જીવનની પૂર્ણતા છે. દૃશ્ય તરફ ગતિશીલ થવાથી અહં-રૂપી અણુ ક્રિયાશીલતા, ચિંતન તેમજ સ્થિરતાને આશ્રિત જીવિત રહે છે; પરંતુ અવસ્થાઓનો આશ્રય લેવાને કારણે પરિચ્છિન્નતામાં આબદ્ધ થઈ જાય છે. પરિચ્છિન્નતા રહેતાં દૂરતા, ભેદ તથા ભિન્નતાનો અંત સંભવ નથી અર્થાત્ પરિચ્છિન્નતા વાસ્તવિક યોગ, બોધ તેમજ પ્રેમની પ્રાપ્તિમાં બાધક છે. યોગ સામર્થ્યનું, બોધ અમરત્વનું અને પ્રેમ અનંત રસનું પ્રતીક છે. આ દૃષ્ટિએ પરિચ્છિન્નતાનો અંત કરવો અનિવાર્ય છે.

'પર'નો આશ્રય રહેતાં પરિચ્છિન્નતાનો નાશ સંભવ નથી. પરિચ્છિન્નતા જ અહંકૃતિની જનની છે. પરિવર્તનશીલ અવસ્થાઓ સાથે અસહયોગ કર્યા વિના પરિચ્છિન્નતાનો અંત કોઈ પણ પ્રકારે થઈ નથી શકતો. આ કારણે સમસ્ત પ્રતીતિઓથી વિમુખ થવાનું છે. પ્રતીતિઓથી વિમુખ થતાં જ સ્વતઃ શાંતિ તથા સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ થાય છે; પરંતુ વિચારશીલ સાધકો શાંતિમાં રમણ તથા સ્વાધીનતામાં સંતુષ્ટ નથી થતાં. ત્યારે સ્વતઃ મંગલમય વિધાનથી પ્રેમ-તત્ત્વની અભિવ્યક્તિ થાય છે, જે વાસ્તવિક જીવન છે.

બધા પ્રયત્નો અપ્રયત્નનાં સંપાદનમાં સાધનરૂપ છે; પરંતુ અકર્મણ્યતા તો માનવને વ્યર્થ-ચિંતનમાં જ આબદ્ધ કરે છે. અપ્રયત્ન તેમજ અકર્મણ્યતામાં મોટો ભેદ છે. સુખનાં પ્રલોભનનો અત્યંત અભાવ થવાથી સાધક અપ્રયત્ન થઈ, ચિન્મય જીવન સાથે અભિન્ન થાય છે. સુખનું પ્રલોભન જ પરાધીનતાનું મૂર્તિમાન ચિત્ર છે અને એ જ અહં-રૂપી અણુને જીવિત રાખે છે. એટલું જ નહિ, અનેક પ્રકારનાં દુઃખોનું આવાહ્‌ન સુખનાં પ્રલોભનમાં જ નિહિત છે. જ્યાં સુધી કોઈ પ્રકારની પરાધીનતા સહન થાય છે, ત્યાં સુધી સુખનાં પ્રલોભનનો નાશ નથી થતો; કારણ, કે વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેનો આશ્રય સાધકને પરાધીનતામાં આબદ્ધ કરે છે. સ્વાધીનતાની ઉત્કટ લાલસા અવસ્થા વગેરેનાં આશ્રયથી અસંગ કરે છે, અર્થાત્ સ્વાધીનતાની લાલસા પરાધીનતાને ખાઈને સાધકને અવસ્થાતીત જીવન સાથે અભિન્ન કરે છે. જ્યારે પરાધીનતા અસહ્ય થઈ જાય છે, ત્યારે વસ્તુ, વ્યક્તિ, દેશ-કાળ વગેરે સાથે અસહયોગ સ્વતઃ થઈ જાય છે; પરંતુ વસ્તુઓનાં સદુપયોગથી વ્યક્તિઓની સેવા સ્વતઃ થતી રહે છે. દેશ-કાળનો આશ્રય સાધકને વર્તમાનમાં વાસ્તવિકતા સાથે અભિન્ન નથી થવા દેતો, એ કારણે વસ્તુ, વ્યક્તિ, દેશ-કાળ વગેરે બધાયથી અસંગ થવું અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

મૂક-સત્સંગ શ્રમ-રહિત થવાનું પ્રતીક છે. સત્ સર્વત્ર, સર્વદા, જેમ-નું-તેમ વિદ્યમાન છે. તેનાંથી દેશ-કાળની દૂરતા નથી. તેનો સંગ શ્રમ-સાધ્ય નથી. આથી શ્રમ-રહિત થવું એ જ વાસ્તવિક સત્સંગનો અચૂક ઉપાય છે. શ્રમનું

મૂળ પરાધીનતામાં જીવન-બુદ્ધિ સિવાય બીજું કાંઈ નથી. જે નિત્ય-પ્રાપ્ત છે, તેમાં આસ્થા ન હોવાથી જ પરાધીનતા સહન થાય છે. અપ્રાપ્તની કામના જ નિત્ય-પ્રાપ્તથી દૂરતા ઉત્પન્ન કરી દે છે. મળેલાંની સાથે તાદાત્મ્ય થઈ ગયું છે, જેનો અંત કરવો અનિવાર્ય છે. મળેલાંનું તાદાત્મ્ય કોઈ શ્રમયુક્ત સાધનથી નાશ નથી થઈ શકતું, પરંતુ શ્રમયુક્ત સાધન તાદાત્મ્યને પોષિત જ કરે છે. શ્રમ તો એકમાત્ર પરિસ્થિતિનાં સદુપયોગ અર્થાત્ વસ્તુ, યોગ્યતા, સામર્થ્યનાં સદ્વ્યયમાં જ ઉપયોગી છે; પરંતુ નિષ્કામતા વિના વસ્તુ વગેરેનો સદુપયોગ પણ શ્રમ-રહિત નથી કરી શકતો. એ કારણે નિષ્કામ થઈને જ વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનો સદુપયોગ કરવો હિતકર સિદ્ધ થાય છે. નિષ્કામ થવામાં સ્વાધીનતાની ઉત્કટ લાલસા અર્થાત્ પરાધીનતાની અસહ્ય વેદના જ હેતુ છે.

અવિનાશીનો સંગ કર્યા વિના અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ નથી થઈ શકતી. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ જ વાસ્તવિક સત્સંગ છે. જે થઈ રહ્યું છે, તેની સાથે અસહયોગ અને જે 'છે' તેનો સંગ મૂક-સત્સંગ છે. અસહયોગથી અસત્‌ની નિવૃત્તિ અને સત્‌નો સંગ સ્વતઃ થાય છે. અહં-રૂપી અણુનાં સહયોગથી જ જે થઈ રહ્યું છે, તેનાં પ્રભાવથી પ્રભાવિત થઈ, માનવ જે 'છે' તેનાંથી વિમુખ થઈ જાય છે. એ કારણે અચાહ થવા છતાં પણ જેની પ્રતીતિ થઈ રહી છે, તેની સાથે અસહયોગ અનિવાર્ય છે. પ્રતીતિનો પ્રભાવ સહયોગથી જ આપણાં પર શાસન કરે છે. અસહયોગ-માત્રથી સાધક પ્રતીતિનાં પ્રભાવથી મુક્ત થઈ જાય છે અને પછી બહુ જ સુગમતાપૂર્વક જાગ્રત-સુષુપ્તિ થઈ જાય છે, જે સર્વતોમુખી વિકાસનું મૂળ છે. ક્રિયાશીલતા, ચિંતન તેમજ સ્થિતિનો આશ્રય ન રાખવો એ જ વાસ્તવમાં અસત્ સાથે અસહયોગ તથા સત્‌નો સંગ છે. અપ્રયત્ન તથા અચિંત થવા-માત્રને મૂક-સત્સંગ સ્વીકાર કરવા ભૂલ છે.

પ્રયત્ન અને અપ્રયત્ન, ચિંતન તથા અચિંત થવું અવસ્થાઓ છે. અવસ્થાઓનાં આશ્રયનો ત્યાગ મૂક-સત્સંગ છે. અપ્રયત્ન અહંકૃતિનાં નાશમાં અને અચિંતતા ચિંતન-જનિત સુખની આસક્તિથી મુક્ત કરવામાં હેતુ છે. આ દૃષ્ટિએ અપ્રયત્ન તથા અચિંત થવું અનિવાર્ય છે. પણ તેને જ મૂક-સત્સંગ માની

લેવો ભૂલ છે. સત્સંગ અહં-ભાવને સત્ સાથે અભિન્ન કરે છે અને અચિંતતા અહંમાં આવશ્યક સામર્થ્ય તથા વિચારનો ઉદય તેમજ વિરહની જાગૃતિ પ્રદાન કરે છે. એ નિયમ છે કે વિચારનો ઉદય તથા વિરહની જાગૃતિ જેમાં થાય છે, તેને ખાઈને વાસ્તવિકતા સાથે અભિન્ન કરી દે છે, અર્થાત્ દૂરતા, ભેદ અને ભિન્નતા શેષ નથી રહેતી તથા અહં-રૂપી અણુ યોગ, બોધ અને પ્રેમમાં સ્વતઃ સદાને માટે પરિણત થઈ જાય છે. યોગ, બોધ અને પ્રેમ અનંતનો સ્વભાવ તથા સાધકનું જીવન છે. માનવ-જીવનનાં વિકાસની પરાવધિ યોગ, બોધ તથા પ્રેમમાં નિહિત છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

મૂક-સત્સંગ માનવનો અંતિમ પુરુષાર્થ છે. આ જ કારણે માનવ-માત્ર તેનો અધિકારી છે. મૂક-સત્સંગથી નિરાશ થવું ભારે ભૂલ છે. તેનાં માટે પ્રયત્નશીલ ન થવા સમાન બીજી કોઈ અસાવધાની નથી. જેની ઉપલબ્ધિમાં સૌ સ્વાધીન છે, તેનાથી નિરાશ થવા સમાન બીજો કોઈ પ્રમાદ નથી. જો કે પ્રાકૃતિક નિયમાનુસાર સ્વતઃ મૂક-સત્સંગ થાય છે, પરંતુ અહંકૃતિનાં અભિમાનને કારણે તેનાં પર દૃષ્ટિ નથી રહેતી. નિર્મમતા તેમજ નિષ્કામતાપૂર્વક અપ્રયત્ન થતાં જ સ્વતઃ થવાવાળા મૂક-સત્સંગનો અનુભવ થાય છે. મૂક-સત્સંગ થવાથી 'કરવું' 'થવા'માં અને 'થવું' 'છે' માં વિલીન થઈ જાય છે. પણ આ રહસ્ય એ જ સાધકો જાણી શકે છે, જેમણે સર્વાંશમાં જાણેલાં અસત્નો ત્યાગ કર્યો છે. વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેમાં જીવન-બુદ્ધિ સ્વીકાર ન કરવી એ જ સર્વાંશમાં અસત્નાં ત્યાગમાં હેતુ છે. જે જીવન નથી, તેમાં જીવન-બુદ્ધિ સ્વીકાર ન કરવી એ જ વાસ્તવિક જીવન સાથે અભિન્ન થવાનો અચૂક ઉપાય છે, અર્થાત્ અસત્નો ત્યાગ અને સત્નો સંગ યુગપદ્ હોય છે. જે જીવન નથી, તેમાં જીવન-બુદ્ધિ ન રહેવી એ જ વાસ્તવિક જીવન સાથે અભિન્ન થવું છે. વાસ્તવિક જીવન સાથે અભિન્ન થવું એ જ માનવ-જીવનની સાર્થકતા છે. આથી વાસ્તવિકતાથી કોઈ પણ પરિસ્થિતિમાં નિરાશ નથી થવાનું, પરંતુ નિત્ય-નવી આશા જાગ્રત કરવાની છે.

જેનાંથી નિરાશ નથી થવાનું, તેનાંથી નિરાશ થવાથી એની આશા

ઉત્પન્ન થાય છે, જેનાંથી નિરાશ થવું અનિવાર્ય છે. આ ભૂલનો અંત કરવા માટે એ પ્રશ્ન આવશ્યક છે કે એ ક્યુ જીવન છે જે સૌનું પોતાનું છે અને તેની ઉપલબ્ધિનો અચૂક ઉપાય શું છે ? જેની ઉપલબ્ધિ કોઈ પરિસ્થિતિ-વિશેષની અપેક્ષા રાખે છે, એ જીવન સૌનું જીવન નથી હોઈ શકતું; કારણ, કે પરિસ્થિતિ બે વ્યક્તિઓની પણ સર્વાંશમાં સમાન નથી હોતી. જેની પ્રાપ્તિ પ્રાપ્ત પરિસ્થિતિઓનાં સદુપયોગથી થાય છે, એ જ વાસ્તવમાં સૌનું પોતાનું જીવન છે. આ દૃષ્ટિએ વાસ્તવિક જીવનથી નિરાશ થવા સમાન બીજી કોઈ ભારે ભૂલ નથી. એ સૌને વિદિત છે કે કામના-પૂર્તિમાં કોઈ પણ સ્વાધીન નથી; પરંતુ અચાહ થવામાં બધા માનવો સ્વાધીન છે. અચાહ થતાં જ પ્રાપ્ત પરિસ્થિતિનાં સદુપયોગનું સામર્થ્ય સ્વતઃ આવે છે. આ મંગલમય વિધાન છે. પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરતાં જ માનવ બહુ જ સુગમતાથી અપ્રયત્નપૂર્વક મૂક-સત્સંગનો અધિકારી થઈ જાય છે. અપ્રયત્નનો અર્થ અકર્મણ્યતા તથા આળસ નથી, પરંતુ જે કરવું જોઈએ, તેને કરવાનું જ પરિણામ છે. જે ન કરવું જોઈએ, અથવા જેને નથી કરી શકતાં, એ કાર્યને જમા રાખવાથી જ જે કરવું જોઈએ, તેને કરવું દુષ્કર થઈ જાય છે. આ જ દશામાં માનવ અકર્મણ્ય થઈ, કર્તવ્યવિમૂઢ થઈ જાય છે. પ્રાકૃતિક નિયમાનુસાર જેણે જે કરવું જોઈએ, તેને કરવામાં તે સર્વદા સ્વાધીન તથા સમર્થ છે, તો પછી અકર્મણ્યતાનું જીવનમાં સ્થાન જ ક્યાં છે ? પરંતુ જે સાધકોની પરાધીનતામાં જ જીવન-બુદ્ધિ થઈ જાય છે, તેઓ પોતાનાં કર્તવ્યને ભૂલીને, બીજાઓનાં કર્તવ્ય પર જ દૃષ્ટિ રાખે છે. તેનું બહુ જ ભયંકર પરિણામ આવે છે. જ્યારે અચાહ, અપ્રયત્ન તેમજ આત્મીયતાથી જ વાસ્તવિક જીવનની ઉપલબ્ધિ થાય છે, તો પછી પરાધીનતાનું જીવનમાં સ્થાન જ ક્યાં છે ? પણ આ રહસ્ય એ જ સાધકો જાણી શકે છે, જેમણે પ્રાપ્ત વિવેકનાં પ્રકાશમાં પોતાની તરફ જોવાનો અથાગ પ્રયાસ કર્યો છે.

પ્રાકૃતિક નિયમાનુસાર માનવ-માત્રને સાધનનિષ્ઠ થવા માટે આવશ્યક વસ્તુ, સામર્થ્ય, યોગ્યતા વગેરે બધું જ જન્મજાત પ્રાપ્ત છે, તો પછી હાર માનીને બેસી જવું, પરાધીનતાને અપનાવવી એ શું વિધાનનો અનાદર નથી ? વિધાનનો

અનાદર કરવો કોઈ પણ માનવ માટે ઉચિત નથી, પરંતુ વિધાનનાં આદરમાં જ જીવનનો આદર છે. વિધાનને આધીન થતાં જ સ્વાધીનતા સ્વતઃ પ્રાપ્ત થાય છે, જે વિકાસનું મૂળ છે.

એ સૌને વિદિત છે કે શ્રમનો આરંભ અને અંત વિશ્રામમાં જ નિહિત છે, તો પછી વિશ્રામમાં અવિચળ આસ્થા ન કરવી અને તેને સુરક્ષિત ન રાખવી, એ શું પોતાની જ બનાવેલી ભૂલ નથી ? પોતાની ભૂલ મટાડવાનું દાયિત્વ પોતાની જ ઉપર છે, અન્ય ઉપર નહિ. આથી પ્રત્યેક માનવે મૂક-સત્સંગ સ્વતઃ કરવાનો છે. મૂક-સત્સંગ જ વાસ્તવિક સત્સંગ છે અને તેની સિદ્ધિમાં જ માનવનાં પુરુષાર્થની પરાવધિ છે, અથવા એમ કહો કે મૂક-સત્સંગ માનવ-માત્રનો સ્વધર્મ છે. સ્વધર્મનિષ્ઠ થયા વિના સર્વતોમુખી વિકાસ સંભવ નથી, અર્થાત્ જે પોતે કરવાનું છે, તેને કોઈ બીજો નથી કરી શકતો અને જે બીજાઓએ કરવાનું છે, તેનું દાયિત્વ પોતાનાં પર નથી. સત્સંગ પોતાનાં જ દ્વારા પોતાને સુલભ છે. તેનાં માટે 'પર'ની અપેક્ષા નથી. પોતાનાંમાં પોતાની આસ્થા ન હોવાથી સત્સંગ દુર્લભ થઈ જાય છે. પોતાનાં જાણેલાંનો પોતાનાં પર પ્રભાવ ન હોય અને તેનાં દ્વારા બીજાઓને સમજાવવાનો પ્રયાસ હોય, શું આ પોતાનાં જ દ્વારા પોતાની હત્યા નથી ? સમસ્ત સાધનોની અભિવ્યક્તિ સત્સંગમાં નિહિત છે, તો પછી શું સત્સંગ જ માનવનો પરમ પુરુષાર્થ નથી ? સત્સંગ વિના સર્વાંશમાં અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ કોઈ પ્રકારે થઈ નથી શકતી. આથી સત્સંગ માનવનું વાર્તમાન કર્તવ્ય છે. આ જ દૃષ્ટિએ મૂક-સત્સંગનું સંપાદન સૌને માટે અનિવાર્ય છે. જો કે સૌએ મૂક-સત્સંગ અપનાવવો જ પડે છે, પરંતુ તેનાં પર દૃષ્ટિ ન રહેવાથી તેની વાસ્તવિકતાનો બોધ નથી થતો.

મૂક-સત્સંગ થતાં જ આગળ-પાછળનું ચિંતન આપોઆપ ઉત્પન્ન થાય છે, જે એકમાત્ર ભુક્ત-અભુક્તનો પ્રભાવ છે. જો ઉત્પન્ન થયેલાં ચિંતન સાથે તાદાત્મ્ય ન સ્વીકાર કરવામાં આવે, પરંતુ તેની સાથે અસહયોગ કરી લેવામાં આવે, તો પ્રાકૃતિક નિયમાનુસાર ઉત્પન્ન થયેલું ચિંતન સ્વતઃ નાશ થઈ જાય છે, જેનાં થતાં જ સાર્થક ચિંતન, પરમ શાંતિ તેમજ વિચારનો ઉદય તથા પ્રીતિની

જાગૃતિ સ્વતઃ થાય છે. કર્તવ્યની વિસ્મૃતિનો નાશ મૂક-સત્સંગથી સ્વતઃ થઈ જાય છે, અર્થાત્ કર્તવ્યની સ્મૃતિ તથા તેનાં પાલનનું સામર્થ્ય મૂક-સત્સંગથી સ્વતઃ અભિવ્યક્ત થાય છે. એ પ્રાકૃતિક નિયમ છે કે જે માનવે કરવાનું અપેક્ષિત છે, તેનાં માટે આવશ્યક સામર્થ્ય, યોગ્યતા તેમજ વસ્તુ વગેરે સ્વતઃ પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિએ પ્રત્યેક માનવ સ્વાધીનતાપૂર્વક એ કરી શકે છે, જે તેણે કરવાનું છે અને એ પામે છે જે તેણે પામવાનું છે. અર્થાત્ દાયિત્વને પૂરું કરવામાં તથા માંગની પૂર્તિ થવામાં લેશ-માત્ર પણ અસમર્થતા તથા પરતંત્રતા નથી, પરંતુ કામનાઓની નિવૃત્તિ તથા માંગની જાગૃતિ સુરક્ષિત રાખવી અનિવાર્ય છે. કામનાઓ માનવને દેહાદિ વસ્તુઓમાં આબદ્ધ કરે છે અને માંગની જાગૃતિ દેહાભિમાન ગાળવામાં હેતુ છે; કારણ, કે માનવની જે માંગ છે, તેની પૂર્તિ કોઈ પણ ઉત્પન્ન થયેલી વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેથી સંભવ નથી. માંગની જાગૃતિ અને વસ્તુ, અવસ્થા વગેરેનાં તાદાત્મ્યનો નાશ યુગપદ્ હોય છે. દેહાદિનું તાદાત્મ્ય મટતાં જ અહંકૃતિ સ્વતઃ નાશ થઈ જાય છે, જેનાં થતાં જ મૂક-સત્સંગ સ્વતઃ સિદ્ધ થાય છે.

અવિચળ આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક આત્મસમર્પણથી પણ મૂક-સત્સંગ સ્વતઃ પ્રાપ્ત થાય છે. કારણ, કે અહંનો અંત થતાં જ મમતા, કામના વગેરેનો નાશ સ્વતઃ થઈ જાય છે અને પછી પરમ શાંતિની અભિવ્યક્તિ આપોઆપ થાય છે, જે વાસ્તવમાં મૂક-સત્સંગ છે. વર્તમાન કર્તવ્યકર્મને જો માનવ ફળાસક્તિ તથા કર્તૃત્વનાં અભિમાનથી રહિત થઈને, પવિત્ર ભાવથી કરી નાખે, તો પ્રત્યેક કાર્યનાં અંતમાં મૂક-સત્સંગ સ્વતઃ થવા લાગે છે.

જાણેલાંનો પ્રભાવ તથા સાંભળેલાંમાં અવિચળ આસ્થા તેમજ મળેલાંનો દુરુપયોગ ન કરવાથી મૂક-સત્સંગ સ્વતઃ થઈ જાય છે. આ દૃષ્ટિએ સમસ્ત કાર્ય-ક્રમ મૂક-સત્સંગની સિદ્ધિ માટે જ અપેક્ષિત છે. એ નિયમ છે કે જે કાંઈ કરવામાં આવે છે, તેનાં અંતમાં ન કરવાની સ્થિતિ સ્વતઃ આવે છે અને પ્રત્યેક કાર્યનો આરંભ 'ન કરવાથી' જ થાય છે. આ દૃષ્ટિએ કાર્યનાં આદિ અને અંતમાં જે છે, એ જ મૂક-સત્સંગ છે. મૂક-સત્સંગ સૌને સ્વતઃ પ્રાપ્ત છે; પરંતુ

માનવ અસાવધાનીને કારણે તેનાથી વિમુખ થઈ જાય છે. લક્ષ્યનો યથાર્થ નિર્ણય કરતાં જ અસાવધાની સ્વતઃ મટી જાય છે, જેનાં મટતાં જ જે ન કરવું જોઈએ, તેની ઉત્પત્તિ જ નથી થતી અને જે કરવું જોઈએ, તે સ્વતઃ જ થવા લાગે છે. આ દૃષ્ટિએ અસાવધાનીનો અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર પોતાનાં સંબંધમાં વિચાર કરવાથી જ સાધ્ય છે.

સત્સંગ માનવ-માત્ર માટે અનિવાર્ય છે; કારણ, કે એનાં વિના ઉત્પન્ન થયેલાં અસાધનોની નિવૃત્તિ તથા સાધનોની અભિવ્યક્તિ સંભવ નથી. જ્યાં સુધી સાધકમાં સાધનની અભિવ્યક્તિ નથી થતી, ત્યાં સુધી સાધક અસાધન રહેવાથી બળપૂર્વક પોતાનાંમાં સાધનનો આરોપ કરે છે. જો કે પ્રાકૃતિક નિયમાનુસાર કરેલું સાધન નાશ નથી થતું, પરંતુ અસાધનનાં રહેતાં કરેલું સાધન વર્તમાનમાં સિદ્ધિદાયક નથી થતું. સફળતા માનવ-માત્રનો જન્મજાત અધિકાર છે. અસફળતાનું કારણ એકમાત્ર અસાધનોનું ઉત્પન્ન થઈ જવું છે. ઉત્પત્તિનો વિનાશ પ્રાકૃતિક તથ્ય છે; પરંતુ સત્સંગ વિના અસાધનોની ઉત્પત્તિ થતી જ રહે છે અને સાધક બળપૂર્વક સાધન કરતો જ રહે છે. આ દ્વંદ્વાત્મક સ્થિતિનો અંત કરવો પ્રત્યેક સાધક માટે અત્યંત આવશ્યક છે, જેની પૂર્તિ સત્સંગથી જ સાધ્ય છે. સત્સંગ માનવ-માત્રનો સ્વધર્મ છે. સ્વધર્મ તેને કહે છે જેની સિદ્ધિ પોતાનાં દ્વારા સાધ્ય છે. સત્સંગ માનવમાત્ર સ્વાધીનતાપૂર્વક કરી શકે છે. એટલું જ નહિ, સત્સંગ વર્તમાનનો પુરુષાર્થ છે. આ દૃષ્ટિએ બહુ જ સાવધાનીપૂર્વક પ્રત્યેક માનવે સત્સંગ માટે અથાગ પ્રયાસ કરવાનો છે. પણ એ ત્યારે જ સંભવ થશે, જ્યારે માનવ પોતાનાં દ્વારા સત્સંગ કરવાની સ્વાધીનતાને સ્વીકાર કરે.

અસાધનોની ઉત્પત્તિ પ્રાકૃતિક દોષ નથી અને સાધનોની અભિવ્યક્તિ વ્યક્તિગત ઉપજ નથી. સમસ્ત અસાધનોની ઉત્પત્તિ ભૂલ-જનિત છે, એ જ કારણે તેનો વિનાશ અનિવાર્ય છે. ભૂલ માનવની પોતાની બનાવેલી છે, એ કારણે તેનાં વિનાશનું દાયિત્વ પોતાની જ ઉપર છે. ભૂલ જાણેલાંની થાય છે અર્થાત્ જ્યારે માનવ પોતાનાં જાણેલાંનો આદર નથી કરતો, ત્યારે જે દશા ઉત્પન્ન થાય છે, તે ભૂલનું જ પરિણામ છે. પ્રાકૃતિક નિયમાનુસાર ભૂલથી

અસાધનોની ઉત્પત્તિ તો થાય છે, પણ એ સાધનની માંગનો નાશ નથી કરી શકતી. સાધનની માંગ માનવની સ્વાભાવિક માંગ છે, તેની પૂર્તિ થાય છે. તેનાંથી નિરાશ થવું પોતાનાં જ દ્વારા પોતાનો વિનાશ કરવો છે. એટલા માટે ભૂલનો અંત કરી, અસાધનનાં નાશ તેમજ સાધનની અભિવ્યક્તિમાં સૌને સ્વાધીનતા છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ પોતાને સત્સંગમાં સ્વાધીન માને છે.

જાણેલાં અસત્‌નાં સંગથી જ માનવ સત્સંગથી વિમુખ થયો છે. સત્સંગથી વિમુખ થવાથી જ સત્‌થી દૂરતા, ભેદ તથા ભિન્નતા ભાસે છે. સત્ સર્વત્ર તથા સર્વદા જેમ-નું-તેમ છે. જે 'છે', તેનાથી નિરાશ થવું પોતાની જ ભૂલ છે. અસત્‌નું જ્ઞાન જેનાથી થાય છે, એ જ સત્ છે. પ્રત્યેક માનવ પોતાનાંમાં પોતાનાં જાણેલાં અસત્‌ને મેળવે છે. આથી એ સ્પષ્ટ વિદિત થાય છે કે સત્ અપ્રાપ્ત નથી. જો સત્ અપ્રાપ્ત હોત, તો અસત્‌નું જ્ઞાન જ ન થાત. અસત્‌નું જ્ઞાન એ સ્પષ્ટ કરી દે છે કે સત્ પ્રાપ્ત છે; પરંતુ માનવ જાણેલાં અસત્‌નાં ત્યાગથી સત્‌નો સંગ નથી કરતો. આ જ માનવની અકર્મણ્યતા તથા અસાવધાની છે, જેનો શીઘ્રાતિશીઘ્ર અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર વર્તમાનમાં જ થઈ શકે છે. સત્સંગનાં પ્રયાસને ભવિષ્ય પર છોડવો મોટી ભૂલ છે. સત્સંગ વર્તમાનનો પરમ પુરુષાર્થ છે. સત્સંગ કરવાથી બધી સમસ્યાઓનો હલ સ્વતઃ થઈ જાય છે, અર્થાત્ માનવ-જીવનનાં ચરમ લક્ષ્યની પ્રાપ્તિમાં સત્સંગ જ એકમાત્ર હેતુ છે. આ દૃષ્ટિએ સત્સંગનું બહુ જ મહત્ત્વ છે. એટલું જ નહિ, સત્સંગ માનવથી ભિન્ન કોઈ અન્ય પ્રાણી માટે સંભવ જ નથી, અર્થાત્ માનવ-જીવનમાં જ સત્સંગની ઉપલબ્ધિ થાય છે. જો એમ કહી દેવામાં આવે કે સત્સંગ માટે જ માનવ-જીવન મળ્યું છે, તો અતિશયોક્તિ નહિ થાય. જેનાં માટે જીવન મળ્યું છે, તેને ન કરવું મોટી ભૂલ છે. ભૂલ મટાડવાનું દાયિત્વ પોતાનાં જ ઉપર છે. ભૂલને ભૂલ જાણી લીધા પછી તેનો ત્યાગ ન કરવો એ પોતાનાં જ દ્વારા પોતાને દગો દેવો છે, જે વિનાશનું મૂળ છે.

અસત્‌નાં સંગથી જ દેહાભિમાનની ઉત્પત્તિ થાય છે, જેનાં થતાં જ

સમસ્ત વિકારો પોષિત થાય છે અને પછી માનવ પરાધીનતા, જડતા, અસમર્થતા, અભાવ વગેરેમાં આબદ્ધ થઈ જાય છે. અસત્‌નો ત્યાગ, અર્થાત્ સત્‌નો સંગ માનવે સ્વયં કરવાનો છે. સત્સંગ માટે કોઈ વસ્તુ વગેરેની અપેક્ષા નથી. જેની ઉપલબ્ધિ કોઈ વસ્તુ વગેરેની અપેક્ષા નથી રાખતી, તેની પ્રાપ્તિ શ્રમ-રહિત થવાથી સ્વતઃ થાય છે. શ્રમથી પ્રાપ્ત થવાવાળી વસ્તુ માનવ-માત્ર માટે સર્વદા સુલભ નથી; પણ શ્રમ-રહિત થવાથી જેની પ્રાપ્તિ થાય છે, તે માનવ-માત્ર માટે સાધ્ય છે. આ દૃષ્ટિએ સત્સંગ માનવ-માત્ર માટે સાધ્ય છે. પ્રત્યેક પ્રવૃત્તિની પૂર્વે અને પ્રત્યેક પ્રવૃત્તિનાં અંતમાં જે શ્રમ-રહિત સ્થિતિ સ્વતઃ આવે છે, તેમાં આસ્થા કરવાથી બહુ જ સુગમતાપૂર્વક સત્સંગ સિદ્ધ થાય છે.

એ સૌને માન્ય છે કે પ્રત્યેક કર્મનો આરંભ તથા અંત થાય છે અને કર્મજનિત પરિણામ પણ સદૈવ નથી રહેતું. જે સદૈવ નથી રહેતું, તે જીવન નથી. આથી જીવનની પ્રાપ્તિ કર્મસાપેક્ષ નથી, પરંતુ સત્સંગથી જ સાધ્ય છે. કર્મની અપેક્ષા મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનાં સદુપયોગમાં છે. વસ્તુ વગેરેનો સદુપયોગ પર-સેવામાં છે. પર-સેવાથી સુંદર સમાજનું નિર્માણ તથા કરવાનાં રાગની નિવૃત્તિ થાય છે. કરવાનો રાગ દેહાભિમાનને પુષ્ટ કરે છે, જે વિનાશનું મૂળ છે. ન કરવાની સ્થિતિ જો કે સ્વતઃ સિદ્ધ છે, પરંતુ કરવાનાં રાગને કારણે તેનો સ્પષ્ટ બોધ નથી થતો, જેનાં ન થવાથી સત્સંગ સિદ્ધ નથી થતો અને તેનાં સિદ્ધ થયા વિના અસાધનની નિવૃત્તિ તથા સાધનની અભિવ્યક્તિ નથી થતી. સાધનની અભિવ્યક્તિ થવાથી જ સાધન તથા જીવનમાં એકતા થાય છે, જે સર્વતોમુખી વિકાસનું મૂળ છે.

સમસ્ત સાધનોની પરાવધિ યોગ, બોધ અને પ્રેમની અભિવ્યક્તિમાં છે. યોગથી અસમર્થતાનો, બોધથી જડતા તથા અભાવનો અને પ્રેમથી નીરસતાનો નાશ થાય છે, જેનાં થતાં જ માનવ કૃતકૃત્ય થઈ જાય છે. યોગ, બોધ અને પ્રેમ માનવ-માત્રની પોતાની માંગ છે. માંગની પૂર્તિ અનિવાર્ય છે. જેની પૂર્તિ અનિવાર્ય છે, તેનાથી નિરાશ થવું ભૂલ છે. અસમર્થતાથી જ માનવ અકર્તવ્ય, અસાધન તેમજ આસક્તિઓમાં આબદ્ધ થઈ ગયો છે, જે એકમાત્ર અસત્‌નાં

સંગથી ઉત્પન્ન થઈ છે. સત્સંગથી અસમર્થતા સદાને માટે મટી જાય છે. એટલા માટે સત્સંગ વિના ચેનથી રહેવું એ પોતાનાં જ દ્વારા પોતાનો સર્વનાશ કરવો છે. જેની પ્રાપ્તિ માનવ-માત્ર માટે સંભવ છે, તેનાથી નિરાશ થઈ જવું, તેનાં વિના ચેનથી રહેવું, તેની ઉપેક્ષા કરવી, તેને વર્તમાનનું કાર્ય ન માનવું તથા તેનું સંપાદન સ્વયં પોતે ન કરવું; એ પોતાનાં વિનાશનું બીજ વાવવું છે.

અસમર્થતા પ્રાકૃતિક દોષ નથી, પરંતુ પ્રમાદ-જનિત છે; કારણ, કે કોઈએ એ નથી કરવાનું, જેને તે નથી કરી શકતો. જ્યારે માનવ મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્યનો ઉપયોગ તેમાં કરી બેસે છે જે ન કરવું જોઈએ, ત્યારે જે કરવું જોઈએ તેને કરવામાં પોતાને અસમર્થ જુએ છે. આ અસમર્થતા તેણે સ્વયં ઉત્પન્ન કરી છે. તેને મટાડવાનું દાયિત્વ તેનાં જ ઉપર છે.

જે ન કરવું જોઈએ, તેને ન કરવા-માત્રથી એ સ્વતઃ થવા લાગે છે, જે કરવું જોઈએ. આ દષ્ટિએ અકર્તવ્યને અપનાવવાથી જ માનવ કર્તવ્યથી વિમુખ થાય છે. કર્તવ્ય-પરાયણતામાં અસમર્થતા તથા પરાધીનતા નથી, પરંતુ સર્વદા સ્વાધીનતા છે. કર્તવ્ય-પરાયણતા સત્સંગથી સ્વતઃ આવી જાય છે. જે ન કરવું જોઈએ તેને ન કરવું અને જે નથી કરી શકતા તેને કરવાનું વિચારતાં રહેવું, એ પોતાનાં જ દ્વારા અકર્તવ્યને અપનાવી લેવું છે, જે અસમર્થતાનું મૂળ છે. જે ન કરવું જોઈએ, તેનો સર્વથા ત્યાગ અપેક્ષિત છે અને જેને નથી કરી શકતાં, તેને સમર્પિત કરવાનું છે. અકર્તવ્યનો ત્યાગ કરવાથી કર્તવ્ય-પરાયણતા સ્વતઃ આવી જાય છે. જે ન કરવું જોઈએ, તેને ન કરવાથી વર્તમાન નિર્દોષતા સુરક્ષિત રહે છે, જે વિકાસની જનની છે. જે નથી કરી શકતાં, તેને સમર્પિત કરવાથી કાલાન્તરે આવશ્યક સામર્થ્ય સ્વતઃ આવી જાય છે. કર્તવ્યનો સંબંધ પ્રાપ્ત પરિસ્થિતિ સાથે છે. અપ્રાપ્ત પરિસ્થિતિનું આવાહન્ એ જ લોકો કરતાં રહે છે, જેઓ કર્તવ્યનાં નામે વ્યક્તિગત સુખ-ભોગની રુચિમાં આબદ્ધ છે. કર્તવ્યનિષ્ઠ થવા માટે તો પ્રાપ્ત પરિસ્થિતિનો સદ્ઉપયોગ કરવાનો છે, કોઈ અપ્રાપ્ત પરિસ્થિતિનું ચિંતન નથી કરવાનું. પ્રાપ્ત પરિસ્થિતિનાં સદ્ઉપયોગથી જ બધી પરિસ્થિતિઓથી અતીતનાં જીવનમાં પ્રવેશ તેમજ આવશ્યક વસ્તુ, યોગ્યતા, સામર્થ્યની પ્રાપ્તિ થાય છે. આ

મંગલમય વિધાન છે. આ દૃષ્ટિએ માનવ પ્રત્યેક પરિસ્થિતિમાં સત્સંગ દ્વારા અસમર્થતાનો અંત કરી શકે છે, જે વિકાસનું મૂળ છે. સામર્થ્યનો અર્થ કોઈ પરિસ્થિતિ પર નિર્ભર નથી, પરંતુ પ્રાપ્ત પરિસ્થિતિનાં સદુપયોગમાં નિહિત છે, જેની સ્વાધીનતા માનવ-માત્રને સ્વતઃ પ્રાપ્ત છે. પરિસ્થિતિનાં આશ્રય તથા ઉપયોગ દ્વારા પોતાનાં સુખને સુરક્ષિત રાખવાનો પ્રયાસ કરવો અને પરિસ્થિતિઓથી અતીતનાં જીવનની શોધ ન કરવી, અથવા તેમાં આસ્થા ન રાખવી પરાધીનતામાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી છે, જે વાસ્તવમાં પ્રમાદ છે. પ્રમાદનો નાશ એકમાત્ર સત્સંગથી જ સંભવ છે, કોઈ અન્ય પ્રકારે નહિ. એ કારણે માનવનો પ્રથમ અને અંતિમ પુરુષાર્થ 'સત્સંગ' જ છે.

સત્સંગની ઉપલબ્ધિમાં પરાધીનતા તથા અસમર્થતાની ગંધ પણ નથી. આ જ કારણે માનવ પર સત્સંગનું દાયિત્વ છે. દાયિત્વને પૂરું કરતાં જ માંગની પૂર્તિ સ્વતઃ થઈ જાય છે, એ વિધાન છે.

વિધાનનાં આદરમાં જ જીવનનો આદર છે. વિધાનને અપનાવી લેવાથી જ વિધાયકમાં આસ્થા, શ્રદ્ધા તથા વિશ્વાસ સ્વતઃ થાય છે, જેનાં થતાં જ આત્મીયતાની અભિવ્યક્તિ થાય છે, જે પ્રિયતાની જનની છે. પ્રિયતાની જાગૃતિમાં જ જીવનની પૂર્ણતા નિહિત છે. આ દૃષ્ટિએ માનવ-માત્રે વિધાનનો આદર કરવો અનિવાર્ય છે. જે પ્રમાણે અસત્‌નાં સંગથી સમસ્ત દોષોની ઉત્પત્તિ થાય છે, એ જ પ્રમાણે સત્સંગથી સ્વતઃ નિર્વિકારતા, પરમ-શાંતિ, સ્વાધીનતા વગેરે દિવ્ય-જીવનની અભિવ્યક્તિ થાય છે. આ કારણે સત્સંગ જ એકમાત્ર માનવ-જીવનનો પરમ પુરુષાર્થ છે. મોટા-માં-મોટી કઠિનતાઓને સહન કરતાં રહીને સત્સંગ અત્યંત આવશ્યક છે. સત્સંગ માટે બધું જ આપી શકાય છે, પણ સત્સંગ કોઈ પણ કિંમતે છોડી નથી શકાતો. અસત્‌નાં સંગે જ માનવને અનેક પ્રકારનાં દોષોમાં આબદ્ધ કરી દીધો છે. દોષયુક્ત જીવનની માંગ ન તો જગતને છે, ન પોતાને પણ, અને ન દોષયુક્ત જીવનમાં પ્રેમનો જ પ્રાદુર્ભાવ થાય છે. એટલા માટે નિર્દોષતા સુરક્ષિત રાખવી માનવ-માત્ર માટે અનિવાર્ય છે, જે એકમાત્ર અસત્‌નાં ત્યાગપૂર્વક સત્સંગથી જ સાધ્ય છે. સત્સંગ કોઈ અનુષ્ઠાન

અથવા અભ્યાસ નથી, પરંતુ માનવનો સ્વધર્મ છે. સ્વધર્મનિષ્ઠ થયા વિના ધર્મીનો સર્વતોમુખી નથી થતો. આ કારણે સ્વધર્મનિષ્ઠ થવામાં જ પુરુષાર્થની પરાવધિ છે. આ દૃષ્ટિએ સત્સંગ માનવ-માત્રનું પોતાનું સર્વસ્વ છે; કારણ, કે સત્સંગથી જ માનવની અનુપમ, અદ્વિતીય, પૂર્ણ જીવન સાથે અભિન્નતા થાય છે.

એક વાર કરેલો સત્સંગ સદાને માટે થઈ જાય છે. એ કારણે સત્સંગ અભ્યાસ નથી. જેને એક વાર કરવાનો છે, તેને કરવાથી કરવાનો રાગ સદાને માટે નિવૃત્ત થઈ જાય છે, જેનાં થતાં જ કર્તૃત્વનું અભિમાન ગળી જાય છે અને પછી સદાને માટે ભોગની રુચિનો નાશ થઈ જાય છે. કર્તૃત્વ ન રહેવાથી ભોગત્વ-ભાવની ઉત્પત્તિ જ નથી થતી, અર્થાત્ જે કર્તા નથી, તે ભોક્તા પણ નથી રહેતો. ભોગ-વાસનાઓનો નાશ થતાં જ માનવ સ્વતઃ યોગ સાથે અભિન્ન થાય છે. આ દૃષ્ટિએ સત્સંગથી નિત્ય-યોગની અભિવ્યક્તિ થાય છે. નિત્ય-યોગ જ વાસ્તવિક યોગ છે. સંયોગ તથા યોગમાં એક મોટો ભેદ એ છે કે સંયોગ માનવને પરાધીનતામાં આબદ્ધ કરે છે અને યોગ માનવને સ્વાધીનતા સાથે અભિન્ન કરે છે.

પરાધીનતામાં આબદ્ધ થતાં જ માનવમાં જડતા ઉત્પન્ન થાય છે, જેનાં થતાં જ જાણેલાં અસત્નો સંગ થઈ જાય છે, જે વિનાશનું મૂળ છે. સંયોગની દાસતામાં વિયોગનો ભય નિહિત છે. સંયોગની દાસતાનો અંત થતાં જ વિયોગનો ભય સદાને માટે સ્વતઃ નાશ થઈ જાય છે, અર્થાત્ નિત્ય-યોગની અભિવ્યક્તિ થાય છે, જે સર્વતોમુખી વિકાસનું મૂળ છે. નિત્ય-યોગ વિના આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ અર્થાત્ અસમર્થતાનો નાશ નથી થતો, જેનાં થયા વિના માનવ પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય તથા પરિસ્થિતિ વગેરેનો સદુપયોગ નથી કરી શકતો, જેનાં ન કરવાથી જીવન જગત માટે ઉપયોગી નથી થતું. એ નિયમ છે કે જેનું જીવન જગત માટે ઉપયોગી નથી હોતું, તેનાંમાં જગતની દાસતા રહે છે, જે અવનતિનું મૂળ છે.

અસમર્થતા પ્રાકૃતિક દોષ નથી, પરંતુ ભૂલ-જનિત છે. ભૂલનો નાશ થઈ શકે છે. એ કારણે અસમર્થતાનો અંત અવશ્યંભાવી છે. સામર્થ્યની

અભિવ્યક્તિ થવાથી જે ન કરવું જોઈએ, તેની ઉત્પત્તિ જ નથી થતી અને જે કરવું જોઈએ, તે સ્વતઃ થવા લાગે છે, અર્થાત્ અકર્તવ્યનો નાશ તથા કર્તવ્ય-પરાયણતા સામર્થ્યની અભિવ્યક્તિમાં જ નિહિત છે, જે એકમાત્ર નિત્ય-યોગથી જ સાધ્ય છે.

**માનવનાં પુરુષાર્થનો અંત સત્સંગમાં જ નિહિત છે.** સત્સંગથી પ્રત્યેક માનવની નિત્ય-યોગ, બોધ તેમજ પ્રેમ સાથે અભિન્નતા થાય છે. 'થવા' અને 'કરવા'માં એક મોટો ભેદ છે. સત્સંગ વિના કરવાનો અંત નથી થતો, જે થયા વિના 'કરવું' 'થવા'માં પરિણત નથી થતું. જ્યાં સુધી 'કરવું' 'થવા' માં પરિણત નથી થતું, ત્યાં સુધી નિરભિમાનતા નથી આવતી. નિરભિમાનતા વિના પરિચ્છિન્નતાનો નાશ નથી થતો. પરિચ્છિન્નતાનો અંત થયા વિના ભેદ તથા ભિન્નતાનો સર્વાંશમાં નાશ નથી થતો, જે અસાધનોનું મૂળ છે.

પરિચ્છિન્નતાનો અંત થતાં જ કર્તવ્ય-પરાયણતા, અસંગતા તેમજ આત્મીયતા સ્વતઃ સિદ્ધ થાય છે, જેનાં થતાં જ માનવ યોગ, બોધ તથા પ્રેમ સાથે અભિન્ન થાય છે, જે વાસ્તવિક જીવન છે. એટલું જ નહિ, સાધકનું જીવન જ સાધ્યનો સ્વભાવ છે. સાધકની અભિન્નતા સાધ્યનાં સ્વભાવ સાથે થાય છે. સાધ્યનો સ્વભાવ જ સાધ્યને રસ પ્રદાન કરવામાં સમર્થ છે. આ દૃષ્ટિએ પ્રત્યેક સાધક માટે અહંકૃતિ-રહિત સત્સંગ કરવો અનિવાર્ય છે.

જો કે સત્સંગનાં સહયોગી ઉપાયોને પણ સત્સંગ કહે છે; પરંતુ વાસ્તવિક સત્સંગ તો અહંકૃતિ-રહિત થવાથી જ સિદ્ધ થાય છે, અર્થાત્ મૂક-સત્સંગ જ સત્સંગ છે, જે પ્રત્યેક માનવને પ્રાપ્ત થઈ શકે છે. જાણેલાંનો પ્રભાવ એ પ્રેરણા આપે છે કે મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેને પોતાની ન માનો, અર્થાત્ જે કાંઈ મળ્યું છે, તે વ્યક્તિગત નથી, પરંતુ કોઈની દેન છે. જેની દેન છે, તેને ભલેને ન જોયો હોય, પણ એ સૌને માન્ય છે કે જે પોતાનું નથી, તે કોઈની પાસેથી મળ્યું છે. એ દાતાનું નામ કાંઈ પણ રાખી લ્યો, અથવા તેને ન માનો, ત્યારે પણ તેની દેન તેનાં અસ્તિત્વ તેમજ ઉદારતાને સિદ્ધ કરવામાં સમર્થ છે. ઇન્દ્રિય-દૃષ્ટિએ જેને નથી જોયો, શું એ નથી ? એવું માનવું ભૂલ છે. ભલા કઈ

ઉત્પન્ન થયેલી વસ્તુએ પોતાનાં એ આશ્રયને કે જેનાથી તે ઉત્પન્ન થઈ છે, અનુભવ્યો છે ? કદાપિ નહિ. શું કોઈ પણ ઉત્પત્તિ વગર-આશ્રયે થાય છે ? શું મૂળ ઉત્પત્તિ કોઈ ઉત્પત્તિથી થશે ? નહિ. મૂળ ઉત્પત્તિ કોઈ અનુત્પન્ન તત્ત્વથી જ થાય છે.

આથી ઇન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિથી જેની પ્રતીતિ છે, તેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. જો તેનું સ્વતંત્ર અસ્તિત્વ હોત, તો પ્રવૃત્તિનાં અંતમાં તેની પ્રાપ્તિ થાત અને પ્રત્યેક પ્રવૃત્તિ સ્વતઃ નિવૃત્તિમાં વિલીન ન થાત. પરંતુ પ્રવૃત્તિથી પ્રાપ્ત સામર્થ્યનો વ્યય થાય છે અને અંતમાં અસમર્થતાની અનુભૂતિ થાય છે. એ દશામાં વિવશ થઈને માનવ નિવૃત્તિને અપનાવે છે, જેને અપનાવતાં જ પુનઃ સામર્થ્યની અભિવ્યક્તિ થાય છે. આથી એ સ્પષ્ટ વિદિત થાય છે કે સામર્થ્ય કોઈની દેન છે, વ્યક્તિગત નથી. મળેલાંનાં ઉપયોગમાં જે સ્વાધીનતા છે, એ પણ વૈધાનિક છે, વ્યક્તિગત નથી. મળેલાંનો દુરુપયોગ માનવની પોતાની ભૂલ છે અને તેનો સદુપયોગ વૈધાનિક છે. આ દૃષ્ટિએ અકર્તવ્ય પોતાનો દોષ છે અને કર્તવ્ય-પરાયણતા સ્વભાવ-સિદ્ધ છે. જે સ્વભાવ-સિદ્ધ છે, તેનું અભિમાન આરોપિત કરવું પોતાની ભૂલ છે અને જે ભૂલ-જનિત છે, તેને પ્રાકૃતિક માની લેવું પોતાને દગો દેવો છે, જેનાથી પોતાનાં જ દ્વારા પોતાનો સર્વનાશ થાય છે.

જાણેલાંનો આદર ન કરવો અસત્‌નો સંગ છે, જેનો ત્યાગ માનવ-માત્ર માટે અનિવાર્ય છે. જાણેલાંનો આદર કરતાં જ મળેલાંમાં મમતા નથી રહેતી. આથી પ્રત્યેક માનવને સ્વતઃ અનુભવ થઈ જાય છે કે જે મળ્યું છે, પોતાનું નથી. આ અનુભવથી નિર્વિકારતાની અભિવ્યક્તિ થાય છે, જે સૌને સ્વભાવથી પ્રિય છે. જે સ્વભાવથી પ્રિય છે, એ જ સાધન છે. આ દૃષ્ટિએ અસત્‌નાં ત્યાગથી જ અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ થાય છે. જાણેલાંનો આદર સત્સંગ છે, જેને કરતાં જ નિર્મમતાથી ઉદિત નિર્વિકારતારૂપી સાધનની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. નિર્વિકારતાનો ઉદય થતાં જ સ્વતઃ નિષ્કામતા આવી જાય છે, જેનાં આવતાં જ પરમ શાંતિની અભિવ્યક્તિ થાય છે, જેનાં થતાં જ અસંગતા સિદ્ધ થાય છે, જે માનવને સ્વાધીનતા સાથે અભિન્ન કરે છે.

સ્વાધીનતામાં જ દિવ્ય-ચિન્મય અમર જીવન નિહિત છે. આ દૃષ્ટિએ સત્સંગથી માનવ પોતાનાં માટે ઉપયોગી સિદ્ધ થાય છે.

જ્યારે માનવ પોતાની વાસ્તવિક માંગથી પરિચિત થાય છે, ત્યારે તેને એ સ્પષ્ટ વિદિત થાય છે કે જીવનને પોતાને માટે, જગત માટે તેમજ જગત્પતિ માટે ઉપયોગી થવાનું છે; કારણ, કે એવું થયા વિના કોઈ-ને-કોઈ અંશમાં પરાધીનતા બનેલી જ રહે છે, જે માનવને જડતા તથા અભાવ વગેરેમાં આબદ્ધ કરે છે. આ કારણે પરાધીનતા કોઈ પણ માનવને સ્વભાવથી પ્રિય નથી. જે સ્વભાવથી પ્રિય નથી, તેનો સર્વાંશમાં અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર સત્સંગથી જ થઈ શકે છે. એ નિયમ છે કે જે પોતાને માટે ઉપયોગી સિદ્ધ થાય છે, એ જ જગત માટે પણ ઉપયોગી થાય છે અને જે પોતાને તથા જગતને માટે ઉપયોગી થાય છે, એ જ એનાં માટે પણ ઉપયોગી થાય છે, જેમણે તેનું તથા જગતનું નિર્માણ કર્યું છે. આથી પોતાની વાસ્તવિક માંગથી અપરિચિત રહેવું કોઈ પણ માનવ માટે ઉચિત નથી. પોતાની માંગનો પરિચય ત્યારે જ થાય છે, જ્યારે માનવ જાણેલાંનો આદર કરે છે. અસત્‌નાં ત્યાગ તથા સત્‌નાં સંગનું ઉદ્‌ગમ જાણેલાંનાં પ્રભાવમાં જ નિહિત છે.

જાણેલાંનો અનાદર પ્રાકૃતિક દોષ નથી, પરંતુ માનવની ભૂલ છે. ભૂલને ભૂલ જાણતાં જ તેનો અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર સત્સંગથી જ સાધ્ય છે. અસત્‌નાં જ્ઞાન તથા સત્‌ની આસ્થાથી જ સત્સંગ સિદ્ધ થાય છે. સંદેહ તેમાં જ થાય છે જેની પ્રતીતિ હોય, ભાસ હોય, પરંતુ જેનું સ્વતંત્ર અસ્તિત્વ ન હોય અને આસ્થા તેમાં જ થાય છે, જેને ઇન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિથી જોયો ન હોય, છતાં પણ તેની માંગ હોય. જ્યારે માનવ જોયેલાંમાં પોતાને નથી પામતો, ત્યારે તેને સ્વભાવથી પોતાનાંની માંગ થાય છે. પોતાનાંની માંગમાં જ તેની આસ્થા નિહિત છે, જેને જાણતાં નથી. જોયેલાંનાં સંબંધમાં જ્યારે સંદેહ થાય છે, ત્યારે શું છે ? — આ જિજ્ઞાસા જાગ્રત થાય છે. જિજ્ઞાસાની જાગૃતિ મળેલાંની મમતા તથા જોયેલાંની કામનાને ખાઈ લે છે. મમતા અને કામનાનો અંત થવાથી સત્સંગ સ્વતઃ થઈ જાય છે, જેનાં થતાં જ કર્તવ્ય-પરાયણતા, અસંગતા તેમજ

આત્મીયતા સ્વતઃ પ્રાપ્ત થાય છે, જે જીવનને જગત માટે, પોતાને માટે તેમજ જગત્પતિ માટે ઉપયોગી સિદ્ધ કરવામાં સમર્થ છે. એટલા માટે એ સ્પષ્ટ વિદિત થાય છે કે સત્સંગમાં જ જીવનની પૂર્ણતા નિહિત છે.

સત્સંગમાં જ માનવ સ્વાધીન છે અને સત્સંગમાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે. આ દૃષ્ટિએ પ્રત્યેક માનવ સ્વાધીનતાપૂર્વક પોતાનાં વિકાસમાં અગ્રેસર થઈ શકે છે. વિકાસથી નિરાશ થવું પોતાની ભૂલ છે. ભૂલનો અંત કરવામાં સદૈવ સજાગ અને તત્પર રહેવું અત્યંત આવશ્યક છે. અહંકૃતિ-રહિત થવાથી વિશ્રામ પ્રાપ્ત થાય છે, જેનાં થતાં જ સત્ અર્થાત્ અવિનાશી જીવન સાથે સંગ થઈ જાય છે, જેનાં થતાં જ મળેલાંનું તાદાત્મ્ય શેષ નથી રહેતું અને પછી બહુ જ સુગમતાપૂર્વક અસંગતાથી પ્રાપ્ત ચિન્મય-જીવન સાથે અભિન્નતા થાય છે, જેનાં થતાં જ માનવ પોતાનાંમાં જ પોતાનાં પ્રેમાસ્પદનો અનુભવ કરી કૃતકૃત્ય થઈ જાય છે. પણ આ રહસ્ય એ જ સાધકોને સ્પષ્ટ થાય છે, જેઓ જાણેલાં અસત્નો ત્યાગ કરવા ઉદ્યત છે. નિર્મમતા, અચાહ તથા અપ્રયત્નપૂર્વક સત્સંગ થાય છે. નિર્મમતા એમને જ પ્રાપ્ત થાય છે, જેઓ નિજ-વિવેકનાં પ્રકાશમાં બુદ્ધિ-દૃષ્ટિથી એ સ્પષ્ટ અનુભવ કરે છે કે જે કાંઈ મળ્યું છે તેનાં પર પોતાનો સ્વતંત્ર અધિકાર નથી અને ન મળેલાંનું જ સ્વતંત્ર અસ્તિત્વ છે. આ અનુભવ માનવને નિર્મમ બનાવી દે છે. નિર્મમ થતાં જ મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેની દાસતા શેષ નથી રહેતી, જેનાં મટતાં જ નિર્વિકારતાની અભિવ્યક્તિ આપોઆપ થાય છે અને પછી મળેલાંનો સદ્ઉપયોગ થવા લાગે છે, જેનાં થતાં જ સમસ્ત બાહ્ય સંઘર્ષો સ્વતઃ મટી જાય છે, પરસ્પર વિશ્વાસ તથા એકતા આવી જાય છે, જે ભૌતિક વિકાસમાં હેતુ છે, અર્થાત્ પારિવારિક તથા સામાજિક બધા પ્રશ્નો હલ થઈ જાય છે. પણ એટલું જ જીવન નથી; કારણ, કે માનવની વાસ્તવિક માંગ અભાવનાં અભાવની છે. તેનાં માટે નિષ્કામતાને અપનાવવી અનિવાર્ય હોય છે. નિષ્કામતા સત્સંગ છે; કારણ, કે કામનાપૂર્તિમાં પરાધીનતા અને નવીન કામનાની ઉત્પત્તિ થાય છે, જે માનવને અભાવમાં આબદ્ધ કરે છે. જો કામનાપૂર્તિનાં અંતમાં નવીન કામનાની ઉત્પત્તિ ન થાત, તો

બહુ જ સુગમતાપૂર્વક કામનાપૂર્તિનાં પ્રલોભનનો અંત થઈ જાત, જેનાં થતાં જ સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં માનવ પ્રવેશ પામી જાત; પણ કામનાપૂર્તિનાં સુખ-ભોગથી તો નવીન કામનાનો જન્મ થાય જ છે. એ કારણે નિષ્કામતા વિના ન તો પરાધીનતાનો જ નાશ થાય છે અને ન પરમ શાંતિની પણ અભિવ્યક્તિ થાય છે. એટલું જ નહિ, શાંતિ-સંપાદન વિના આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ પણ નથી થતી, જેનાં ન થયે જાણેલાંનો આદર, મળેલાંનો સદ્દુપયોગ અને સાંભળેલાંમાં અવિચળ આસ્થા, શ્રદ્ધા તથા વિશ્વાસ સંભવ નથી. આ દૃષ્ટિએ શાંતિનાં સંપાદનથી જ સત્‌નો સંગ થાય છે. શાંતિનું સંપાદન અહંકૃતિ-રહિત થવાથી સ્વતઃ થઈ જાય છે. જેને કાંઈ નથી જોઈતું, એ જ માનવ સુગમતાપૂર્વક અહંકૃતિ-રહિત થાય છે. પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેની મમતા અને અપ્રાપ્ત વસ્તુ વગેરેની કામનાએ જ અહંકૃતિને જન્મ આપ્યો છે અને અહંકૃતિએ જ માનવને વિશ્રામથી વંચિત કર્યો છે. શ્રમ-રહિત થયા વિના જે 'છે', તેનો અર્થાત્ સત્‌નો સંગ સંભવ નથી; આ કારણે અહંકૃતિ-રહિત થવું પ્રત્યેક માનવ માટે અનિવાર્ય છે.

એ સૌને માન્ય હશે કે 'કરવા'થી જે કાંઈ મળે છે, તે સદૈવ નથી રહેતું. જે સદૈવ નથી રહેતું, એ માનવ-જીવનનું ચરમ લક્ષ્ય નથી હોઈ શકતું. જે ઉપાદાનોથી કર્મ-અનુષ્ઠાન સિદ્ધ થાય છે, તેઓ સદૈવ નથી રહેતાં, અર્થાત્ કૃતિનું ફળ અને તેનાં સાધનો નિત્ય નથી અને ન વ્યક્તિગત છે. જે વસ્તુઓમાં નિત્યતા નથી અને જે વ્યક્તિગત નથી, તેનાં આશ્રયથી અવિનાશી જીવનની માંગ પૂરી નથી થઈ શકતી. આ કારણે અહંકૃતિ-રહિત થવું આવશ્યક થઈ જાય છે, જે એકમાત્ર નિર્મમતા તેમજ નિષ્કામતાથી જ સાધ્ય છે. જ્યારે માનવ એ અનુભવ કરી લે છે કે મને જે કાંઈ મળ્યું છે, તે વ્યક્તિગત નથી, પરંતુ કોઈની સેવા-સામગ્રી છે, ત્યારે બહુ જ સુગમતાપૂર્વક નિષ્કામ થઈ જાય છે, જેનાં થતાં જ ચિર-વિશ્રામ પામે છે. વિશ્રામની ભૂમિમાં જ આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ, વિચારનો ઉદય તેમજ પ્રીતિની જાગૃતિ થાય છે. સામર્થ્યથી કર્તવ્ય-પરાયણતા, વિચારનાં ઉદયથી અવિચારની નિવૃત્તિ તથા બોધની પ્રાપ્તિ,

અને પ્રીતિની જાગૃતિથી નિત્ય-નવીન રસની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે, જે વાસ્તવિક જીવન છે. કર્તવ્ય-પરાયણતાનાં અંતમાં માનવને યોગ સ્વતઃ પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિએ યોગ, બોધ અને પ્રેમ સાથે માનવની અભિન્નતા થાય છે. યોગ, બોધ અને પ્રેમનો ક્યારેય નાશ નથી થતો. આ દૃષ્ટિએ સત્સંગથી જ અવિનાશી જીવનની પ્રાપ્તિ થાય છે, જે એકમાત્ર અહંકૃતિનાં નાશમાં જ નિહિત છે. અહંકૃતિનો અંત કર્યા વિના નિત્ય-પ્રાપ્ત નિત્ય-જીવન સાથે અભિન્નતા કદાપિ નથી થઈ શકતી.

નિત્ય-જીવનની માંગ માનવની પોતાની માંગ છે, જેની પૂર્તિ અનિવાર્ય છે. માંગની પૂર્તિથી નિરાશ એ જ માનવો થાય છે, જેઓ અસત્‌નો ત્યાગ, અર્થાત્ સત્સંગ નથી કરતાં. આ નિરાશાથી જ બિચારો માનવ અસત્‌નાં સંગથી ઉત્પન્ન થયેલી કામનાઓમાં આબદ્ધ થઈ જાય છે, જેનાં થતાં જ પ્રાણી સુખની દાસતા તથા દુઃખનાં ભયથી આક્રાંત રહે છે, જે કોઈ પણ સજગ માનવને સ્વભાવથી પ્રિય નથી. આ કારણે અહંકૃતિ-રહિત થઈને વિશ્રામનું સંપાદન પ્રત્યેક કાર્યનાં આદિ અને અંતમાં કરવું અનિવાર્ય છે.

પ્રાકૃતિક નિયમાનુસાર કાર્ય-ક્ષેત્રમાં બે વ્યક્તિઓ પણ સર્વાંશમાં સમાન નથી; કારણ, કે વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય, રુચિ વગેરેમાં ભેદ છે. તે સૌને સમાન પ્રાપ્ત નથી; પરંતુ વિશ્રામનાં સામ્રાજ્યમાં બધા માનવો સમાન છે. આથી એ સ્પષ્ટ વિદિત થાય છે કે વિશ્રામનું સંપાદન માનવ-માત્ર માટે અત્યંત આવશ્યક છે. સમતા વિના દીનતા તથા અભિમાનનો નાશ નથી થતો અને તેનાં ન થયે ભેદ તથા ભિન્નતાનો અંત નથી થતો. ભેદ રહેતાં સુધી બોધ તથા ભિન્નતા રહેતાં સુધી પ્રેમની અભિવ્યક્તિ નથી થતી. એટલું જ નહિ, વિષમતા રહેતાં સુધી યોગની પ્રાપ્તિ પણ નથી થતી. એટલા માટે યોગ, બોધ તથા પ્રેમ સાથે અભિન્ન થવા માટે સમતા આવશ્યક છે, જે એકમાત્ર વિશ્રામથી જ સાધ્ય છે. આ દૃષ્ટિએ વિશ્રામમાં જ માનવ-માત્રની સફળતા નિહિત છે અને વિશ્રામ જ એક એવું તથ્ય છે, જે સૌને સમાન રૂપે પ્રાપ્ત થઈ શકે છે. જે પ્રાપ્ત થઈ શકે છે, તેની ઉપેક્ષા કરવી, તેનાંથી નિરાશ થવું, તેને વર્તમાન જીવનની વસ્તુ ન માનવી તથા તેનાં માટે

સજાગતાપૂર્વક તત્પર ન રહેવું મોટી ભૂલ છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી.

અહંકૃતિ-રહિત થતાં જ સ્વતઃ વિશ્રામ પ્રાપ્ત થાય છે. પરંતુ ન ચાહવા તથા ન કરવા છતાં પણ કરેલાંનો જે પ્રભાવ પોતાનાંમાં અંકિત છે, તે આપોઆપ ઉત્પન્ન થાય છે, જેને સાધક વ્યર્થ-ચિંતન તથા મનની ચંચળતાનાં નામે કથન કરે છે અને તેને શાંતિનાં સંપાદનમાં વિઘ્ન માને છે. પણ વાત એવી નથી. અહંકૃતિ-કાળમાં તો જે કરેલાંનો પ્રભાવ અંકિત છે, તે સ્પષ્ટ રૂપે વિદિત નથી થતો, પરંતુ રહે છે. જે પ્રમાણે દબાયેલો રોગ વિદિત નથી થતો, એ જ પ્રમાણે કાર્યમાં લાગ્યા રહેવાથી, જે કરી ચૂક્યા છીએ અને જે કરવા ચાહીએ છીએ, તેનો પ્રભાવ પ્રતીત નથી થતો. અહંકૃતિ-રહિત થતાં જ તે પ્રભાવ પ્રગટ થાય છે, નાશ થવા માટે. પ્રાકૃતિક નિયમાનુસાર કોઈ ઉત્પત્તિ એવી હોતી જ નથી, જેનો નાશ સ્વતઃ ન થઈ જાય. અહંકૃતિ જ કારણ છે એ પ્રભાવનું, જે અંકિત છે. આ દૃષ્ટિએ કોઈ કૃતિ-વિશેષથી કૃતિનાં પ્રભાવનો નાશ નથી થતો. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે વિશ્રામ દ્વારા એ પ્રભાવથી સાધક મુક્ત થાય છે.

અહંકૃતિ-રહિત થવાથી જે વ્યર્થ-ચિંતન ઉત્પન્ન થાય છે, તેનાંથી ભયભીત ન થવું જોઈએ અને નથી તેનું સુખ લેવાનું; નથી તેનું સમર્થન કરવાનું અને ન વિરોધ, પરંતુ તેની સાથે અસહયોગ રાખવાનો છે. જેની સાથે અસહયોગ થઈ જાય છે, તેનો પ્રભાવ પોતાનાં પર નથી રહેતો. અસહયોગ વિરોધ નથી. વિરોધથી તો દ્વેષની ઉત્પત્તિ થાય છે અને સમર્થનથી રાગની. અસહયોગથી રાગ-દ્વેષનો નાશ થાય છે, જે વિકાસનું મૂળ છે. જ્યારે સાધક એ જાણે છે કે ચિંતન મારા ન ચાહવા છતાં પણ થઈ રહ્યું છે, વગર કર્યે થઈ રહ્યું છે, વ્યર્થ-ચિંતનનાં રૂપમાં જે છે, તેનું વર્તમાનમાં અસ્તિત્વ નથી; તો જે કરી નથી રહ્યા અને જેને ચાહતા નથી, તેનાં પ્રભાવથી પ્રભાવિત થવું, શું પોતાની ભૂલ નથી ? જેનું અસ્તિત્વ જ નથી, તેનાથી ભયભીત થવું, શું પ્રમાદ નથી ? એટલા માટે આપોઆપ થવાવાળા વ્યર્થ-ચિંતનથી પોતે અસહયોગ કરવાનો છે, બીજું કાંઈ નહિ. અસહયોગ કરવાથી પોતાનાં પર તેનો પ્રભાવ નથી પડતો. પોતાનું સમર્થન

તથા વિરોધ ન મળવાથી તે વ્યર્થ-ચિંતન આપોઆપ સદાને માટે નાશ થઈ જશે. પરંતુ વારંવાર એ નિરીક્ષણ કરવું કે 'નાશ થયું કે નહિ', તેનાથી વિરોધપૂર્વક સંબંધ બની જશે, જે તેનો નાશ નહિ થવા દે. એટલા માટે બહુ જ સજાગતાપૂર્વક, જે થઈ રહ્યું છે, તેની સાથે સંબંધ-વિચ્છેદ કરવાનો છે. તેનું તાદાત્મ્ય જ તેને જીવિત રાખે છે. સંબંધ-વિચ્છેદથી તાદાત્મ્ય નાશ થઈ જશે. સાધક પોતાનો આશ્રય દઈને જ તેને જીવિત રાખે છે. જેનો નાશ અભીષ્ટ હોય, તેને આશ્રય ન આપો, તેનું સમર્થન તથા વિરોધ ન કરો, તેને અસ્તિત્વહીન જાણો. 'નહિ'ની નિવૃત્તિ વગર શ્રમે જ સ્વતઃ થાય છે અને 'છે'ની પ્રાપ્તિમાં પણ શ્રમ હેતુ નથી. આ કારણે વિશ્રામ-માત્રથી જ જે અસ્તિત્વ-હીન છે, તેનો નાશ થશે અને જેનું અસ્તિત્વ છે, તેની સાથે યોગ તથા તેનો બોધ તેમજ તેમાં પ્રેમ સ્વતઃ થશે. આ દૃષ્ટિએ વિશ્રામમાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે.

ભુક્ત-અભુક્તનો પ્રભાવ જ વ્યર્થ-ચિંતનનાં રૂપમાં પ્રતીત થાય છે. માનવ જે કરી ચૂક્યો છે અથવા જે કરવા ચાહે છે, એ જ ભુક્ત અને અભુક્ત છે. કરવાનાં પ્રભાવનો નાશ ત્યારે જ સંભવ છે, જ્યારે સાધક અહંકૃતિ-રહિત થયેથી જે પ્રાપ્ત થાય છે તેનો અનુભવ કરી શકે. અહંકૃતિ-રહિત થતાં જ સાધકને પોતાની વાસ્તવિક માંગની સ્મૃતિ તથા વર્તમાન દશાનો પરિચય થાય છે, જેનાં થતાં જ સાધકમાં સજાગતા આવે છે. સજાગતા આવતાં જ, શું ન કરવું જોઈએ, તેનું સ્પષ્ટ જ્ઞાન થાય છે, જેનાં થતાં જ કરેલી ભૂલ ન દોહરાવવાનો નિર્ણય બહુ જ સુગમતાપૂર્વક થઈ જાય છે અને પછી વર્તમાન નિર્દોષતામાં આસ્થા થાય છે, જેનાં થતાં જ જીવનમાં એક નવીન ઉત્સાહ જાગ્રત થાય છે, જે માનવને વાસ્તવિકતાની શોધ કરવામાં તત્પર કરી દે છે, જે વિકાસનું મૂળ છે. કૃતિનું મહત્ત્વ પર-હિતમાં જ છે. પોતાને માટે કોઈ પણ માનવે ક્યારેય પણ કાંઈ પણ નથી કરવાનું. પણ આ રહસ્ય એ સમય સુધી સ્પષ્ટ નથી થતું, જ્યાં સુધી માનવ પોતાની વાસ્તવિક માંગને સારી-રીતે અનુભવ નથી કરી લેતો. માનવની જે માંગ છે, તેની પૂર્તિ કોઈ પરિસ્થિતિ વગેરેને આશ્રિત નથી. જે કાંઈ કરીએ છીએ, તેનાંથી જેની ઉત્પત્તિ થાય છે, તે સદૈવ નથી રહેતું અને કર્માનુષ્ઠાન પણ 'પર'નાં

આશ્રય વિના નથી થતું. આ દૃષ્ટિએ કર્મ અને તેનું ફળ સ્વાધીનતા પ્રદાન કરવામાં સમર્થ નથી. કર્તવ્યનું મહત્ત્વ તો કેવળ એ જ વાતમાં છે કે મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય દ્વારા શરીર, પરિવાર, સમાજ વગેરેની સેવા કરવામાં આવે, જેથી સંગ્રહની રુચિનો નાશ થાય અને પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા વગેરે સાથે અસંગતા પ્રાપ્ત થાય, જેનાં થવાથી એ જીવનમાં પ્રવેશ થઈ જાય, જે અવિનાશી છે.

અવિનાશી જીવનની માંગ માનવની પોતાની માંગ છે, જેની પૂર્તિ અહંકૃતિ-રહિત અસંગ થવાથી જ સંભવ છે. અહંકૃતિ-રહિત થયા વિના પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય સાથેનાં તાદાત્મ્યનો નાશ નથી થતો અને તેનાં નાશ થયા વિના અવસ્થાતીત જીવનમાં પ્રવેશ નથી થતો, જે અનુત્પન્ન, નિત્ય જીવન છે. અહંકૃતિનું મૂળ કામ છે. કામની નિવૃત્તિ એકમાત્ર વિચાર-સિદ્ધ છે; કારણ, કે તેની ઉત્પત્તિ અવિવેકથી થાય છે. અવિવેકનો અંત વિવેકનાં આદરમાં નિહિત છે. વિવેકનાં આદરનું સામર્થ્ય શાંતિમાં જ ઉદિત થાય છે. આ કારણે નિર્મમતા તથા નિષ્કામતાપૂર્વક શાંતિનું સંપાદન અનિવાર્ય છે. નિર્મમતા તથા નિષ્કામતા જાણેલાં અસત્‌નાં ત્યાગથી જ સિદ્ધ થાય છે. એટલા માટે સત્સંગથી જેની ઉપલબ્ધિ થાય છે, તેની પ્રાપ્તિ કર્મ-સાપેક્ષ નથી. કર્તવ્ય-કર્મથી તો કેવળ બીજાઓનાં અધિકારની રક્ષા તથા કરવાનાં રાગની નિવૃત્તિ થાય છે. એ પણ ત્યારે, જ્યારે પોતાનાં અધિકારોનો ત્યાગ કરી બીજાઓનાં અધિકારોની રક્ષા કરવામાં આવે. અધિકાર-લોલુપતામાં આબદ્ધ માનવ કર્તવ્ય-કર્મ કરતાં છતાં પણ કર્તૃત્વનાં અભિમાન તથા રાગથી રહિત નથી થઈ શકતો. અધિકારોનાં ત્યાગનું સામર્થ્ય એકમાત્ર વિચારથી જ સાધ્ય છે; કારણ, કે અધિકાર-લોલુપતા અવિચારથી જ ઉત્પન્ન થાય છે. અહંકૃતિ-રહિત શાંતિનું સંપાદન થવાથી જિજ્ઞાસા-પૂર્તિ માટે સ્વતઃ વિચારનો ઉદય થાય છે, આ મંગલમય વિધાન છે. જ્યાં સુધી નિષ્કામતાથી સાધ્ય સમતાની અભિવ્યક્તિ નથી થતી, ત્યાં સુધી અવિચારની નિવૃત્તિ માટે વિચારનો ઉદય પણ નથી થતો.

વિચાર કોઈ શ્રમ-સાધ્ય પ્રયોગ નથી, પરંતુ આવશ્યકતા પડવાથી તેની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે, જે અવિચારનાં નાશમાં સમર્થ છે. નિષ્કામતા કોઈ

શ્રમ-સાધ્ય પ્રયોગથી સિદ્ધ નથી થતી, પરંતુ કામનાપૂર્તિમાં પરાધીનતા અને અપૂર્તિમાં અભાવ રહે જ છે, આ વાસ્તવિકતાનો અનુભવ કરવાથી સાધક બહુ જ સુગમતાપૂર્વક પોતાને નિષ્કામ સ્વીકાર કરે છે. નિષ્કામતા સ્વધર્મ છે, સત્સંગ છે, શરીર-ધર્મ નહિ. શરીર-ધર્મનું પાલન શ્રમ-સાધ્ય છે. સ્વધર્મનાં પાલનમાં શ્રમની ગંધ પણ નથી. સ્વધર્મનિષ્ઠ થવાથી શરીર-ધર્મનું પાલન પ્રાકૃતિક નિયમાનુસાર સ્વતઃ થવા લાગે છે અને પછી આપોઆપ દેહાભિમાન ગળી જાય છે, જેનાં ગળતાં જ સ્વતઃ ચિર-વિશ્રામની અભિવ્યક્તિ થાય છે. આ દૃષ્ટિએ સત્સંગનું બહુ જ મહત્ત્વ છે. ચાહ-રહિત થવામાં જે વિકાસ નિહિત છે, તે કોઈ અન્ય પ્રકારે સંભવ નથી. ચાહ-રહિત થવાનો પ્રશ્ન માનવનો મૌલિક પ્રશ્ન છે. કામના-પૂર્તિ તો અન્ય યોનિઓમાં પણ થાય છે, પરંતુ અચાહ-પદની પ્રાપ્તિ તો એકમાત્ર માનવને જ થાય છે. આ દૃષ્ટિએ ચાહ-રહિત થવું માનવ-માત્ર માટે અનિવાર્ય છે.

નિષ્કામ થવાથી આવશ્યક કામનાઓની પૂર્તિ આપોઆપ થતી રહે છે અને અનાવશ્યક કામનાઓની ઉત્પત્તિ નથી થતી. નિષ્કામ સાધક માટે આવશ્યક વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય પ્રદાન કરવા માટે પ્રકૃતિ લાલાયિત રહે છે. નિષ્કામતાનાં મહિમાનું વર્ણન કરવું સંભવ નથી. નિષ્કામ થવાથી જ નિષ્કામતાનાં મહત્ત્વનો અનુભવ થાય છે. યોગિઓનો યોગ, વિચારશીલોનો બોધ તેમજ પ્રેમિઓનો નિષ્કામતાની ભૂમિમાં જ પોષિત થાય છે. નિષ્કામ થવામાં પ્રત્યેક માનવ સર્વદા સ્વાધીન છે અને કામના-પૂર્તિમાં બધા પ્રાણીઓ સર્વદા પરાધીન છે. સ્વાધીનતાનો પૂજારી સ્વાધીનતાપૂર્વક નિષ્કામ થઈ શકે છે. નિષ્કામતા માનવની વર્તમાન માંગ છે, તેને શીઘ્રાતિશીઘ્ર પ્રાપ્ત કરવી અનિવાર્ય છે.

જેને કાંઈ નથી જોઈતું, તે સૌનો પોતાનો હોઈ શકે છે, અર્થાત્ સર્વાત્મભાવની અભિવ્યક્તિ પણ નિષ્કામતામાં જ નિહિત છે. નિષ્કામ થવાથી જ પરમ શાંતિ તથા અસંગતાની અભિવ્યક્તિ થાય છે, જે ચિન્મય જીવન સાથે અભિન્ન કરવામાં સમર્થ છે.

જેને કાંઈ પણ જોઈએ છે, તે કોઈને પોતાનો નથી કહી શકતો અને ન સાંભળેલાં પ્રભુમાં અવિચલ આસ્થા પણ સુરક્ષિત રાખી શકે છે અને ન બીજાઓ પાસેથી સુખની આશાનો પણ ત્યાગ કરી શકે છે. એટલું જ નહિ, કામનાયુક્ત પ્રાણી જ પોતાનાં દુઃખનું કારણ બીજાઓને માને છે. એટલા માટે માનવ નિષ્કામ થયા વિના રાગ-દ્વેષ-રહિત નથી થઈ શકતો, જેનાં ન થયે ત્યાગ તથા પ્રેમની અભિવ્યક્તિ નથી થતી, જે વાસ્તવિક જીવન છે; કારણ, કે ત્યાગ અમરત્વ સાથે અને પ્રેમ અનંત રસ સાથે અભિન્ન કરે છે.

અહંકૃતિને આશ્રિત જ અહંભાવરૂપી અણુ જીવિત રહે છે, જેનાં રહેતાં સર્વાંશમાં ભેદ તથા ભિન્નતાનો અંત નથી થતો, જે વિનાશનું મૂળ છે. અહંકૃતિ-રહિત થતાં જ અહં-રૂપી અણુ સ્વતઃ નાશ થઈ જાય છે, જેનાં થતાં જ યોગ, બોધ તથા પ્રેમની અભિવ્યક્તિ થાય છે. આ દૃષ્ટિએ અહંકૃતિ-રહિત થવું અનિવાર્ય છે, જે એકમાત્ર સત્સંગથી જ સાધ્ય છે.

અહંકૃતિ માનવને સત્‌થી વિમુખ કરી દે છે તથા અસત્‌ સાથે તેનો સંબંધ જોડી દે છે. તેનું બહુ જ ભયંકર પરિણામ એ થાય છે કે અસત્‌નાં સંગ-માત્રથી જ અકર્તવ્ય, અસાધન અને આસક્તિ ઉત્પન્ન થાય છે, જે વિનાશનું મૂળ છે.

અહંકૃતિ-રહિત થવા માટે પ્રત્યેક કાર્યનાં આરંભ અને અંતમાં માનવે સજાગતાપૂર્વક સ્વતઃ આવવાવાળી શાંતિને સુરક્ષિત રાખવાની છે. જેમ-જેમ શાંતિ સ્થાયી થતી જાય છે, તેમ-તેમ આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ, કર્તવ્ય-પરાયણતા, વિચારનો ઉદય તથા પ્રીતિની જાગૃતિ સ્વતઃ થતી જાય છે; કારણ, કે શાંતિમાં જ સમસ્ત સાધનોની અભિવ્યક્તિ થાય છે. શાંતિ રસ-રૂપ છે. નીરસતાની ભૂમિમાં જ અસાધનો ઉત્પન્ન થાય છે. એટલા માટે શાંતિ સમસ્ત સાધનોની જનની છે. સાવધાન સાધકો શાંતિનું સંપાદન તો કરે છે, પણ તેમાં રમણ નથી કરતા. શાંતિમાં રમણ ન કરવાથી સ્વાધીનતાનાં રસની અભિવ્યક્તિ થાય છે. જ્યારે સાધક સ્વાધીનતાનાં રસમાં સંતુષ્ટ નથી થતો, ત્યારે સ્વતઃ પ્રેમ-તત્ત્વની અભિવ્યક્તિ થાય છે, જેનાં થતાં જ અહં-રૂપી અણુ સદાને માટે ગળી જાય છે. પ્રેમ-તત્ત્વમાં પ્રેમ સિવાય પ્રેમીનું કોઈ અસ્તિત્વ નથી. કોઈ પણ

અહંકૃતિયુક્ત ઉપાયથી નીરસતાનો સર્વાંશમાં નાશ નથી થતો. ક્રિયા-જનિત સુખથી નીરસતા દબાઈ જાય છે, મટતી નથી. દબાયેલી નીરસતા પહેલાંની અપેક્ષાએ અધિક તીવ્ર થઈને પ્રગટ થાય છે. નીરસતાં રહેતાં કામનો નાશ નથી થતો, જે સમસ્ત વિકારોનું મૂળ છે.

નીરસતાનો અંત કરવા માટે શાંતિ, સ્વાધીનતા તેમજ પ્રેમની અભિવ્યક્તિ અનિવાર્ય છે, જે એકમાત્ર સત્સંગથી જ સંભવ છે. 'છે'માં આસ્થા અને તેનો સંગ ત્યારે જ સંભવ થશે, જ્યારે માનવ શ્રમ-રહિત થવાનો સ્વભાવ બનાવે. અકર્મણ્યતા માનવને શ્રમ-રહિત નથી થવા દેતી અને આવશ્યક કાર્ય જમા રાખવાથી પણ માનવ શ્રમિત જ થાય છે. શ્રમિત થવાથી અસમર્થતા આવે છે, અર્થાત્ પ્રાપ્ત સામર્થ્યનો હ્રાસ થાય છે. શ્રમ-રહિત થવા માટે વર્તમાન કાર્યને પૂરું કરવાનું છે; પરંતુ ક્રિયા-જનિત સુખનો ભોગ નથી કરવાનો અને ન કરેલાં કાર્યનાં ફળમાં પણ આસ્થા રાખવાની છે. ફલાસક્તિ તથા કર્તૃત્વનાં અભિમાનથી રહિત પ્રવૃત્તિનો અંત શ્રમ-રહિત થવામાં અર્થાત્ વિશ્રામમાં થાય છે, જેનાં થતાં જ આપોઆપ શાંતિનું સંપાદન થવા લાગે છે. શાંતિનું સંપાદન તથા સત્સંગ યુગપદ્ હોય છે. સત્સંગ કોઈ અભ્યાસ નથી, પણ સ્વધર્મ છે. અભ્યાસ માટે શરીર વગેરેની અપેક્ષા હોય છે; પરંતુ સત્સંગ પોતાનાં જ દ્વારા ઉપલબ્ધ થાય છે. આ દૃષ્ટિએ સત્સંગમાં માનવ સર્વદા સ્વાધીન છે. જેની સિદ્ધિ પોતાનાં દ્વારા થાય છે, તેની પ્રાપ્તિમાં પરાધીનતા નથી. શ્રમ-સાધ્ય બધી જ પ્રવૃત્તિઓ પરાધીનતાથી જ સિદ્ધ થાય છે. પર-સેવા માટે પરાધીનતા સાધન-રૂપ ભલેને હોય, પણ પોતાનાં માટે તો સ્વાધીનતાપૂર્વક સત્સંગ જ ઉપયોગી છે. એટલું જ નહિ, સેવાની પૂર્ણતા પણ સત્સંગથી જ સિદ્ધ થાય છે. સેવાનું ક્રિયાત્મક રૂપ ભલેને શ્રમ-સાધ્ય હોય; પરંતુ તેનું વાસ્તવિક રૂપ તો સત્સંગથી જ સિદ્ધ થાય છે. સેવાની અભિવ્યક્તિ એ જ સાધકમાં થાય છે, જે કોઈને બુરો ન સમજે. કોઈને બુરો ન સમજવો સત્સંગ છે.

જ્યારે સાધક કોઈને બુરો નથી સમજતો, ત્યારે અશુદ્ધ સંકલ્પોની ઉત્પત્તિ જ નથી થતી. અશુદ્ધ સંકલ્પોનો નાશ થવાથી અકર્તવ્યનો જન્મ જ નથી

થતો. એટલું જ નહિ, દ્વેષ તથા વિષમતા પણ શેષ નથી રહેતી. 'સમતા' યોગ તથા બોધની જનની છે. દ્વેષનો અંત થતાં જ પ્રેમનો પ્રાદુર્ભાવ સ્વતઃ થાય છે. આ દૃષ્ટિએ સત્સંગ-જનિત સેવા દ્વારા માનવ કર્તવ્ય-પરાયણતા, યોગ, બોધ તથા પ્રેમ સાથે અભિન્ન થાય છે. આથી વાસ્તવિક સેવા, સત્સંગથી જ સાધ્ય છે.

સેવા, ત્યાગ, પ્રેમ — આ ત્રણેયનાં રસમાં ભેદ છે, સ્વરૂપમાં નહિ. એનાંમાંથી કોઈ એકની ઉપલબ્ધિ થવાથી ત્રણેયની પ્રાપ્તિ થાય છે; કારણ, કે આ ત્રણેય એક જ જીવનની વિભૂતિઓ છે. જીવનની પૂર્ણતા આ ત્રણેયમાં જ નિહિત છે. શ્રમ-રહિત થવાથી સાધકને સર્વપ્રથમ પોતાની વર્તમાન વસ્તુસ્થિતિનો વાસ્તવિક પરિચય થાય છે. ભૂતકાળની ઘટનાઓની સ્મૃતિ સાધકને એ બતાવી દે છે કે ભૂતકાળમાં શું ભૂલ કરી છે. એ ભૂલનો પરિચય થવાથી તેનાં ત્યાગનો નિર્ણય અનિવાર્ય હોય છે. ભૂલ-જનિત સુખ-લોલુપતાનો અંત ભૂલની વેદનામાં નિહિત છે. ભૂલ કરવાથી માનવ પોતાની જ દૃષ્ટિમાં પોતાને આદરને યોગ્ય નથી જોતો, જે કોઈને પણ અભીષ્ટ નથી. પોતાની દૃષ્ટિમાં આદરને યોગ્ય ન થયે નિશ્ચિંતતા તથા નિર્ભયતા નથી આવતી, જે વિકાસનું મૂળ છે. ભય તથા ચિંતામાં આબદ્ધ પ્રાણીનો વિકાસ નથી થતો; આ પ્રાકૃતિક વિધાન છે.

આ કારણે, માનવ-માત્રે ભય તથા ચિંતાથી રહિત થવું અનિવાર્ય છે, જે એકમાત્ર ભૂતકાળની ભૂલનો સારી રીતે અનુભવ કરવાથી જ સંભવ છે. પોતાની ભૂલનો અનુભવ પોતાને શ્રમ-રહિત થવાથી જ થાય છે. આ દૃષ્ટિએ અહંકૃતિ-રહિત થઈને મૂક-સત્સંગ કરવો એ પ્રત્યેક માનવનો પોતાનો પરમ પુરુષાર્થ છે, જેને ન કર્યે સર્વતોમુખી વિકાસ સંભવ નથી. એટલા માટે પ્રત્યેક કાર્યનાં આરંભ તથા અંતમાં શ્રમ-રહિત થવું અત્યંત આવશ્યક છે. કોઈ પણ પ્રવૃત્તિ સ્વભાવથી અખંડ નથી. કર્તામાં કરવાની રુચિ ભલેને રહે, પણ તે કોઈ પણ કર્મને નિરંતર નથી કરી શકતો. પ્રાકૃતિક નિયમાનુસાર કર્મનો આરંભ તથા અંત થાય જ છે. એટલું જ નહિ, કર્મનું પરિણામ પણ સદૈવ નથી રહેતું. જે સદૈવ નથી રહેતું, તે વાસ્તવિક જીવન નથી. આ દૃષ્ટિએ કર્મ અને તેનું ફળ નિત્ય નથી. આ જ કારણે કર્મ-અનુષ્ઠાનમાં માનવ સર્વાંશમાં સ્વાધીન નથી; પરંતુ શ્રમ-રહિત થવામાં

સાધક સર્વદા સ્વાધીન છે. કરવાનાં રાગ તથા ફળની આશાએ સાધકને પ્રવૃત્તિનાં અંતમાં વિશ્રામ સાથે અભિન્ન નથી થવા દીધો. તેનું બહુ જ ભયંકર પરિણામ એ થયું કે માનવ, પોતાની વર્તમાન વસ્તુસ્થિતિથી પરિચિત ન થઈ શક્યો, જેનાં ન થયે ભૂલ-જનિત પ્રવૃત્તિઓનો અંત ન કરી શક્યો.

ભૂલ-જનિત પ્રવૃત્તિઓથી જ જીવન અનુપયોગી થાય છે. અનુપયોગી જીવનની માંગ ન વ્યક્તિને છે અને ન સમાજને. ઉપયોગી જીવન જ સૌને અભીષ્ટ છે. પોતાની કરેલી ભૂલનો ત્યાગ ન કર્યે જીવન ઉપયોગી નથી થતું. આ દૃષ્ટિએ ભૂલનો અનુભવ કરવો પ્રત્યેક માનવ માટે અનિવાર્ય છે, જે એકમાત્ર વિશ્રામથી જ સાધ્ય છે. વિશ્રામનું મહત્ત્વ ભૂલી જવાથી માનવ શરીરાદિ વસ્તુઓની દાસતામાં આબદ્ધ થઈ ગયો છે. એટલું જ નહિ, ઉત્પન્ન થયેલી વસ્તુઓ સાથે એટલું તાદાત્મ્ય થઈ ગયું છે કે વસ્તુઓથી અતીતનાં જીવનમાં ન તો આસ્થા પણ થાય છે અને ન માનવ તેની શોધ પણ કરે છે, છતાં અનુત્પન્ન થયેલાં અવિનાશી જીવનની માંગ માનવમાં સ્વભાવથી જ છે. જેની માંગ છે, તેમાં આસ્થા ન થાય, અથવા તેની શોધ ન કરવામાં આવે, એનાં સમાન બીજી કોઈ જડતા નથી. સજાગતા વિના જડતાનો નાશ નથી થતો અને શ્રમ-રહિત થયા વિના સજાગતા જાગ્રત નથી થતી. શ્રમ-કાળમાં તો માનવ મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરે સાથે તદ્રૂપ રહે છે. તાદાત્મ્ય રહેતાં વસ્તુઓથી અતીતનાં જીવનની શોધ નથી થઈ શકતી. એ કારણે વસ્તુઓ સાથેનાં તાદાત્મ્યનો અંત કરવો અત્યંત આવશ્યક છે.

પ્રાકૃતિક નિયમાનુસાર સુષુપ્તિ, અર્થાત્ ગાઢ નિદ્રામાં મળેલી વસ્તુ, યોગ્યતા વગેરેની વિસ્મૃતિ થાય છે, જેનાં થવાથી વસ્તુઓનો ઉપયોગ કરવાનું સામર્થ્ય આવે છે; પરંતુ વસ્તુઓ સાથેનાં તાદાત્મ્યનો નાશ નથી થતો; કારણ, કે જડતામાં લય થવાથી માનવ વસ્તુઓથી અતીતનાં જીવનનો અનુભવ નથી કરી શકતો. જો કે વસ્તુઓથી અતીતનું જીવન નિત્ય પ્રાપ્ત છે, તેનાથી દેશ-કાળની દૂરતા નથી; પરંતુ મળેલાંનાં તાદાત્મ્યને કારણે નિત્ય-પ્રાપ્ત, અપ્રાપ્ત જેવું પ્રતીત થાય છે અને જે ઉત્પન્ન થયેલી વસ્તુઓમાં સતત પરિવર્તન થઈ રહ્યું છે, તે

પોતાની પ્રતીત થાય છે અને તેની કામના ઉત્પન્ન થતી રહે છે. એ જાણતાં હોવા છતાં પણ કે બધી કામનાઓ પૂરી નથી થતી, છતાં પણ માનવ નિષ્કામ નથી થઈ શકતો. આ મળેલી વસ્તુઓનાં તાદાત્મ્યનું જ પરિણામ છે. જો માનવ આવશ્યક પ્રવૃત્તિનાં અંતમાં શ્રમ-રહિત થઈને જાગ્રતમાં જ સુષુપ્તિવત્ થઈ જાય, તો બહુ જ સુગમતાપૂર્વક ઉત્પન્ન થયેલી વસ્તુઓથી અતીતનાં જીવનમાં પ્રવેશ પામી શકે છે. શ્રમ-રહિત થવા છતાં પણ ગતિ રહે છે, પણ આ રહસ્યને એ જ સાધકો જાણી શકે છે, જેમણે મમતા અને કામનાનો અંત કરી વાસ્તવિક માંગનો અનુભવ કર્યો છે. વાસ્તવિક માંગની જાગૃતિ શ્રમ-રહિત થવાથી જ થાય છે. કામનાઓની પૂર્તિ માટે શ્રમ અપેક્ષિત છે અને શ્રમ માટે શરીરાદિ વસ્તુઓની આવશ્યકતા હોય છે.

વિશ્રામ-કાળમાં શરીરાદિ વસ્તુઓની અસંગતા બહુ જ સુગમતાપૂર્વક થઈ જાય છે, જે માનવને પરાધીનતાથી મુક્ત કરી સ્વાધીનતા સાથે અભીન્ન કરે છે. આ દૃષ્ટિએ વિશ્રામ બહુ જ મહત્ત્વની વસ્તુ છે. જો કે પ્રાકૃતિક નિયમાનુસાર પ્રત્યેક કાર્યનાં આરંભ તથા અંતમાં વિશ્રામ સ્વતઃ પ્રાપ્ત થાય છે, પણ વિશ્રામનાં મહત્ત્વમાં આસ્થા, શ્રદ્ધા તેમજ વિશ્વાસ ન હોવાને કારણે વિશ્રામ-કાળમાં પણ માનવ વિશ્રામથી વિમુખ રહે છે અને પછી કરેલાંની ફળાસક્તિમાં આબદ્ધ થઈ જાય છે. એ જાણતાં હોવા છતાં પણ કે કરેલાંનું પરિણામ અવિનાશી નથી, વિશ્રામનો આદર જ નથી કરતો. વિશ્રામનો આદર કર્યા વિના સત્સંગ સંભવ નથી, અર્થાત્ અસત્નો સંગ બનેલો જ રહે છે. જેનાં રહેવાથી ન ચાહવા છતાં પણ અનેક દોષોની ઉત્પત્તિ થાય છે, અર્થાત્ વર્તમાન નિર્દોષતાનો બોધ નથી થતો. વર્તમાન નિર્દોષતાનો અનુભવ કર્યા વિના નિર્દોષતામાં અવિચળ આસ્થા નથી થતી, પરંતુ માનવ ભૂતકાળની ભૂલનાં આધારે નિવૃત્તિમાં પણ પોતાને અપરાધી માનતો રહે છે. જ્યારે કાંઈ નથી કરી રહ્યો ત્યારે પણ પોતાને અપરાધી માને છે. આ માન્યતા ભ્રમાત્મક છે. આનો ત્યાગ કરવો અનિવાર્ય છે. 'કાંઈ ન કરવું' અપરાધ નથી, પણ વાસ્તવિકતા છે. જો 'કરવું' અખંડ હોત, તો 'ન કરવા'નું કોઈ સ્થાન જ ન હોત. 'કરવું' અખંડ નથી — આ અનુભવનાં આધારે એ સ્વીકાર કરવું કે 'વિશ્રામનું પણ જીવનમાં સ્થાન છે', માનવમાત્ર માટે પરમ

આવશ્યક છે. એ સૌને વિદિત છે કે શ્રમથી શક્તિનો હ્રાસ અને શ્રમ-રહિત થવાથી શક્તિનો સંચય થાય છે. તો પછી વિશ્રામનો આદર ન કરવો, તેને ન અપનાવવો, તેનાં મહત્ત્વને ભૂલી જવું, એ શું પોતાને વાસ્તવિકતાથી વંચિત નથી કરવું ? વાસ્તવિકતાથી અપરિચિત રહેવું એ પોતાનાં જ દ્વારા પોતાને દગો દેવો છે, જે અવનતિનું મૂળ છે. માનવ-જીવન અવનતિથી ઉન્નતિ તરફ ગતિશીલ થવા માટે મળ્યું છે. આથી પ્રત્યેક માનવ માટે પોતાની વર્તમાન વસ્તુસ્થિતિથી સારી રીતે પરિચિત થવું અનિવાર્ય છે, જે એકમાત્ર વિશ્રામથી જ સાધ્ય છે.

મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્યનો સદુપયોગ કરવામાં જ શ્રમનું મહત્ત્વ છે; પરંતુ વાસ્તવિક જીવન સાથે અભિન્ન થવા માટે તો વિશ્રામ જ મૂળ પ્રયાસ છે. વિશ્રામ સુરક્ષિત રાખવા માટે આવશ્યક કાર્યની પૂર્તિ તથા અનાવશ્યક કાર્યની નિવૃત્તિ અભીષ્ટ છે. સામર્થ્ય અને વિવેકને અનુરૂપ જે કાર્ય છે, તેને વિશ્રામને સુરક્ષિત રાખવાની દૃષ્ટિથી પૂરું કરવાનું છે અને વિવેક-વિરોધી કાર્યનો ત્યાગ તથા સામર્થ્ય-વિરોધી કાર્યને સમર્પિત કરવું અનિવાર્ય છે. આવશ્યક કાર્યની પૂર્તિ તથા અનાવશ્યક કાર્યની નિવૃત્તિ થવાથી વિશ્રામ સ્વતઃ સુરક્ષિત રહે છે. વિશ્રામ કોઈ અવસ્થા નથી; પરંતુ વાસ્તવિક તથ્ય છે. અવસ્થાઓનાં તાદાત્મ્યથી માનવ પરિચ્છિન્નતામાં આબદ્ધ થાય છે; પરંતુ વિશ્રામ સુરક્ષિત રહેવાથી સજાગતા, અસંગતા તેમજ આત્મીયતા વગેરે સાધનોની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. અને કર્તવ્યનિષ્ઠ થવા માટે આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ પણ વિશ્રામમાં જ નિહિત છે. આ દૃષ્ટિએ વિશ્રામ સર્વતોમુખી વિકાસનું મૂળ છે.

સત્‌ની ચર્ચા, તેનાં ચિંતન તેમજ સત્‌નાં સંગમાં મોટો ભેદ છે. સત્‌ની ચર્ચા તથા તેનું ચિંતન શ્રમ-સાધ્ય છે; પરંતુ સત્‌નો સંગ શ્રમ-રહિત થવાથી જ સંભવ છે. સત્‌ની ચર્ચા તથા ચિંતન કરવા માટે માનવને શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેની અપેક્ષા હોય છે; કારણ, કે શ્રમનું સંપાદન શરીરાદિ વિના સંભવ નથી. પરંતુ સત્‌નો સંગ કરવા માટે શરીરનાં સહયોગની આવશ્યકતા નથી હોતી. તે તો શ્રમ-રહિત થવાથી આપોઆપ થઈ જાય છે. જ્યાં સુધી સાધક એ જ પ્રવૃત્તિઓને મહત્ત્વ આપે છે, જેનાં માટે તેને વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેની

આવશ્યકતા હોય છે, ત્યાં સુધી વિશ્રામથી સાધ્ય સત્‌નો સંગ નથી થતો. સત્‌ની ચર્ચા તથા તેનું ચિંતન સત્સંગનાં સહયોગી ઉપાયો ભલેને હોય, પણ સત્સંગ તો એકમાત્ર વિશ્રામથી જ સાધ્ય છે. સત્‌ની ચર્ચા તથા તેનાં ચિંતનથી સત્સંગની અભિરુચિ જાગ્રત થાય છે; સત્‌નો સંગ નથી થતો, અર્થાત્ સત્સંગની માંગ સબળ થાય છે. સત્સંગની માંગમાં અસત્‌નાં ત્યાગનું સામર્થ્ય નિહિત છે; પરંતુ સત્‌નો સંગ તો એકમાત્ર અહંકૃતિ-રહિત વિશ્રામમાં જ નિહિત છે. સત્સંગનો પ્રભાવ શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે પર સ્વતઃ થાય છે.

જે પ્રમાણે અસત્‌નાં સંગનાં પ્રભાવથી ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેમાં અનેક દોષોની પ્રતીતિ થાય છે, એ જ પ્રમાણે સત્‌નાં સંગથી સ્વતઃ દોષોની નિવૃત્તિ થાય છે, જેનાં થતાં જ આપોઆપ નિર્દોષતા સાથે અભિન્નતા થઈ જાય છે. જો કે પ્રાકૃતિક નિયમાનુસાર કરણ ગુણ-દોષ-રહિત હોય છે, કર્તાનું જ ચિત્ર તેમાં પ્રતિબિંબિત થાય છે. પણ માનવ એ પ્રતિબિંબને ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેનો જ દોષ માની લે છે. એ સૌને વિદિત છે કે પ્રતિબિંબ બિંબ નથી હોતું, પણ પ્રતિબિંબ દ્વારા બિંબનો બોધ થાય છે. બિંબમાં પરિવર્તન થવાથી પ્રતિબિંબ બદલાઈ જાય છે. માનવ પોતાની ભૂલને જ ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેમાં આરોપિત કરે છે અને તેની નિંદા કરવા લાગે છે. એનાથી તેની મોટી ક્ષતિ થાય છે. જો શ્રમ-રહિત થઈને માનવ સત્સંગને અપનાવી લે, તો બહુ જ સુગમતાપૂર્વક નિર્દોષતા સાથે અભિન્ન થઈ જાય છે.

સત્સંગ દ્વારા તેનાંમાં કરેલી ભૂલ ન દોહરાવવાનું સામર્થ્ય આવી જાય છે, જેનાં આવતાં જ નિર્દોષતા સદાને માટે સુરક્ષિત થઈ જાય છે. જેનાં સુરક્ષિત થવાથી શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેમાં દોષોની પ્રતીતિ નથી થતી, પરંતુ નિર્દોષતાનો પ્રભાવ સ્વતઃ થઈ જાય છે, જેનાં થતાં જ બધા કરણો કર્તામાં વિલીન થઈ જાય છે અને પછી કર્તા 'કર્તા' ન રહીને વાસ્તવિક જીવનનો 'જિજ્ઞાસુ' થઈ જાય છે. જિજ્ઞાસાની પૂર્તિ થવાથી પ્રેમનો પ્રાદુર્ભાવ સ્વતઃ થઈ જાય છે, જે વાસ્તવિક જીવન છે, અથવા એમ કહો કે વિશ્રામપૂર્વક સત્સંગથી જ માનવ યોગ, બોધ તેમજ પ્રેમ સાથે અભિન્ન થાય છે, જે સૌને અભીષ્ટ છે.

**પોતાનાં લક્ષ્યથી નિરાશ થવા સમાન બીજી કોઈ મોટી ભૂલ નથી.** આ ભૂલનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. એટલા માટે યોગ, બોધ તથા પ્રેમ માનવમાત્રનું લક્ષ્ય છે. તેની અભિવ્યક્તિ થઈ શકે છે. તેનાં માટે એકમાત્ર અહંકૃતિ-રહિત થવું અનિવાર્ય છે. અહંકૃતિનું ઉદ્ગમ અવિવેક છે, જે નિજ-વિવેકનાં આદરથી જ મટી શકે છે. જ્યારે માનવ પરાધીનતામાં જ જીવન-બુદ્ધિ સ્વીકાર કરી લે છે, ત્યારે અહંકૃતિ ઉત્પન્ન થાય છે, જેનાંથી દેહાભિમાન પોષિત થાય છે. અહંકૃતિ-રહિત થયા વિના દેહાભિમાનનો અંત થઈ નથી શકતો; કારણ, કે કરવાની રુચિ જ માનવને દેહનાં તાદાત્મ્યમાં આબદ્ધ કરે છે, જે પરાધીનતાનું મૂળ છે. પ્રાકૃતિક નિયમાનુસાર પરાધીનતાની પીડા સ્વાધીનતાની માંગ જાગ્રત કરવામાં સમર્થ છે. સ્વાધીનતાની ઉત્કટ લાલસા પરાધીનતા-જનિત સુખ-લોલુપતાને ખાઈ લે છે અને પછી માનવ બહુ જ સુગમતાપૂર્વક નિર્મમતા, નિષ્કામતા તેમજ અસંગતા સાથે અભિન્ન થાય છે, જેનાં થતાં જ નિર્વિકારતા, પરમ શાંતિ તેમજ સ્વાધીનતાની અભિવ્યક્તિ થાય છે. આ દૃષ્ટિએ પરાધીનતાની પીડામાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે.

પરાધીનતામાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવા સમાન બીજી કોઈ અસાવધાની નથી. અસાવધાની રહેતાં માનવ જાણેલાં અસત્‌નો ત્યાગ નથી કરી શકતો, જે માનવનો પરમ પુરુષાર્થ છે. અસાવધાનીનો અંત કરવા માટે માનવે વર્તમાનમાં જ સજાગતાપૂર્વક અથાગ પ્રયાસ કરવાનો છે. તેનાં માટે મોટામાં મોટી મુશ્કેલીઓને સહર્ષ સહન કરવી અનિવાર્ય છે. મુશ્કેલીઓથી ભયભીત થવું એ પોતાનાં જ દ્વારા પોતાનો વિનાશ કરવો છે. પ્રાકૃતિક નિયમાનુસાર મુશ્કેલી આવશ્યક સામર્થ્ય પ્રદાન કરવામાં સમર્થ છે, અર્થાત્ મુશ્કેલી અસમર્થતાનો અંત કરવા માટે આવે છે. આ જ કારણે સત્સંગ-પ્રેમી માનવો આવેલી મુશ્કેલીનું આદરપૂર્વક સ્વાગત કરે છે, તેનાથી ભયભીત નથી થતાં. મુશ્કેલી પ્રાકૃતિક તપ છે. તપથી શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. એટલા માટે મુશ્કેલીઓમાં જ વિકાસ નિહિત છે. આ દૃષ્ટિએ **મુશ્કેલીઓનું બહુ મહત્ત્વ છે. મુશ્કેલી આવે ત્યારે પર્વત સમાન અચળ રહેવું અત્યંત આવશ્યક છે. મુશ્કેલી આવે ત્યારે વિચલિત થઈ જવું**

એ અસમર્થતાને જન્મ આપવો છે. જે મનુષ્યો મુશ્કેલીઓમાં વિચલિત નથી થતાં, તેમને આવશ્યક સામર્થ્ય અવશ્ય પ્રાપ્ત થાય છે; આ મંગલમય વિધાન છે. વિધાનનો આદર કરવાથી સર્વતોમુખી વિકાસ થાય છે; એ નિર્વિવાદ સત્ય છે. સત્સંગની ઉત્કટ લાલસા માનવને અનુકૂળતાની દાસતા તેમજ પ્રતિકૂળતાનાં ભયથી રહિત કરી દે છે અને પછી મોટામાં મોટી મુશ્કેલીઓને સહન કરવી સહજ થઈ જાય છે, જે વિકાસનું મૂળ છે. અસત્‌નાં સંગથી જ પરાધીનતા-જનિત સુખનું પ્રલોભન તથા દુઃખનો ભય ઉત્પન્ન થાય છે. આ કારણે જાણેલાં અસત્‌નાં સંગનો ત્યાગ કરવો અનિવાર્ય છે, જે પોતાનાં દ્વારા જ સંભવ છે. અસત્‌નો ત્યાગ પોતે પોતાનાં દ્વારા જ કરવાનો છે. તેનાં માટે શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેનાં સહયોગની અપેક્ષા નથી. કામના-પૂર્તિ માટે શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેનાં સહયોગની અપેક્ષા હોય છે. પરંતુ નિર્મમતા, નિષ્કામતા તેમજ અસંગતાપૂર્વક સત્સંગ માટે કોઈ પણ ઉત્પન્ન થયેલી વસ્તુની અપેક્ષા નથી હોતી. વસ્તુ વગેરેની કામના જેનાંમાં છે, તે સ્વયં તેનો ત્યાગ કરી શકે છે.

હવે વિચાર એ કરવાનો છે કે કામનાઓ શું પોતાનાંમાં નથી ? તેની પૂર્તિનું સુખ તથા અપૂર્તિનું દુઃખ શું પોતાને નથી થતું ? જેને સુખ-દુઃખ થાય છે, તેણે જ કામનાઓનો ત્યાગ કરવાનો છે. જે કાંઈ મળ્યું છે તે પોતાનું નથી — આ અનુભવ પોતાનાં દ્વારા જ પોતે કરવાનો છે. ઇન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિથી તો મળેલાંની પ્રતીતિ થાય છે, પણ તેની સાથે નિત્ય-સંબંધ નથી રહેતો. આનો અનુભવ પોતાનાં દ્વારા જ પોતાને થાય છે, અથવા એમ કહો કે નિજ-વિવેકનાં પ્રકાશમાં માનવ સ્વયં ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેને પોતાનાંથી ભિન્ન અનુભવ કરે છે. આ બધી સામગ્રી છે, સ્વરૂપ નથી. જે પોતાનાંથી ભિન્ન છે, તેની મમતા તથા કામનાનો ત્યાગ પોતાનાં દ્વારા સંભવ છે. 'મારું કાંઈ નથી', 'મારે કાંઈ નથી જોઈતું' — આ નિર્ણય માનવે પોતાનાં દ્વારા જ કરવાનો છે. જે મળ્યું છે તેનાં દ્વારા પોતાની માંગ પૂરી નથી થતી. નિર્મમતાપૂર્વક મળેલાંનાં સદુપયોગ દ્વારા માનવ જગત માટે ઉપયોગી થાય છે, પણ પોતાનાં માટે ઉપયોગી થવું એ નિર્મમતા, નિષ્કામતા તેમજ અસંગતામાં જ નિહિત છે. પોતાને માટે ઉપયોગી સિદ્ધ થવાથી

મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય દ્વારા બીજાઓનાં અધિકારની રક્ષા કરવી તથા પોતાનાં અધિકારનો ત્યાગ સહજ થઈ જાય છે, જેનાં થતાં જ માનવ રાગ-રહિત થાય છે. રાગ-રહિત ભૂમિમાં જ યોગ, બોધ તથા પ્રેમની અભિવ્યક્તિ થાય છે. આ દૃષ્ટિએ માનવમાત્રે પોતાનાં માટે ઉપયોગી થવા માટે અથાગ પ્રયત્નશીલ રહેવાનું છે, જે એકમાત્ર સત્સંગથી જ સાધ્ય છે.

સત્સંગનાં મહત્ત્વને ભૂલી જવું એ પોતાનાં જ દ્વારા પોતાનો વિનાશ કરવો છે. અવિનાશીનો સંગ જ સત્‌નો સંગ છે. ઉત્પન્ન થયેલી વસ્તુઓની મમતા, કામના તેમજ તાદાત્મ્યે માનવને સત્‌થી વિમુખ કર્યો છે. આ કેવું આશ્ચર્ય છે કે જે 'છે', અર્થાત્ જેનું સ્વતંત્ર અસ્તિત્વ છે, જેનાંથી દેશ-કાળ વગેરેની દૂરતા નથી, પરંતુ જે સર્વત્ર તથા સર્વદા છે, તેનાથી માનવ વિમુખ થઈ જાય અને જે પ્રતીતિ-માત્ર છે, જેનાથી જાતીય તથા સ્વરૂપની ભિન્નતા છે તેમજ જે પોતાને આપોઆપ પ્રકાશિત નથી કરતું, તેની પાછળ દોડીએ અને પરિણામ સ્વરૂપે અભાવમાં આબદ્ધ થઈ જઈએ.

અભાવનો અભાવ કરવો માનવ-માત્રને અભીષ્ટ છે. આ માંગની પૂર્તિ થઈ શકે છે. તેનાંથી નિરાશ થવું સર્વથા ત્યાજ્ય છે, પરંતુ વાસ્તવિક જીવન માટે નિત્ય-નવીન ઉત્કંઠા તથા ઉત્સાહ તેમજ નિત્ય-નવીન આશા હોવી જોઈએ. જેની ઉપલબ્ધિમાં નિરાશા માટે કોઈ સ્થાન જ નથી, તેનાંથી નિરાશ થઈ જવું એ પોતાનાં જાણેલાં અસત્‌નો સંગ કરવો છે, જે વિનાશનું મૂળ છે. જેની પ્રાપ્તિ માનવ-માત્ર માટે અવશ્યંભાવી છે, તેનાં માટે ઉત્કટ તીવ્ર લાલસાનું ન હોવું એ ભારે ભૂલ છે. એટલું જ નહિ, જે લાલસા-માત્રથી જ પ્રાપ્ત થાય છે, તેને વર્તમાન જીવનની વસ્તુ ન માનવી એ પોતાનાં દ્વારા જ પોતાને વાસ્તવિક જીવનથી વંચિત કરવા છે. જે માનવ પોતાનાં દ્વારા પોતાનો વિનાશ નથી કરતો, તે બહુ જ સુગમતાપૂર્વક વાસ્તવિક જીવન સાથે અભિન્ન થઈ, કૃતકૃત્ય થઈ જાય છે. આ દૃષ્ટિએ સત્સંગ જ માનવનો પરમ પુરુષાર્થ છે. એ પ્રાકૃતિક ન્યાય છે કે પુરુષાર્થની પૂર્ણતામાં સફળતા નિહિત છે.

પુરુષાર્થમાં શિથિલતા ત્યારે જ આવે છે, જ્યારે માનવ અહંકૃતિ-રહિત

થઈને સત્સંગ નથી કરતો, પરંતુ મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનાં આશ્રયથી જ જીવવા ચાહે છે. મળેલાંનો દુરુપયોગ નથી કરવાનો; પરંતુ તેને આશ્રિત જીવિત રહેવું એ સંયોગની દાસતા તથા વિયોગનાં ભયનું આવાહ્‌ન કરવું છે. દાસતા તથા ભય ક્યારેય કોઈને પ્રિય નથી, અર્થાત્ પ્રત્યેક માનવની માંગ દાસતા તથા ભયથી રહિત થવાની છે. એ પ્રાકૃતિક ન્યાય છે કે દાયિત્વ પૂરું કરવાથી માંગની પૂર્તિ થાય છે. જાણેલાં અસત્‌નાં ત્યાગનું દાયિત્વ માનવ-માત્ર પર છે. તેને પૂરું કરવાની સ્વાધીનતા માનવ-માત્રને પ્રાપ્ત છે. મળેલી સ્વાધીનતાનો સદુપયોગ ન કરવો, પરંતુ દુરુપયોગ કરી બેસવો, એ પોતાનાં જ દ્વારા પોતાનો સર્વનાશ કરવો છે. આ દૃષ્ટિએ મળેલી સ્વાધીનતાનો દુરુપયોગ કરવો સર્વથા ત્યાજ્ય છે. જે માનવ પ્રાપ્ત સ્વાધીનતાનો દુરુપયોગ નથી કરતો, તેનાં જીવનમાં સ્વાધીનતાનો સદુપયોગ સ્વતઃ થવા લાગે છે. આથી સ્વાધીનતાનો દુરુપયોગ કોઈએ પણ કોઈ પણ પરિસ્થિતિમાં નથી કરવાનો. સ્વાધીનતાનાં દુરુપયોગે જ પરાધીનતાને જન્મ આપ્યો છે. માનવનું નિર્માણ જેણે કર્યું છે, તેમણે તેને પરાધીનતા નથી આપી. તેને તો માનવની સ્વાધીનતા જ અભીષ્ટ છે; કારણ, કે માનવનાં નિર્માતાને માનવ અત્યંત પ્રિય છે. પરાધીનતા તો માનવની પોતાની ઉપાર્જિત છે; એ જ કારણે તેનો અંત કરવાનું દાયિત્વ તેની જ ઉપર છે, જે એકમાત્ર સત્સંગથી જ સાધ્ય છે.

સત્સંગ શ્રમ-રહિત થવાથી સ્વતઃ થઈ જાય છે. શ્રમ-રહિત થવા માટે મળેલાંનો સદુપયોગ, જાણેલાંનો પ્રભાવ અને સાંભળેલાંમાં અવિચળ આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસ અનિવાર્ય છે. વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનાં રૂપમાં જે કાંઈ મળ્યું છે, તેનાં દ્વારા પરિવાર તથા સમાજની સેવા કરવાની છે. સેવાનો અર્થ એ નથી કે તેનાં દ્વારા કોઈનાં દુઃખનો સર્વાંશમાં નાશ થશે, પરંતુ સેવક પ્રાપ્ત સુખનો વ્યય કરે છે. તે પોતાને પર-પીડાથી પીડિત કરી સુખનાં પ્રલોભનથી રહિત કરી લે છે, જેનાં થતાં જ બહુ જ સુગમતાપૂર્વક વિશ્રામ પામે છે. પણ એ ત્યારે સંભવ થશે, જ્યારે માનવ મળેલાંને ન તો પોતાનું જ માને અને ન તેને પોતાને માટે માને, પરંતુ વિશ્વની સેવાની સામગ્રી જાણે. મળેલાં દ્વારા જ સમાજની ક્રિયાત્મક સેવા

થાય છે અને તેનાં દુરુપયોગથી જ સમાજમાં સંઘર્ષ થાય છે. સંઘર્ષનો નાશ મળેલાંનાં સદુપયોગમાં જ નિહિત છે. આ કાર્યને માનવ-માત્ર સુગમતાપૂર્વક કરી શકે છે. પરંતુ જ્યાં સુધી એ આસ્થા તથા અનુભવ નથી થતો કે શ્રમ-રહિત થવામાં જે જીવન છે, એ જ વાસ્તવિક જીવન છે, ત્યાં સુધી માનવ મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનો સદુપયોગ નથી કરી શકતો, પરંતુ તેનાં સંગ્રહમાં જ લાગ્યો રહે છે. સંગ્રહની રુચિએ જ માનવની વિશ્વ-જીવન સાથે એકતા નથી થવા દીધી.

મળેલાંનાં સદુપયોગથી આવશ્યક વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય મંગલમય વિધાનથી સ્વતઃ પ્રાપ્ત થાય છે. આ કારણે સંગ્રહની રુચિનો નાશ કરવો અનિવાર્ય છે. ઉત્પાદન અને સંગ્રહમાં મોટો ભેદ છે. ઉત્પાદન એ જ કરી શકે છે, જે મળેલાંનો સદુપયોગ કરે છે. સંગ્રહની રુચિ અકર્મણ્યતાને જન્મ આપે છે, અર્થાત્ માનવને કર્તવ્યનિષ્ઠ નથી થવા દેતી. અકર્મણ્યતા, આળસ, વિલાસ વગેરેનો જન્મ સંગ્રહથી જ થાય છે, પણ આ રહસ્ય એ જ માનવો જાણી શકે છે, જેમણે નિર્મમતા, નિષ્કામતાપૂર્વક મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનો સદુપયોગ કર્યો છે. આ દૃષ્ટિએ ઉત્પાદન આવશ્યક છે અને સંગ્રહ ત્યાજ્ય છે. સંગ્રહનું બીજ મમતા તથા કામના છે, જે અસત્‌નો સંગ છે. ઉત્પાદન-કર્તામાં સર્વહિતકારી સદ્ભાવના રહે છે અને સંગ્રહ-કર્તામાં પોતાનાં સુખનું પ્રલોભન રહે છે. પોતાનાં સુખનું પ્રલોભન પોતાનાં વિનાશનું બીજ છે; કારણ, કે સુખ-લોલુપતા પર-પીડાથી રહિત કરે છે. પર-પીડાથી રહિત થતાં જ પરસ્પર સંઘર્ષ ઉત્પન્ન થાય છે, જે વિનાશનું મૂળ છે. પોતાનાં સુખનું પ્રલોભન પોતાનાં જાણેલાં અસત્‌નો સંગ છે. પર-પીડાથી પીડિત થવાથી જ માનવ સુખનાં પ્રલોભનથી રહિત થાય છે, જે વિકાસનું મૂળ છે. પર-પીડા, સંગ્રહની રુચિનો નાશ કરી ઉત્પાદનમાં પ્રવૃત્ત કરે છે. ઉત્પાદન સમાજોપયોગી છે અને સંગ્રહ સમાજ માટે ઘાતક છે. સંગ્રહની રુચિનો નાશ થવાથી પ્રત્યેક કર્તવ્યનાં અંતમાં કર્તા શ્રમ-રહિત થાય છે અને પછી બહુ જ સુગમતાપૂર્વક સત્સંગ સાથે અભિન્ન થઈ, કૃતકૃત્ય થઈ જાય છે. આ દૃષ્ટિએ પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનાં

સદુપયોગમાં વિશ્રામ નિહિત છે.

જાણેલાંનો પ્રભાવ થવાથી માનવ બહુ જ સુગમતાપૂર્વક દેહાભિમાનથી રહિત થઈ જાય છે, જેનાં થતાં જ બધી વાસનાઓ સ્વતઃ મટી જાય છે. એ સૌને માન્ય છે કે વાસનાઓનાં નાશમાં જ ચિર-વિશ્રામ તથા સ્વાધીનતા નિહિત છે. જાણેલાંનાં પ્રભાવથી અસત્‌નો ત્યાગ તથા સત્‌નો સંગ સ્વતઃ થાય છે. જાણેલાંનાં અનાદરથી જ માનવ સત્‌થી વિમુખ થાય છે. એટલું જ નહિ, જે માનવ પોતાનાં જાણેલાંનો આદર નથી કરતો, તે સદ્‌ગુરુ તથા સદ્‌ગ્રંથ વગેરેનાં જ્ઞાનનો પણ આદર નથી કરી શકતો. પોતાનાં જાણેલાંનો આદર કરવાથી સૌનાં જ્ઞાનનો આદર થઈ જાય છે; કારણ, કે જ્ઞાનમાં એકતા છે, ભિન્નતા નહિ. જ્ઞાન કોઈ ભાષામાં આબદ્ધ નથી. ભાષા તો એકમાત્ર માધ્યમ છે, જાણેલાંનાં પ્રકાશનનો સંકેત-માત્ર છે, બીજું કશું જ નહિ. જેનાં પર પોતાનાં જાણેલાંનો પ્રભાવ નથી પડતો, તેનાં પર કોઈનાં સંદેશ, આદેશ, ઉપદેશ વગેરેનો પણ પ્રભાવ નથી પડતો. જે-જે અંશમાં માનવ પોતાનાં જાણેલાંનો આદર કરે છે, તે-તે અંશમાં જ તે સદ્‌ગ્રંથો તથા સદ્‌પુરુષોની વાણીનો આદર કરે છે.

પ્રાકૃતિક નિયમાનુસાર અર્થની અભિવ્યક્તિ થવાથી જ ભાષાનો પ્રાદુર્ભાવ થાય છે. કોઈ ભાષાનાં અર્થને અપનાવવા માટે જાણેલાંનો પ્રભાવ અત્યંત આવશ્યક છે. જો ભાષામાત્રથી જ વાસ્તવિક જ્ઞાનનો બોધ થાત, તો શબ્દોનાં અર્થમાં ભિન્નતા ન હોત. શબ્દ કલ્પતરુ સમાન છે. એ કારણે જાણેલાંનો પ્રભાવ થવાથી જ વાસ્તવિક અર્થની અભિવ્યક્તિ થાય છે. અનુભવની પહેલાં માની લેવું એ આસ્થા છે, જ્ઞાન નહિ. વિકલ્પ-રહિત આસ્થા જ્ઞાનની સમાન પ્રતીત થાય છે. જાણેલાંનો પ્રભાવ માનવને નિર્દોષ જીવન સાથે અભિન્ન કરે છે. વિકલ્પ-રહિત આસ્થાને આધારે દોષોનો ત્યાગ કરવો પડે છે અને જાણેલાંનાં પ્રભાવથી દોષો સ્વતઃ નિવૃત્ત થાય છે. આ દૃષ્ટિએ જાણેલાંનાં પ્રભાવમાં વિકાસ નિહિત છે. જાણેલાંનાં પ્રભાવથી કર્તવ્ય-પરાયણતા, નિર્મમતા તેમજ નિષ્કામતા સ્વતઃ પ્રાપ્ત થાય છે, જેથી માનવ શ્રમ-રહિત થઈ, ચિર-વિશ્રામ સાથે અભિન્ન થાય છે. કર્તવ્ય-પરાયણતાથી આવશ્યક તથા શુદ્ધ સંકલ્પો પૂરાં

થઈને મટી જાય છે અને નિર્મમતા તથા નિષ્કામતાથી અનાવશ્યક સંકલ્પો, અર્થાત્ વ્યર્થ-ચિંતન નાશ થઈ જાય છે. આ કારણે જાણેલાંનો પ્રભાવ માનવને ચિર-વિશ્રામ સાથે અભિન્ન કરવામાં સમર્થ છે. વ્યર્થ-ચિંતનનો નાશ થયા વિના વિશ્રામ સાથે અભિન્નતા નથી થતી. આ દૃષ્ટિએ જાણેલાંનો પ્રભાવ અત્યંત આવશ્યક છે.

વ્યર્થ-ચિંતનથી પ્રાપ્ત સામર્થ્યનો હ્રાસ થાય છે અને આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ નથી થતી, અને ન જિજ્ઞાસા પણ જાગ્રત થાય છે. આ દૃષ્ટિએ વ્યર્થ-ચિંતન સર્વથા ત્યાજ્ય છે, જે એકમાત્ર જાણેલાંનાં પ્રભાવમાં જ નિહિત છે. જાણેલાંનો પ્રભાવ, જે ન કરવું જોઈએ તેનાં ત્યાગની પ્રેરણા આપે છે, અને જેને નથી કરી શકતાં, તેનાંથી પણ અસંગ કરે છે. પ્રાકૃતિક નિયમાનુસાર જેણે જે કરવાનું છે, તેને કરવાનું સામર્થ્ય સ્વતઃ પ્રાપ્ત થાય છે. આથી જે નથી કરી શકતાં, તેને કરવાનું દાયિત્વ નથી. પરંતુ જે ન કરવું જોઈએ, તેનો ત્યાગ અનિવાર્ય છે.

ત્યાગ વિવેક-સિદ્ધ છે, શ્રમ-સાધ્ય નથી. જાણેલાંનાં પ્રભાવથી માનવ વિવેકવિત્ થઈ જાય છે, જે વિકાસનું મૂળ છે. આ દૃષ્ટિએ જાણેલાંનાં પ્રભાવથી પણ માનવ ચિર-વિશ્રામ સાથે અભિન્ન થાય છે.

જાણેલાંનાં અનાદરથી જ માનવ દેહાભિમાનમાં આબદ્ધ થાય છે, જે વ્યર્થ-ચિંતનનું મૂળ છે. વ્યર્થ-ચિંતન થવા છતાં, બળપૂર્વક સાર્થક-ચિંતન કરવાથી, માનવ મિથ્યાભિમાનમાં આબદ્ધ થાય છે. એટલું જ નહિ, શ્રમ-સાધ્ય ચિંતન કરતો રહે છે અને વ્યર્થ-ચિંતન થતું રહે છે. આ દ્વંદ્વાત્મક સ્થિતિમાં બિચારા માનવમાં દીનતા તથા અભિમાનનો અગ્નિ પ્રજ્વલિત થાય છે. જાણેલાંનો પ્રભાવ દેહાભિમાનથી રહિત કરી, વ્યર્થ-ચિંતનથી મુક્ત કરે છે. વ્યર્થ-ચિંતનનો અંત થતાં જ સાર્થક-ચિંતન સ્વતઃ ઉદિત થાય છે. અભિમાન-રહિત પ્રવૃત્તિ સાધકને સહજ નિવૃત્તિ સાથે અભિન્ન કરે છે, જે વિશ્રામનું મૂળ છે. સાર્થક અને નિરર્થક ચિંતનની દ્વંદ્વાત્મક સ્થિતિ પરિચ્છિન્નતાને જીવિત રાખે છે. પરિચ્છિન્નતામાં આબદ્ધ માનવ દૂરતા, ભેદ તથા ભિન્નતાને અપનાવી લે છે.

દૂરતા યોગ સાથે, ભેદ બોધ સાથે અને ભિન્નતા પ્રેમ સાથે માનવને અભિન્ન નથી થવા દેતી. આ કારણે દ્વંદ્વાત્મક સ્થિતિનો અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર જાણેલાંનાં પ્રભાવથી જ સંભવ છે. જાણેલાંનો પ્રભાવ સુરક્ષિત રાખવા માટે પ્રત્યેક કાર્યનાં આરંભ અને અંતમાં શાંતિનું સંપાદન અત્યંત આવશ્યક છે. શાંતિનું સંપાદન થતાં જ આપોઆપ વ્યર્થ-ચિંતનની પ્રતીતિ થાય છે. જો માનવ આપોઆપ થવાવાળા ચિંતન સાથે સહયોગ ન કરે, પરંતુ અસહયોગ કરી નિશ્ચિંત થઈ જાય, તો બહુ જ સુગમતાપૂર્વક વ્યર્થ-ચિંતનનો નાશ થાય છે, જે જાણેલાંનાં પ્રભાવમાં જ નિહિત છે.

વ્યર્થ-ચિંતનને મટાડવા તથા સાર્થક-ચિંતનને કરવામાં માનવ સદૈવ શ્રમિત રહે છે. એ સૌને માન્ય છે કે શ્રમથી મળેલાં સામર્થ્યનો હ્રાસ જ થાય છે અને વિશ્રામથી આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ થાય છે. જો સાધક જાણેલાંનાં પ્રભાવને અપનાવીને વ્યર્થ-ચિંતન સાથે અસહયોગ કરી શાંત થઈ જાય, તો બહુ જ સુગમતાપૂર્વક વ્યર્થ-ચિંતન પણ મટી જાય છે અને શ્રમ-રહિત થવાથી સ્વતઃ સાર્થક-ચિંતન, વિચારનો ઉદય તેમજ આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ પણ થાય છે. આ દૃષ્ટિએ જાણેલાંનો પ્રભાવ બહુ જ મહત્ત્વપૂર્ણ છે.

જાણેલાંનાં પ્રભાવમાં જ સત્‌નો સંગ નિહિત છે અને જાણેલાંનાં અનાદરથી જ અસત્‌નો સંગ થાય છે. અસત્‌નાં સંગથી અસાધન, અકર્તવ્ય, આસક્તિ વગેરે દોષોની ઉત્પત્તિ થાય છે, અને સત્સંગથી અસાધન વગેરેની નિવૃત્તિ અને સાધનની અભિવ્યક્તિ થાય છે. સાધનની અભિવ્યક્તિ થવાથી સાધન અને જીવનમાં ભેદ નથી રહેતો, અર્થાત્ એકતા થાય છે, જે સફળતાની ચાવી છે. ઇન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિથી જે જોવામાં આવે છે, તેનાં સંબંધમાં જિજ્ઞાસા થઈ શકે છે, કારણ, કે અધૂરા જ્ઞાનમાં જ જિજ્ઞાસાની જાગૃતિ નિહિત છે. પરંતુ જેનાં સંબંધમાં કેવળ સાંભળ્યું છે, જેને ઇન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિથી જોયો નથી, તેનાંમાં જ આસ્થા, શ્રદ્ધા અને વિશ્વાસ થાય છે. પોતાનાં કારણનું જ્ઞાન કોઈ કાર્યને નથી હોતું. જો કે કાર્યમાં સત્તા કારણની જ હોય છે, છતાં પણ કાર્ય કારણને વિષય નથી કરતું, પરંતુ તેને પ્રાપ્ત કરી શકે છે. આ દૃષ્ટિએ આપણાં

સૌનો જે આશ્રય તથા પ્રકાશક છે, તેને આપણે ઇન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિથી જોઈ નથી શકતાં; પરંતુ તેની આવશ્યકતા અનુભવ કરીએ છીએ.

પ્રાકૃતિક નિયમાનુસાર કોઈ પણ ઉત્પત્તિ આધાર વગર અને કોઈ પણ પ્રતીતિ પ્રકાશક વગર નથી થતી. આથી સૃષ્ટિની ઉત્પત્તિ તથા પ્રતીતિ જેનાંથી થઈ છે, તે આશ્રય તથા પ્રકાશક સમસ્ત વિશ્વનો છે અને તેમાં પ્રત્યેક માનવ અવિચળ આસ્થા, શ્રદ્ધા તથા વિશ્વાસ કરી શકે છે, જેનાં કરતાં જ સ્વતઃ આત્મીયતા જાગ્રત થાય છે, જે અગાધ પ્રિયતાની જનની છે. શરીરાદિ ઉત્પન્ન થયેલી વસ્તુઓને પોતાની માની લેવી ભૂલ છે. પરંતુ જેનાંથી સમસ્ત સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે અને પ્રકાશિત છે, તેને પોતાનો ન માનવો એ પણ ભારે ભૂલ છે. અર્થાત્ ઉત્પન્ન થયેલી વસ્તુઓની મમતા, કામના તેમજ તાદાત્મ્ય બનાવેલું રાખવું એ પણ ભૂલ છે અને સર્વાધાર, સર્વનાં આશ્રય તેમજ સર્વનાં પ્રકાશકને પોતાનાં ન માનવા એ પણ ભૂલ છે. આ ભૂલનો અંત કરવો માનવ-માત્ર માટે અનિવાર્ય છે.

નિર્મમતા, નિષ્કામતા તેમજ આત્મીયતા સ્વીકાર ન કરવી અસત્નો સંગ છે, જેનો ત્યાગ માનવ-માત્રે કરવાનો છે. પોતાનાંપણાંથી જે પ્રિયતા જાગ્રત થાય છે, તે અવિનાશી છે. આ દૃષ્ટિએ આત્મીયતામાં જ અગાધ-અનંત પ્રિયતા નિહિત છે. પ્રિયતા સ્વભાવથી જ રસરૂપ છે. પ્રિયતાની અભિવ્યક્તિમાં જ નીરસતાનો અત્યંત અભાવ છે. નીરસતાનાં નાશમાં જ નિર્વિકારતા નિહિત છે; કારણ, કે નીરસતાની ભૂમિમાં જ કામ-ક્રોધ વગેરે દોષોની ઉત્પત્તિ થાય છે. આથી નીરસતાનો અંત કરવો અત્યંત આવશ્યક છે, જે પ્રિયતાની જાગૃતિ-માત્રથી બહુ જ સુગમતાપૂર્વક થઈ જાય છે. આ દૃષ્ટિએ અવિચળ આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક પોતાનાં નિર્માતામાં આત્મીયતા સ્વીકાર કરવી માનવ-માત્ર માટે અત્યંત આવશ્યક છે. જેમણે માનવનું નિર્માણ કર્યું છે, તેમણે પોતાને એટલો છૂપાવ્યો છે કે તેમનું આપેલું બધું જ પોતાનું જ માલૂમ પડે છે. પરંતુ જ્યારે માનવ પોતાનાં આશ્રય તથા પ્રકાશકની આવશ્યકતા અનુભવ કરે છે, ત્યારે તેઓ તેને પોતાની આત્મીયતા પ્રદાન કરે છે, આ તેમની સહજ કૃપાળુતા છે. આત્મીયતા

પ્રાપ્ત થતાં જ જીવન પ્રીતિથી પરિપૂર્ણ થઈ જાય છે. પ્રીતિએ પોતાનાં પ્રિયતમથી ભિન્નને જોયો નથી. આ દૃષ્ટિએ પ્રીતિ સાથે અભિન્ન થઈને જ માનવ પોતાનાં પ્રિયતમને પોતાનાંમાં જ પામે છે; કારણ, કે પ્રીતિમાં જ પ્રિયતમનો નિત્ય વાસ છે અને પ્રીતિ પ્રીતમનો જ સ્વભાવ છે. એટલા માટે આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસને અપનાવીને માનવ બહુ જ સુગમતાપૂર્વક વાસ્તવિક જીવન સાથે અભિન્ન થાય છે.

આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક પોતાને સમર્પણ કરવાથી પણ ચિર-વિશ્રામની અભિવ્યક્તિ થાય છે. આ દૃષ્ટિએ જે વિશ્રામ મળેલાંનાં સદુપયોગથી તથા જાણેલાંનાં પ્રભાવથી પ્રાપ્ત થાય છે, એ જ વિશ્રામ સાંભળેલાંની અવિચળ આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસથી પણ પ્રાપ્ત થાય છે. જે સાધકોમાં ક્રિયાશક્તિની પ્રધાનતા અને વિચાર તથા ભાવશક્તિ ગૌણ છે, તેઓ મળેલાંનો દુરુપયોગ ન કરવાનો નિર્ણય કરી સત્સંગ પ્રાપ્ત કરે છે અને કર્તવ્યનિષ્ઠ થઈને ચિર-વિશ્રામ પામે છે; અને જે સાધકોમાં વિચારશક્તિની પ્રધાનતા તથા ભાવ તેમજ ક્રિયાશક્તિ ગૌણ છે, તેઓ મમતા, કામનાનો ત્યાગ કરી, અસંગ થઈને ચિર-વિશ્રામ પામે છે; અને જે સાધકોમાં ભાવશક્તિની પ્રધાનતા તથા વિચારશક્તિ અને ક્રિયાશક્તિ ગૌણ છે, તેઓ આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક શરણાગત થઈ, વિશ્રામ પામે છે. વિશ્રામ સાથે અભિન્ન થવાથી માનવ-માત્રનો સર્વતોમુખી વિકાસ થાય છે; કારણ, કે વિશ્રામથી અસત્‌ની નિવૃત્તિ તથા સત્‌નો સંગ સ્વતઃ થઈ જાય છે. મળેલાંનો સદુપયોગ, જાણેલાંનો પ્રભાવ અને સાંભળેલાં પ્રભુમાં અવિચળ આસ્થા સત્‌નો સંગ છે, જે એકમાત્ર પોતાનાં જાણેલાં અસત્‌નાં ત્યાગથી જ સંભવ છે. મળેલાંનો દુરુપયોગ, જાણેલાંનો અનાદર તેમજ સાંભળેલાંમાં અશ્રદ્ધા અસત્‌નો સંગ છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. પણ આ રહસ્ય ત્યારે જ સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ પોતાની વાસ્તવિક માંગની પૂર્તિથી નિરાશ નથી થતો. કામની નિવૃત્તિ, જિજ્ઞાસાની પૂર્તિ તેમજ પ્રેમની પ્રાપ્તિ માનવની મૌલિક માંગ છે, જેની પૂર્તિ એકમાત્ર સત્સંગમાં જ નિહિત છે.

પ્રત્યેક કાર્યનાં આદિ અને અંતમાં શાંતિ સુરક્ષિત રહેવાથી સ્વતઃ સત્સંગ

થઈ જાય છે. આથી શાંતિને સુરક્ષિત રાખવામાં જ માનવનાં પુરુષાર્થની પરાવધિ છે. અહંકૃતિ અને પુરુષાર્થમાં મોટો ભેદ છે. અહંકૃતિ તો માનવને દેહાભિમાનમાં આબદ્ધ કરે છે અને પુરુષાર્થ દેહાભિમાનથી રહિત કરે છે. અહંકૃતિનું ઉદ્‌ગમ કામ છે, જે અસત્‌નાં સંગથી ઉત્પન્ન થાય છે અને પુરુષાર્થનું ઉદ્‌ગમ વિશ્રામ છે, જે સત્સંગથી જ સાધ્ય છે. સત્સંગ વિના ચેનથી રહેવું માનવ-જીવનનું ઘોર અપમાન છે. સત્‌ની આસ્થા તથા અસત્‌નાં ત્યાગથી જ સત્સંગ થાય છે. સત્સંગ કોઈ શ્રમ-સાધ્ય પ્રયોગથી સિદ્ધ નથી થતો, પરંતુ અહંકૃતિ-રહિત થવાથી જ સિદ્ધ થાય છે.

જ્યારે માનવ જાણેલાં અસત્‌નો ત્યાગ નથી કરતો અને સાંભળેલાં સત્‌માં અવિચળ આસ્થા નથી રાખતો, ત્યારે સત્સંગથી વિમુખ થઈ જાય છે, જે વિનાશનું મૂળ છે. પ્રાપ્ત સામર્થ્યનાં દુરુપયોગથી અસમર્થતા ઉત્પન્ન થાય છે. તેનું પરિણામ એ થાય છે કે માનવ મળેલાંનો સદુપયોગ તેમજ જાણેલાંનો આદર તથા સાંભળેલાંમાં અવિચળ શ્રદ્ધા નથી કરી શકતો. એ અસમર્થતાનો અંત ત્યારે જ થઈ શકે છે, જ્યારે અહંકૃતિ-રહિત શાંતિનું સંપાદન કરવામાં આવે. કાંઈ ન કરવામાં સામર્થ્યની અપેક્ષા નથી, પરંતુ જે કરી ચૂક્યા છીએ, તેનાં પરિણામ પર વિચાર કરવાની આવશ્યકતા છે. કરેલાંનું પરિણામ અવિનાશી નથી; અને માનવની માંગ અવિનાશી જીવનની છે. માંગની જાગૃતિમાં સજાગતા નિહિત છે. સજાગતા આવવાથી જે ન કરવું જોઈએ, તેને ન કરવાનો નિર્ણય સ્વાભાવિક થઈ જાય છે. આ અસત્‌નો ત્યાગ છે. તેને કરતાં જ અસમર્થતા મટવા લાગે છે અને સ્વતઃ આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ થાય છે અને પછી જાણેલાંનો પ્રભાવ, મળેલાંનો સદુપયોગ તથા સાંભળેલાંમાં આસ્થા સ્વતઃ થાય છે, જે વાસ્તવમાં સત્સંગ છે.

માનવ-જીવનની સાર્થકતા એકમાત્ર સત્સંગમાં જ નિહિત છે. એટલું જ નહિ, સત્સંગ જ માનવમાત્રનો પરમ પુરુષાર્થ છે. માનવ સિવાય કોઈ અન્ય પ્રાણી સત્સંગ નથી કરી શકતો; કારણ, કે માનવને સ્વભાવથી જ અસત્‌નો પરિચય છે. અસત્‌નું જ્ઞાન સત્સંગની પ્રેરણા આપે છે. અસત્‌નાં સંગથી જ

સમસ્ત વિકારોની ઉત્પત્તિ થાય છે. આ દૃષ્ટિએ સત્સંગ વિના નિર્વિકારતાની પ્રાપ્તિ કોઈ અન્ય પ્રકારે સંભવ નથી. નિર્વિકારતા સ્વભાવથી જ સૌને પ્રિય છે. વિકારયુક્ત જીવન કોઈને પણ અભીષ્ટ નથી; કારણ, કે માનવ વિકાર-યુક્ત થવાથી પોતાને પોતાની દૃષ્ટિમાં આદરને યોગ્ય નથી જોતો. આ દૃષ્ટિએ નિર્વિકારતામાં જે સૌંદર્ય છે, તે કોઈ અન્યમાં નથી.

વિકારોમાં આબદ્ધ માનવ ક્યારેય-પણ પરમ-શાંતિ તથા સ્વાધીનતા પ્રાપ્ત નથી કરી શકતો. શાંતિ વિના સામર્થ્યની અભિવ્યક્તિ નથી થતી અને સ્વાધીનતા વિના ચિન્મય જીવન સાથે અભિન્નતા નથી થતી, અર્થાત્ જડતાનો નાશ નથી થતો. જડતાએ જ માનવને કર્તવ્ય-પરાયણતા, અસંગતા તેમજ આત્મીયતાથી વિમુખ કર્યો છે. કર્તવ્ય-પરાયણતા વિના જીવન જગત માટે, અસંગતા વિના જીવન પોતાનાં માટે તેમજ આત્મયતા વિના જીવન પોતાનાં નિર્માતા માટે ઉપયોગી નથી થતું. આ દૃષ્ટિએ જડતાનો અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર સત્સંગથી જ સાધ્ય છે.

સત્સંગ માટે અસત્નાં આશ્રયની લેશમાત્ર પણ અપેક્ષા નથી. હા, એ અવશ્ય છે કે સત્ચર્ચા તથા સત્ચિંતન અસત્નાં આશ્રયથી થઈ શકે છે; પરંતુ **ચર્ચા, ચિંતન સત્નું, અને આશ્રય અસત્નો – આ ક્યાં સુધી યુક્તિયુક્ત છે !** આનાં પર વિચાર કરવો માનવ-માત્ર માટે અનિવાર્ય છે. જો કે સત્ની ચર્ચા અને સત્નું ચિંતન માનવને સજાગતા પ્રદાન કરે છે, પરંતુ **સત્સંગ વિના કેવળ ચર્ચા અને ચિંતનથી જ સંતુષ્ટ થઈ જવું ઘોર પ્રમાદ છે.** આનો અર્થ એ નથી કે સત્ની ચર્ચા તથા સત્નું ચિંતન વ્યર્થ છે, પરંતુ ચર્ચા તથા ચિંતન-માત્રને જ સત્સંગ માની લેવો ભૂલ અવશ્ય છે. સત્ની ચર્ચા માટે કોઈ-ને-કોઈ અન્ય વ્યક્તિની અપેક્ષા હોય છે અને સત્નું ચિંતન માનવ પોતાનાં દ્વારા જ કરી શકે છે; પરંતુ તેનાં માટે શરીરનો આશ્રય લેવો પડે છે. જે કાર્ય માટે પરાશ્રય અપેક્ષિત હોય છે, તે કાર્ય માનવને સ્વાધીનતા સાથે અભિન્ન નથી કરી શકતું અને સ્વાધીનતા વિના વાસ્તવિક જીવનનો બોધ નથી થઈ શકતો, જે સર્વતોમુખી વિકાસનું મૂળ છે. પરાશ્રયનો અંત કરવા માટે નિજ-વિવેકનો આદર કરવો અત્યંત આવશ્યક છે.

એ સૌને માન્ય હશે કે ઇન્દ્રિય-દૃષ્ટિ તથા બુદ્ધિ-દૃષ્ટિ નિજ-જ્ઞાનનાં પ્રકાશમાં જ કાર્ય કરે છે, અર્થાત્ દૃષ્ટિનો ઉપયોગ પ્રકાશ વિના સિદ્ધ નથી થતો અને પ્રકાશ જ દૃશ્યને સત્તા આપે છે. માનવને ઇન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિ પ્રાપ્ત છે. દૃષ્ટિ સાથે તાદાત્મ્ય થવાથી માનવ પ્રકાશનાં રહેતાં છતાં પણ તેનાંથી વિમુખ થઈ જાય છે. જો માનવ દૃષ્ટિનાં પ્રભાવથી પોતાને પ્રભાવિત ન થવા દે, તો બહુ જ સુગમતાપૂર્વક નિજ-વિવેકનાં પ્રકાશનો આદર કરી, અસત્નાં સંગનો ત્યાગ, અર્થાત્ સત્સંગ કરી શકે છે. સત્સંગ માટે માનવે અસત્નાં આશ્રયનો ત્યાગ કરવો અનિવાર્ય છે.

જેનાં પર પોતાનો સ્વતંત્ર અધિકાર નથી, જેની સાથે નિત્ય-યોગ સંભવ નથી, તેનું તાદાત્મ્ય જ અસત્નો આશ્રય છે. અસત્નાં આશ્રય-માત્રથી જ મમતા, કામના વગેરે દોષોની ઉત્પત્તિ થાય છે. મમતા રહેતાં નિર્વિકારતાની અભિવ્યક્તિ અને કામના રહેતાં ચિર-શાંતિ સંભવ નથી. નિર્વિકારતા તથા શાંતિ વિના અસમર્થતાનો નાશ નથી થતો. અસમર્થતાનો અર્થ સામર્થ્યનો અભાવ નથી, પરંતુ પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનો દુરુપયોગ જ વાસ્તવમાં અસમર્થતા છે. જે કાંઈ નથી કરી શકતો, તે, એ પણ નથી કરી શકતો, જે ન કરવું જોઈએ, અર્થાત્ અકર્તવ્યમાં પ્રવૃત્તિ તેની નથી થતી, જે કાંઈ નથી કરી શકતો. આ દૃષ્ટિએ અસમર્થતાનો વાસ્તવિક અર્થ પ્રાપ્ત સામર્થ્યનાં દુરુપયોગ સિવાય બીજો કોઈ નથી. પ્રાપ્ત સામર્થ્યનો દુરુપયોગ માનવ એકમાત્ર નિજ-વિવેકનાં અનાદરથી જ કરે છે. એ સૌને વિદિત છે કે ઉત્પત્તિમાં વિનાશ, સંયોગમાં વિયોગ તેમજ સુખમાં દુઃખ નિહિત છે, અર્થાત્ મૃત્યુ, વિયોગ તથા દુઃખનો ભય માનવ-માત્ર અનુભવ કરે છે. જો કે ભયયુક્ત જીવન કોઈને પણ સ્વભાવથી પ્રિય નથી, પરંતુ અસત્ સાથે તાદાત્મ્ય થવાને કારણે બિચારો માનવ ઉત્પત્તિમાં વિનાશનાં, સંયોગમાં વિયોગનાં તથા સુખમાં દુઃખનાં સ્પષ્ટ દર્શન નથી કરી શકતો. તેનું પરિણામ એ થાય છે કે બિચારો માનવ સુખની દાસતા તથા દુઃખનાં ભયમાં આબદ્ધ થઈ જાય છે. સુખની દાસતાએ જ ચિર-શાંતિથી અને વિયોગનાં ભયે જ નિત્ય-યોગથી માનવને વિમુખ કરી દીધો છે.

પ્રાકૃતિક નિયમાનુસાર ચિર-શાંતિ તથા નિત્ય-યોગ માનવ-માત્રનો જન્મજાત અધિકાર છે; પરંતુ સત્સંગ વિના તે પોતાનાં લક્ષ્યથી વિમુખ થઈ ગયો છે. જો કે તેની માંગ બીજ-રૂપે સૌમાં વિદ્યમાન છે, પરંતુ અસત્‌નાં સંગથી ઉત્પન્ન થયેલી સંયોગની દાસતાએ એ વિદ્યમાન માંગને શિથિલ બનાવી દીધી છે. જો માનવ ભૂલ-જનિત અસત્‌નાં સંગનો ત્યાગ કરી, સત્સંગને અપનાવી લે, તો બહુ જ સુગમતાપૂર્વક સંયોગની દાસતા મટી શકે છે અને નિત્ય-યોગની પ્રાપ્તિ થઈ શકે છે. નિત્ય-યોગ વિના ચેનથી રહેવું પોતાનાં જ દ્વારા પોતાનો વિનાશ કરવો છે. નિત્ય-યોગથી નિરાશ થવું અને સંયોગની આશા રાખવી માનવની પોતાની ભૂલ છે. આ ભૂલનો અંત કરવાનું દાયિત્વ માનવની ઉપર જ છે. દાયિત્વ પૂરું કરવાનું સામર્થ્ય માનવને સ્વતઃ પ્રાપ્ત છે. દાયિત્વ પૂરું ન કરવું વ્યક્તિગત દોષ છે, જેની નિવૃત્તિ કર્યા વિના કોઈ પણ પ્રકારે માનવ વિકાસોન્મુખ નથી થઈ શકતો. વ્યક્તિગત દોષનો અનુભવ કરવો માનવ-માત્ર માટે અનિવાર્ય છે. પોતાનાં દોષનું જ્ઞાન પોતાને સ્વતઃ નિર્દોષતા સાથે અભિન્ન કરી દે છે. નિર્દોષતા નિત્ય તત્ત્વ છે. તે ઉત્પત્તિ-વિનાશ-રહિત છે. એ જ કારણે તેની સાથે અભિન્નતા થાય છે.

દોષો બધાં ઉત્પન્ન થાય છે. તેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. જેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી હોતું, તેની સાથે સર્વાંશમાં એકતા નથી થતી, અર્થાત્ કોઈ-ને-કોઈ અંશમાં દૂરતા, ભેદ તથા ભિન્નતા રહે જ છે. આ દૃષ્ટિએ દોષોનો અંત અને નિર્દોષતા સાથે એકતા થઈ શકે છે. નિર્દોષતાથી નિરાશ થવા સમાન બીજી કોઈ ભારે ભૂલ નથી. દોષ-યુક્ત જીવનમાં પણ નિર્દોષતાની માંગ રહે જ છે. આનાંથી એ નિર્વિવાદ સિદ્ધ છે કે દોષોનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, અર્થાત્ બધા દોષો ભૂલ-જનિત છે, પ્રાકૃતિક નહિ. પરંતુ નિર્દોષતા પ્રાકૃતિક તથ્ય છે. જે પ્રાકૃતિક તથ્ય છે, તેની પ્રાપ્તિ સહજ તથા સ્વાભાવિક થાય છે. પણ આ રહસ્ય એ જ માનવો જાણી શકે છે, જેમણે જાણેલાં અસત્‌નાં ત્યાગ દ્વારા સત્સંગને અપનાવ્યો છે.

સત્‌ની ચર્ચા તથા સત્‌નું ચિંતન સત્‌ની જિજ્ઞાસાથી આરંભ થાય છે.

સત્‌ની જિજ્ઞાસાની પૂર્તિ અસત્‌નાં ત્યાગમાં નિહિત છે. આ દૃષ્ટિએ અસત્‌નાં આશ્રયનો સર્વાંશમાં ત્યાગ કરવો એ જ સત્સંગનો સહજ, સુગમ તથા સ્વાભાવિક ઉપાય છે. ઉત્પન્ન થયેલી વસ્તુઓની મમતા, કામના તેમજ તાદાત્મ્ય જ અસત્‌નો સંગ છે. જે કોઈને જે કાંઈ મળ્યું છે, તે કોઈની દેન છે. પરંતુ મળેલાંને પોતાનું માની લેવું એ પોતાની જ ભૂલ છે. પોતાની ભૂલનો અંત કરતાં જ મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેની મમતા શેષ નથી રહેતી. નિર્મમ થતાં જ નિષ્કામતા સ્વતઃ આવી જાય છે. જ્યારે મળેલું જ આપણું નથી, તો અપ્રાપ્તની કામના કાંઈ અર્થ નથી રાખતી. નિર્મમ થવાથી નિષ્કામતા સ્વતઃ સિદ્ધ થાય છે, જે વિકાસની જનની છે.

હવે જો કોઈ એમ કહે કે નિષ્કામ થવાથી તો ભૌતિક વિકાસ જ નહિ થાય; કારણ, કે કામનાથી પ્રેરિત થઈને જ માનવ ભૌતિક ઉન્નતિમાં પ્રવૃત્ત થાય છે. પણ વાસ્તવિકતા આ નથી. ભૌતિક વિકાસ પ્રાપ્ત પરિસ્થિતિનાં સદ્ઉપયોગ, અર્થાત્ વર્તમાન કર્તવ્ય-કર્મથી થાય છે. અપ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેની પ્રાપ્તિ પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્યનાં સદ્ઉપયોગમાં છે, ન કે કામનામાં. કામનામાં ફસાયેલો માનવ વ્યર્થ-ચિંતનમાં આબદ્ધ થાય છે. વ્યર્થ-ચિંતનથી, પ્રાપ્ત સામર્થ્યનો હ્રાસ જ થાય છે, અપ્રાપ્ત સામર્થ્યની પ્રાપ્તિ નથી થતી. એટલું જ નહિ, પ્રાપ્ત સામર્થ્યનો હ્રાસ થવાથી વર્તમાન કર્તવ્ય-કર્મ સાંગોપાંગ સંપન્ન નથી થતું. આ દૃષ્ટિએ કામના કર્તવ્ય-પરાયણતામાં બાધક છે, સહાયક નહિ. કામનાયુક્ત પ્રાણી સદૈવ પોતાનાં અધિકારો અને બીજાઓનાં કર્તવ્ય ઉપર જ દૃષ્ટિ રાખે છે. નિષ્કામ થતાં જ બીજાઓનાં અધિકારની રક્ષા અને પોતાનાં અધિકારનાં ત્યાગનું સામર્થ્ય સ્વતઃ આવે છે. બીજાઓનાં અધિકારની રક્ષા જ કર્તવ્યનું મૂર્તિમાન ચિત્ર છે અને કર્તવ્ય-પરાયણતા જ ભૌતિક વિકાસની જનની છે. આ દૃષ્ટિએ નિષ્કામ થવું માનવ-માત્ર માટે અનિવાર્ય છે. ભૌતિક ઉન્નતિ કામના-યુક્ત પ્રાણીઓની થાય છે — આમાં લેશમાત્ર પણ વાસ્તવિકતા નથી. પર-પીડાથી પીડિત પ્રાણીઓએ જ ભૌતિક ઉન્નતિ કરી છે અને વ્યક્તિગત સુખ-લોલુપતામાં આબદ્ધ થવાથી જ ભૌતિક અવનતિ થાય છે. નિષ્કામતા વિના

વ્યક્તિગત સુખ-લોલુપતાનો નાશ નથી થતો. આ કારણે નિર્મમતાપૂર્વક નિષ્કામતા પ્રાપ્ત કરવી ભૌતિક ઉન્નતિ માટે અત્યંત આવશ્યક છે.

એ સૌને માન્ય હશે કે જે માનવ પોતાનાં વ્યક્તિગત સુખને જ મહત્ત્વ આપે છે, તે પરિવાર માટે અનુપયોગી થઈ જાય છે; કારણ, કે વ્યક્તિગત સુખનાં ત્યાગમાં જ તો પર-હિત નિહિત છે. જે પોતાનાં પરિવારની ઉન્નતિમાં જ સંતુષ્ટ થાય છે, તે સમાજ માટે અનુપયોગી થઈ જાય છે. એ જ પ્રમાણે જે પોતાનાં વર્ગ, દેશ, સમાજની ઉન્નતિને જ ઉન્નતિ માને છે, એ જ બીજા દેશ, વર્ગ વગેરે માટે અહિતકર સિદ્ધ થાય છે. **એ પ્રાકૃતિક નિયમ છે કે જે બીજાઓ માટે અહિતકર સિદ્ધ થાય છે, તેનું હિત ક્યારેય નથી થતું, પરંતુ જે સૌનાં હિતમાં રત છે, તેનું હિત અવશ્ય થાય છે.** નિર્મમતા તથા નિષ્કામતા વિના સર્વહિતકારી સદ્‌ભાવનાની જાગૃતિ જ નથી થતી.

**સૌનાં વિકાસમાં પોતાનો વિકાસ નિહિત છે — આ વૈજ્ઞાનિક તથ્યને અપનાવ્યા વિના ભૌતિક ઉન્નતિ પણ નથી થઈ શકતી.** જો કે ભૌતિક ઉન્નતિ-માત્રમાં જ માનવ-જીવનની પૂર્ણતા નથી; પરંતુ ભૌતિક ઉન્નતિ માટે પણ વાસ્તવિકતાનો આદર તથા અનુસરણ અનિવાર્ય છે. મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વ્યક્તિગત નથી, પરંતુ કર્તવ્ય-પાલન માટે કોઈની દેન છે. માનવ એ દાતાને ભલેને ન માને, અથવા ન જાણે, પરંતુ જે પોતાની નથી, તે કોઈની દેન તો છે જ. આ નિજ-અનુભવનો આદર કર્યા વિના કોઈને પણ ચિર-શાંતિ, સ્વાધીનતા તેમજ પ્રેમની પ્રાપ્તિ નથી થઈ શકતી, જે વાસ્તવિક જીવન છે.

ભૌતિક વિકાસ તથા આધ્યાત્મિક જીવન એક જ જીવનનાં બે પાસાઓ છે. એમાં વિભાજન કરવું એ ભૂલ સિવાય બીજું કાંઈ નથી. **માનવ-માત્રને સુખ અને શાંતિ જોઈએ છે. સુખ જો ભૌતિક વિકાસ છે, તો શાંતિ આધ્યાત્મિક જીવન છે. શાંતિ-રહિત સુખ અને સુખ-રહિત શાંતિ કોઈને પણ અભીષ્ટ નથી. જો કે સુખનાં ભોગીને શાંતિ નથી મળતી, પરંતુ શાંતિનાં પૂજારીને સુખ અવશ્ય મળે છે. પણ આ રહસ્ય એ જ માનવો જાણે છે, જેમણે સત્સંગ દ્વારા સુખની દાસતા તથા દુઃખનાં ભયનો અંત કરી, ચિર-શાંતિ તથા નિત્ય-યોગ સાથે અભિન્નતા**

પ્રાપ્ત કરી છે.

સુખ-લોલુપતા યોગમાં ભલેને બાધક હોય, પરંતુ લોલુપતા-રહિત સુખ યોગમાં બાધક નથી. સુખ એક અવસ્થા છે, જે સંકલ્પ-પૂર્તિથી ઉત્પન્ન થાય છે. ચિર-શાંતિ અવસ્થાતીત જીવન છે, જે એકમાત્ર નિત્ય-યોગથી જ સાધ્ય છે અને નિત્ય-યોગ સત્સંગમાં જ નિહિત છે. આ દૃષ્ટિએ સત્સંગ જ સર્વતોમુખી વિકાસનું મૂળ છે. ભૌતિક વિકાસ કર્તવ્ય-પરાયણતાનું બાહ્ય રૂપ છે અને નિત્ય-યોગ કર્તવ્ય-પરાયણતાનું આંતરિક ફળ છે. કર્તવ્ય-પરાયણતા માનવને રાગ-રહિત કરી, નિત્ય-યોગ સાથે અભિન્ન કરે છે અને નિત્ય-યોગ સિદ્ધ થવાથી કર્તવ્ય-પરાયણતા સ્વતઃ આવી જાય છે. પોત-પોતાની રુચિ અનુસાર કોઈ કર્તવ્યનિષ્ઠ થઈને નિત્ય-યોગ પ્રાપ્ત કરે છે; અને કોઈ નિત્ય-યોગ પ્રાપ્ત કરી કર્તવ્યનિષ્ઠ થાય છે, અર્થાત્ કર્તવ્ય-પરાયણતામાં નિત્ય-યોગ તેમજ નિત્ય-યોગમાં કર્તવ્ય-પરાયણતા ઓત-પ્રોત છે. પરંતુ સત્સંગ વિના ન તો માનવ વિવેક-વિરોધી કર્મનો ત્યાગ કરી, કર્તવ્યનિષ્ઠ જ થાય છે અને ન વિવેક-વિરોધી સંબંધનો ત્યાગ કરી, નિત્ય-યોગ સાથે અભિન્ન પણ થાય છે. એટલા માટે સત્સંગમાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે.

સત્સંગ કોઈ અભ્યાસ તથા અનુષ્ઠાન નથી, પરંતુ નિજ-વિવેકનાં આદરનું ફળ છે. જે માનવ પોતાનાં અનુભવનો આદર નથી કરતો, તે સત્સંગથી વિમુખ થઈ જાય છે. નિજ-અનુભવનો આદર વર્તમાન પુરુષાર્થ છે. તેનાં માટે ભવિષ્યની આશા કરવી મોટી ભૂલ છે. વર્તમાનનો સદુપયોગ કરતાં જ માનવ ભૂતકાળની ભૂલનાં પરિણામથી મુક્ત થઈ જાય છે અને તેનું ભવિષ્ય પણ ઉજ્જ્વળ થાય છે. એટલા માટે વર્તમાનમાં જ નિજ-અનુભવનો આદર કરી સત્સંગ કરવો અનિવાર્ય છે. સત્સંગ વર્તમાનની જ વસ્તુ છે. કરેલી ભૂલને ન દોહરાવવાની પ્રેરણા સત્સંગથી જ મળે છે. કરેલી ભૂલને ન દોહરાવવી એ જ ભૂલનો અંત કરવો છે. ભૂલનાં નાશમાં જ વાસ્તવિકતા સાથે અભિન્નતા નિહિત છે. આ દૃષ્ટિએ ભૂલને 'ભૂલ' જાણીને શીઘ્રાતિશીઘ્ર ભૂલનો અંત કરવો માનવ-માત્ર માટે અનિવાર્ય છે. વાસ્તવિકતાનો નાશ નથી થતો, પણ તેની વિસ્મૃતિ થાય

છે. વાસ્તવિકતાની વિસ્મૃતિ જ ભૂલ છે. તેનાં સિવાય ભૂલનું બીજું કોઈ અસ્તિત્વ નથી.

વિસ્મૃતિનો અંત કરવા માટે આવશ્યક કાર્યની પૂર્તિ અને અનાવશ્યક કાર્યનો ત્યાગ અત્યંત આવશ્યક છે. વિવેક તથા સામર્થ્યને અનુરૂપ જે કાર્ય છે, તેને પૂરું કરવામાં કોઈ પણ માનવ પરાધીન તથા અસમર્થ નથી. આ દૃષ્ટિએ આવશ્યક કાર્ય વાસ્તવમાં સહજ તથા સ્વાભાવિક છે; પરંતુ સત્સંગ વિના જે કરવું જોઈએ તથા જેને કરી શકીએ છીએ, તે પણ કઠિન જેવું પ્રતીત થાય છે. જે ન કરવું જોઈએ, તેમાં પ્રવૃત્તિ ત્યારે જ થાય છે, જ્યારે માનવ નિજ-અનુભવનો અનાદર કરે છે, અર્થાત્ અસત્નો સંગ કરે છે. નિજ-અનુભવનો આદર કરતાં જ જે ન કરવું જોઈએ, તેનાં ત્યાગનું બળ સ્વતઃ આવી જાય છે અને પછી કર્તવ્ય-પરાયણતા સહજ તથા સ્વાભાવિક થઈ જાય છે. કર્તવ્યનાં અંતમાં પણ વિશ્રામ સ્વતઃ પ્રાપ્ત થાય છે, પરંતુ નિષ્કામતા વિના વિશ્રામનો બોધ નથી થતો. વિશ્રામમાં જ વિસ્મૃતિનો નાશ તથા અખંડ સ્મૃતિની જાગૃતિ નિહિત છે; કારણ, કે વિશ્રામ-કાળમાં આપોઆપ સત્નો સંગ થઈ જાય છે. જે પ્રમાણે અસત્નાં સંગથી અસાધનની ઉત્પત્તિ અને સાધનની વિસ્મૃતિ થાય છે, એ જ પ્રમાણે સત્નાં સંગથી અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ થાય છે. અસાધનનાં રહેતાં સુધી બળપૂર્વક કરેલું સાધન સત્ની ચર્ચા તથા સત્નું ચિંતન છે, સત્સંગ નહિ.

સત્સંગની પૂર્વે સાધન અને જીવનમાં એકતા નથી થતી. પ્રાકૃતિક નિયમાનુસાર સર્વાંશમાં અસત્નો સંગ નથી થતો, એ કારણે સર્વાંશમાં અસાધન પણ નથી રહેતું. આંશિક સાધન તો માનવ-માત્રમાં સ્વભાવથી જ રહે છે. સત્સંગથી આંશિક અસાધનની નિવૃત્તિ અને સર્વાંશમાં સાધનની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે.

આથી સત્સંગ જ માનવનો પરમ પુરુષાર્થ છે. અસત્નો સંગ ભૂલ-જનિત છે, આ જ કારણે તેની નિવૃત્તિ થાય છે. અને સત્નો સંગ સહજ તથા સ્વાભાવિક છે, એથી જ તે માનવ-માત્ર માટે સાધ્ય છે. એટલા માટે સત્સંગથી

ક્યારેય નિરાશ ન થવું જોઈએ, પરંતુ સત્સંગ માટે નિત્ય-નવીન ઉત્સાહ તથા ઉત્કંઠા ઉત્તરોત્તર વધતી રહે, એ જ સત્સંગની ભૂમિ છે. સત્સંગને અસ્વાભાવિક માનવો એ અસત્‌નાં સંગને પોષિત કરવો છે. નિજ-અનુભવમાં વિકલ્પ ન કરવાથી સત્સંગ સ્વતઃ થઈ જાય છે.

પરાધીનતામાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવાથી જ માનવ પોતાનાં અનુભવનો અનાદર કરે છે. તેનું જ એ ભયંકર પરિણામ થાય છે કે માનવ આંશિક સાધનનાં અભિમાન અને આંશિક અસાધનની આસક્તિમાં આબદ્ધ થઈ જાય છે. સાધન અને અસાધનની દ્વંદ્વાત્મક સ્થિતિ માનવમાં પરિચ્છિન્નતા ઉત્પન્ન કરે છે. એ સૌને માન્ય છે કે પરિચ્છિન્નતા દૂરતા, ભેદ અને ભિન્નતાની જનની છે, અર્થાત્ પરિચ્છિન્નતા માનવને યોગ, બોધ તથા પ્રેમથી વિમુખ કરી દે છે. આ દ્વંદ્વાત્મક સ્થિતિનો અંત સત્સંગ વિના કોઈ અભ્યાસ-વિશેષથી સંભવ નથી; કારણ, કે અભ્યાસ માટે તો ઉત્પન્ન થયેલી શરીરાદિ વસ્તુઓનો આશ્રય લેવો પડે છે. ઉત્પન્ન થયેલી વસ્તુઓનાં આશ્રયે જ માનવને અનુત્પન્ન સત્‌થી વિમુખ કરી દીધો છે. મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનાં સદુપયોગ માટે ભલેને અભ્યાસની અપેક્ષા હોય, પરંતુ સત્સંગ માટે તો કોઈ પણ શ્રમયુક્ત અભ્યાસની અપેક્ષા નથી.

મમતા, કામના, તાદાત્મ્યનાં નાશમાં સત્સંગ નિહિત છે. મળેલી વસ્તુઓની મમતાનો નાશ વસ્તુઓને આધીન નથી, પરંતુ નિજ-અનુભવનાં આદરથી જ સાધ્ય છે. પોતાનાં અનુભવનો આદર ન કરવો, એ પોતાનાં જ દ્વારા પોતાનો નાશ કરવો છે. કોઈ પણ પ્રલોભન તથા ભયથી નિજ-અનુભવનો આદર કરવો એ મોટી ભૂલ છે. આ ભૂલનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી, પરંતુ મોટાંમાં મોટી મુશ્કેલીઓને હર્ષપૂર્વક સહન કરતાં રહીને, નિજ-અનુભવનો આદર કરવો અનિવાર્ય છે. અનુભવનો આદર કરવા માટે કોઈ અન્યની અપેક્ષા નથી, પરંતુ તેને પોતાનાં જ દ્વારા પોતે કરવાનો છે. નિજ-અનુભવનાં આદરથી તેને પ્રસન્નતા થશે, જેણે વિવેકરૂપી પ્રકાશ પ્રદાન કર્યો છે, અને પોતાનું કલ્યાણ થશે. આ દષ્ટિએ નિજ-અનુભવનો આદર બહુ જ

મહત્ત્વની વસ્તુ છે, જેને કરવામાં માનવ-માત્ર સર્વદા સ્વાધીન છે.

સ્વાધીનતાપૂર્વક પ્રત્યેક માનવ વાસ્તવિક જીવન સાથે અભિન્ન થઈ શકે છે, આ સત્સંગનો મહિમા છે. સત્ચર્ચા, સત્ચિંતન તથા સત્કર્મથી માનવ પોતાનાં વ્યક્તિત્વને સુંદર બનાવે છે, પરંતુ સત્સંગ વિના તે વ્યક્તિત્વની દાસતાથી મુક્ત નથી થઈ શકતો. વ્યક્તિત્વની દાસતામાં આબદ્ધ માનવ પોતાને માટે તથા જગત માટે ઉપયોગી સિદ્ધ નથી થતો. જે પોતાને માટે તથા જગત માટે જ અનુપયોગી છે, તે ભલા પોતાનાં નિર્માતા, પ્રકાશક તથા આશ્રય માટે ઉપયોગી થઈ જ કેવી રીતે શકે ? પરંતુ સત્સંગ દ્વારા વ્યક્તિત્વની દાસતાથી રહિત થવાથી માનવ સ્વતઃ સૌને માટે ઉપયોગી થાય છે.

અસત્-કર્મ, અસત્-ચિંતન, અસત્-ચર્ચાની અપેક્ષાએ સત્-કર્મ, સત્-ચિંતન તેમજ સત્-ચર્ચા બહુ જ મહત્ત્વની વસ્તુ છે, પરંતુ અસત્નો આશ્રય રાખતાં રહીને સર્વાંશમાં સત્નો સંગ સંભવ નથી. એટલા માટે સત્-ચર્ચા, સત્-ચિંતન તેમજ સત્-કર્મનાં અભિમાનથી રહિત થઈને સત્સંગ આવશ્યક છે. મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય પોતાને માટે નથી, પરંતુ પર-સેવા માટે છે. જેમણે આ અનુભવ કર્યો છે, તે બહુ જ સુગમતાપૂર્વક સત્-ચર્ચા, સત્-ચિંતન તેમજ સત્-કર્મનાં અભિમાનથી રહિત થઈ, સત્સંગ પ્રાપ્ત કરી, કૃતકૃત્ય થઈ જાય છે. સત્સંગથી સત્-ચર્ચા, સત્-ચિંતન તેમજ સત્-કર્મ સ્વતઃ થાય છે, કરવું નથી પડતું; કારણ, કે સત્નો સંગ થતાં જ મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્યનો સદુપયોગ તથા સંયમ સ્વતઃ થઈ જાય છે, દેહાભિમાન ગળી જાય છે. એટલું જ નહિ, દોષોની ઉત્પત્તિ જ નથી થતી અને ગુણોનું અભિમાન શેષ નથી રહેતું. આ સત્સંગનો મહિમા છે.

એ સૌને માન્ય હશે કે સત્-ચર્ચા, સત્-ચિંતન તથા સત્-કર્મ માટે કોઈ-ને-કોઈ પરિસ્થિતિની અપેક્ષા હોય છે. પ્રત્યેક પરિસ્થિતિ સ્વભાવથી જ પરિવર્તનશીલ તથા પર-પ્રકાશ્ય છે. એટલા માટે પરિસ્થિતિનો આશ્રય માનવને સત્સંગથી વિમુખ કરી દે છે. સત્સંગ માટે પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ ભલેને અપેક્ષિત હોય; પરંતુ બધી પરિસ્થિતિઓથી અસંગ થયા વિના સત્નો સંગ

સહજ તથા સ્વાભાવિક નથી થતો, જેનાં વિના નિત્ય-યોગ કોઈ પણ પ્રકારે સંભવ નથી.

પરિસ્થિતિઓનો આશ્રય માનવને સંયોગની દાસતા તથા વિયોગનાં ભયમાં આબદ્ધ કરે છે, જે કોઈને પણ અભીષ્ટ નથી. પરિસ્થિતિનો સદુપયોગ પણ ત્યારે સંભવ થશે, જ્યારે જ ન કરવું જોઈએ, અથવા જેને નથી કરી શકતાં, તેનો ત્યાગ કરી દેવામાં આવે. કર્તવ્ય-નિષ્ઠ થવા માટે  અકર્તવ્યનો ત્યાગ અનિવાર્ય હોય છે. અકર્તવ્યની ઉત્પત્તિ અસત્‌નાં સંગથી જ થાય છે. અસત્‌નો ત્યાગ અને અકર્તવ્યનો નાશ યુગપદ્ હોય છે. અકર્તવ્યનાં નાશમાં જ કર્તવ્ય-પરાયણતા નિહિત છે. આ દૃષ્ટિએ પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ પણ સત્સંગથી જ સાધ્ય છે. પરિસ્થિતિનો સદુપયોગ માનવને બધી પરિસ્થિતિઓથી અતીત જે જીવન છે, તેની સાથે અભિન્ન કરવામાં સમર્થ છે. પરિસ્થિતિઓમાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી એ પોતાને સ્વાધીનતાથી વિમુખ કરી, પરાધીનતામાં આબદ્ધ કરવા છે. સ્વાધીનતા માનવ-માત્રની સ્વાભાવિક માંગ છે. તેની પૂર્તિ એકમાત્ર સત્સંગ દ્વારા નિત્ય-યોગથી થાય છે. પરિસ્થિતિઓનો સદુપયોગ વિદ્યમાન રાગની નિવૃત્તિમાં હેતુ છે. પરંતુ અપ્રાપ્ત પરિસ્થિતિઓનું આવાહ્‌ન કરવું, એ નવીન રાગને જન્મ આપવો છે. રાગ-રહિત થયા વિના નિત્ય-યોગની અભિવ્યક્તિ નથી થતી. એટલા માટે પરિસ્થિતિઓમાં જીવન-બુદ્ધિનો ત્યાગ, એ અસત્‌નો ત્યાગ, અર્થાત્ સત્‌નો સંગ છે. સત્સંગથી પ્રાપ્ત પરિસ્થિતિઓનો સદુપયોગ અને અપ્રાપ્ત પરિસ્થિતિની કામનાનો નાશ સ્વતઃ થઈ જાય છે, જેનાં થતાં જ નિત્ય-યોગની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે, જે વિકાસનું મૂળ છે.

એ સૌને વિદિત છે કે શરીર અને વિશ્વ તેમજ વ્યક્તિ અને સમાજમાં અવિચ્છિન્ન સંબંધ છે, અર્થાત્ આમાં વિભાજન નથી થઈ શકતું. આ દૃષ્ટિએ સૌ આપણાં છે. સૌને આપણાં સ્વીકાર કરવા સત્‌નો સંગ છે. જો માનવ આ તથ્યનો અનાદર ન કરે, તો બહુ જ સુગમતાપૂર્વક કર્તવ્યનિષ્ઠ થઈ શકે છે. કર્તવ્ય-પરાયણતા માનવને વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ, અવસ્થા વગેરેની દાસતાથી રહિત કરી દે છે, જે વિકાસનું મૂળ છે. જાણેલાંનો પ્રભાવ જેમ-જેમ સબળ તથા

સ્થાયી થતો જાય છે, તેમ-તેમ બધા વિકારો સ્વતઃ નાશ થતાં જાય છે. આ દૃષ્ટિએ જાણેલાંનો પ્રભાવ, અર્થાત્ સત્સંગ માનવ-માત્રનો સ્વધર્મ છે. હવે જો કોઈ એમ કહે કે 'કોઈ પણ વસ્તુ વ્યક્તિગત નથી'— આ પણ તો સત્, અર્થાત્ નિજ-અનુભવ છે, તો પછી સૌને પોતાનાં સ્વીકાર કરવા ક્યાં સુધી યુક્તિ-યુક્ત છે ! જો મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય જો વ્યક્તિગત નથી, તો તેનાં દુરુપયોગનો કોઈને શું અધિકાર છે ? કદાપિ નહિ. મળેલાંનો સદુપયોગ કરવા માટે સૌની સાથે એકતા સ્વીકાર કરવી અનિવાર્ય છે અને સૌને પોતાનાં સ્વીકાર કરવાથી, મળેલાંની મમતા તથા અપ્રાપ્તની કામના સ્વતઃ નાશ થઈ જાય છે, જેનાં થતાં જ 'સૌ આપણાં છે' — આ બોધ સ્વતઃ થઈ જાય છે. આ દૃષ્ટિએ 'સૌને પોતાનાં સ્વીકાર કરવા' અથવા 'પોતાનાંમાં પોતાનું કરીને કાંઈ નથી' — આ અનુભવ સમાન અર્થ રાખે છે.

શરીર અને વિશ્વની એકતા વૈજ્ઞાનિક તથ્ય છે અને શરીર વ્યક્તિગત સંપત્તિ નથી, આ નિજ-અનુભવ છે. આ દૃષ્ટિએ પોતાનું કરીને પોતાનાંમાં કાંઈ નથી, અથવા સૌ પોતાનાં છે, આ બન્ને અનુભૂતિઓનો આદર કરતાં એ સ્પષ્ટ વિદિત થાય છે કે શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે સમસ્ત સૃષ્ટિ જેનો પ્રકાશ છે, તે સૌનો છે. તેને પોતાનો માનવો, અથવા તેને નાતે સૌને પોતાનાં માનવા, અથવા બધું કાંઈ તેનું જ માનવું વાસ્તવિકતા છે. વાસ્તવિકતાનો આદર સત્સંગ છે.

'સૃષ્ટિ કોઈનો પ્રકાશ છે' — આ માનવની આસ્થા છે, અથવા અનુભવ ? કોઈ પણ પ્રતીતિ પ્રકાશક વિના પ્રતીત નથી થતી. સૃષ્ટિ સ્વયં પોતે પોતાને પ્રકાશિત નથી કરતી. આથી એ સ્વીકાર કરવું અનિવાર્ય થઈ જાય છે કે સૃષ્ટિ કોઈનો પ્રકાશ છે. તેનાંમાં માનવ અવિચળ આસ્થા કરે, અથવા તેની શોધ કરે, એ તેની પોતાની સ્વાધીનતા છે. શોધ તેની જ થાય છે જે 'છે' અને આસ્થા પણ તેમાં જ કરવામાં આવે છે જે 'છે'. 'છે' નો સંગ સત્‌નો સંગ છે. અસત્‌ની અનુભૂતિ તેનાંથી જ થાય છે, જે સત્ છે. અસત્‌નો પ્રકાશક તેમજ આશ્રય અસત્ નથી હોઈ શકતો, પણ સત્ જ છે. સત્ કેવું છે, ક્યાં છે, શું છે ? આ સંબંધે અનેક

મતભેદ હોઈ શકે છે; પરંતુ તેનાં હોવામાં કોઈનો પણ વિરોધ નથી હોઈ શકતો. 'છે' એક છે, અનેક નહિ. આથી એ કેવું છે ? એ વિવેચન એટલું અપેક્ષિત નથી, જેટલો તેનો સંગ. સત્‌નો બોધ, તેની સાથે યોગ તેમજ તેમાં પ્રિયતા સત્સંગથી જ સાધ્ય છે. આ દૃષ્ટિએ સત્સંગમાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે.

અસત્‌નું જ્ઞાન સત્‌ની જિજ્ઞાસા જાગ્રત કરે છે. સત્‌ની જિજ્ઞાસા જેમ-જેમ સબળ તથા સ્થાયી થતી જાય છે, તેમ-તેમ અસત્‌ની મમતા તથા કામના મટતી જાય છે. સર્વાંશમાં સત્‌ની માંગ જાગ્રત થતાં જ નિર્મમતા તથા નિષ્કામતા સ્વતઃ આવી જાય છે, જેનાં આવતાં જ અસત્ સાથે તાદાત્મ્ય નથી રહેતું અને પછી સ્વતઃ સત્‌માં અગાધ પ્રિયતા થાય છે. પ્રિયતા સ્વભાવથી જ દૂરતા, ભેદ તથા ભિન્નતાને શેષ નથી રહેવા દેતી, અર્થાત્ યોગ, બોધ તથા પ્રેમ સાથે અભિન્ન કરી દે છે.

માંગ-માત્રથી તેની જ પ્રાપ્તિ થાય છે, જે નિત્ય પ્રાપ્ત છે, અર્થાત્ જેનાથી દેશ, કાળ વગેરેની દૂરતા નથી. એટલું જ નહિ, વાસ્તવિક માંગ તેની જ થાય છે, જેનું સ્વતંત્ર અસ્તિત્વ છે. સ્વતંત્ર અસ્તિત્વ તેનું જ હોય છે, જે અવિનાશી છે. અવિનાશી એ જ છે, જેનામાં જડતાની ગંધ પણ નથી, અર્થાત્ જે ચિન્મય છે. જડતા અને વિનાશ-રહિત જે છે, તેની જ માંગ છે, એ જ આપણો છે. સમસ્ત સૃષ્ટિ તેનો જ પ્રકાશ છે. તેનાથી દૂરતા, ભેદ તથા ભિન્નતા સંભવ નથી. પણ આ રહસ્ય એકમાત્ર સત્સંગથી જ સ્પષ્ટ થાય છે, કોઈ અન્ય પ્રકારે નહિ. આ દૃષ્ટિએ સત્સંગમાં જ જીવન છે. સત્‌ની અગાધ પ્રિયતા જાગ્રત થવાથી જ અસત્‌ની આસક્તિ સર્વાંશમાં નાશ થાય છે.

અસત્‌ની આસક્તિ અને સત્‌ની પ્રિયતા અસત્ અને સત્‌માં નથી હોઈ શકતી, પરંતુ તેમાં જ થાય છે, જે જાણેલાંનો આદર, અથવા અનાદર તથા મળેલાંનો સદુપયોગ, અથવા દુરુપયોગ તેમજ સાંભળેલાંમાં શ્રદ્ધા, અથવા અશ્રદ્ધા કરે છે. તેનું જો નામકરણ આવશ્યક છે, તો તેને 'માનવ' કહી શકીએ છીએ. માનવ જાણેલાંનો આદર, મળેલાંનો સદુપયોગ તેમજ સાંભળેલાંમાં અવિચળ આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસ કરવામાં સ્વાધીન છે. જાણેલાંનાં આદરથી

અસંગતા, મળેલાંનાં સદુપયોગથી કર્તવ્ય-પરાયણતા અને સાંભળેલાંમાં અવિચળ આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસથી આત્મીયતા સ્વતઃ અભિવ્યક્ત થાય છે. જાણેલાંનો અનાદર, મળેલાંનો દુરુપયોગ અને સાંભળેલાંમાં અશ્રદ્ધા, ન કરવી 'સત્સંગ' છે, જે પ્રત્યેક માનવ સ્વાધીનતાપૂર્વક કરી શકે છે. સત્સંગથી અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. અસંગતા, કર્તવ્ય-પરાયણતા તેમજ આત્મીયતા 'સાધન' છે, જે સત્સંગથી જ સાધ્ય છે. સત્સંગ વિના સાધનનું ચિંતન કરવું એ પ્રાપ્ત સામર્થ્યનો હ્રાસ અને અસત્‌નો આશ્રય છે. સત્સંગથી પ્રાપ્ત સામર્થ્યનો સદુપયોગ અને આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. સામર્થ્યની અભિવ્યક્તિ થવાથી, જે ન કરવું જોઈએ તેની ઉત્પત્તિ જ નથી થતી અને જે કરવું જોઈએ, તે સ્વતઃ થવા લાગે છે. એટલું જ નહિ, અખંડ સ્મૃતિ અને અગાધ પ્રિયતા સ્વતઃ જાગ્રત થાય છે. આ દૃષ્ટિએ **અસમર્થતાનો અંત કરવા માટે એકમાત્ર સત્સંગ જ અચૂક ઉપાય છે.** સામર્થ્યનાં અભાવનું નામ અસમર્થતા નથી, પણ પ્રાપ્ત સામર્થ્યનો દુરુપયોગ જ વાસ્તવિક અસમર્થતા છે. પ્રત્યેક માનવ સાધનનિષ્ઠ થઈ શકે છે; પરંતુ પોતાને અસાધનમાં આબદ્ધ રાખે છે. આ જ વાસ્તવિક અસમર્થતા છે. જે સંભવ છે, તેનાંથી નિરાશ થઈ જવું અને જે અસંભવ છે, તેની આશામાં આબદ્ધ થવું એ અસત્‌નાં સંગનું જ પરિણામ છે.

સર્વાંશમાં અસત્‌નાં આશ્રયનો ત્યાગ કર્યા વિના સત્સંગ સંભવ નથી. જો કે પ્રાકૃતિક નિયમાનુસાર માનવ સર્વાંશમાં અસત્‌નો સંગ નથી કરી શકતો, પરંતુ આંશિક અસત્‌નાં સંગ માત્રથી જ માનવ અસાધનમાં આબદ્ધ થઈ જાય છે. આ દૃષ્ટિએ અસાધનની ઉત્પત્તિ ભૂલ-જનિત છે, પ્રાકૃતિક નહિ. આ જ કારણે અસાધનની નિવૃત્તિ થાય છે. જાણેલાંનો અનાદર કરવો અને કરેલાંમાં આસક્ત થવું મોટી ભૂલ છે. જાણેલાંનો આદર કરતાં જ કરેલાંની આસક્તિ સ્વતઃ નાશ થઈ જાય છે અને પછી જે કરવું જોઈએ, તે થવા લાગે છે. જે સ્વતઃ થાય છે તેનું અભિમાન અંકિત નથી થતું, અર્થાત્ જ્યારે તે થવા લાગે છે જે કરવું જોઈએ, ત્યારે નિરભિમાનતા સ્વતઃ આવી જાય છે, જેનાં આવતાં જ સર્વાંશમાં અસત્‌નો

ત્યાગ, અર્થાત્ સત્‌નો સંગ થઈ જાય છે, જેનાં થતાં જ સ્વતઃ સાધનની અભિવ્યક્તિ થાય છે, જે વિકાસનું મૂળ છે.

અસમર્થતાની અનુભૂતિ માનવમાં વેદના જાગ્રત કરે છે, જેનાં જાગ્રત થતાં જ સમર્થની શોધ કે આસ્થા ઉદિત થાય છે. શોધથી અસંગતા તેમજ આસ્થાથી આત્મીયતા પ્રાપ્ત થાય છે. અસંગતા સ્વાધીનતા સાથે અને આત્મીયતા પ્રિયતા સાથે અભિન્ન કરે છે, જે વાસ્તવિક જીવન છે. આ દૃષ્ટિએ અસમર્થતાનો અનુભવ કરવો માનવ-માત્ર માટે અત્યંત આવશ્યક છે. પરંતુ વાસ્તવિકતાથી નિરાશ થવું, હાર સ્વીકાર કરી લેવી સર્વથા ત્યાજ્ય છે. અસમર્થતાની પીડામાં જ સામર્થ્યની માંગ નિહિત છે. સામર્થ્ય જેની દેન છે, તે આપણો છે. અસમર્થતાને સહન કરતી રહેવી એ જ સામર્થ્યથી વિમુખ થવું છે. આથી સામર્થ્યની માંગ ઉત્તરોત્તર વધતી રહે, તો બહુ જ સુગમતાપૂર્વક અસમર્થતાનો અંત થઈ શકે છે. માંગ-માત્રથી જ જેની પ્રાપ્તિ થાય છે, તેનાંથી ક્યારેય પણ નિરાશ ન થવું જોઈએ. પણ આ દૃઢતા ત્યારે જ સંભવ છે, જ્યારે સત્સંગને જ વર્તમાનનો સર્વોત્કૃષ્ટ કાર્યક્રમ બનાવી લેવામાં આવે.

સત્સંગ કરવામાં પ્રત્યેક માનવ સર્વદા સ્વાધીન છે; કારણ, કે પોતાનાં જ દ્વારા સત્સંગ થઈ શકે છે. સત્સંગનો વાસ્તવિક છે — પોતાનાં જાણેલાંનો પ્રભાવ તથા સાંભળેલાંમાં અવિચળ આસ્થા. જાણેલાંનો પ્રભાવ સંયોગમાં વિયોગનો, જીવનમાં મૃત્યુનો અને સુખમાં દુઃખનો સ્પષ્ટ બોધ કરાવી દે છે. સાંભળેલાંમાં અવિચળ આસ્થા માનવને શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક આત્મીયતા પ્રદાન કરે છે. જીવનમાં મૃત્યુનાં દર્શન કરતાં જ મૃત્યુનો ભય શેષ નથી રહેતો અને સંયોગમાં વિયોગનો અનુભવ કરવાથી નિત્ય-યોગની પ્રાપ્તિ થાય છે, તેમજ સુખમાં દુઃખનાં દર્શન કરવાથી સુખનું પ્રલોભન નાશ થઈ જાય છે, જે વિકાસનું મૂળ છે.

જે કોઈને જે કાંઈ મળ્યું છે, તે તેનું પોતાનું નથી, આ અનુભવ માનવ-માત્રનો પોતાનો અનુભવ છે. પ્રાપ્ત વસ્તુ, સામર્થ્ય, યોગ્યતા વગેરેનાં ઉપયોગનો અધિકાર મળવા છતાં પણ એ વિધાન નથી કે તેને પોતાની માનવામાં આવે, પરંતુ

પોતાની માનવી ભૂલ જ છે. પોતાની માનવાથી કોઈ વસ્તુ વગેરે પર પોતાનું સ્વત્વ નથી થઈ જતું, અને પોતાની ન માનવા છતાં પણ તેનાં ઉપયોગમાં કોઈ મુશ્કેલી નથી થતી. એટલું જ નહિ, પોતાની માનવાથી કેવળ લોભ, મોહ, દીનતા, અભિમાન વગેરે વિકારોની જ ઉત્પત્તિ થાય છે, અને પોતાની ન માનવાથી સ્વતઃ નિર્વિકારતાની અભિવ્યક્તિ થાય છે, જે વિકાસની ભૂમિ છે. વિકાર-યુક્ત જીવન કોઈને માટે પણ ઉપયોગી સિદ્ધ નથી થતું અને નિર્વિકાર જીવન સૌને માટે ઉપયોગી સિદ્ધ થાય છે. આ દૃષ્ટિએ એ નિર્વિવાદ સિદ્ધ છે કે મમતાનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. જીવનમાં જેનું કોઈ સ્થાન નથી, તેને બનાવેલું રાખવું અસત્‌નો સંગ છે, જેનો ત્યાગ કરવો પ્રત્યેક માનવ માટે વર્તમાનમાં જ અનિવાર્ય છે, જે વાસ્તવમાં સત્સંગ છે.

હવે જો કોઈ એમ કહે કે મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય પોતાનું નથી, પણ તેનું અસ્તિત્વ તો છે ? એ નિયમ છે કે જેનું સ્વતંત્ર અસ્તિત્વ હોય છે, તે પોતાને આપોઆપ પ્રકાશિત કરે છે; પણ શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે કોઈ પણ વસ્તુ પોતાને આપોઆપ પ્રકાશિત નથી કરતી. આથી એ સૌને માન્ય હશે કે વસ્તુઓનો પ્રકાશક વસ્તુઓથી અતીત છે. જે બધી વસ્તુઓથી અતીત છે, તે ઉત્પત્તિ-વિનાશ-રહિત છે; કારણ, કે સમસ્ત સૃષ્ટિ સ્વયં પોતાને આપોઆપ પ્રકાશિત નથી કરતી. આ દૃષ્ટિએ સૃષ્ટિ પણ વસ્તુ જ છે. જો ઇન્દ્રિય વગેરે પોતાને આપોઆપ પ્રકાશિત નથી કરતી, તો ઇન્દ્રિયો દ્વારા જે જગતની પ્રતીતિ થઈ રહી છે, એ પણ તો પોતાને આપોઆપ પ્રકાશિત નથી કરતું. આ દૃષ્ટિએ મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય તથા સમસ્ત સૃષ્ટિ સમાન છે, અથવા એમ કહો કે આ બન્નેમાં જાતીય એકતા છે. એ સૌને માન્ય હશે કે પ્રત્યેક ઉત્પત્તિનો આશ્રય ઉત્પત્તિ-રહિત છે. વૈજ્ઞાનિક આવિષ્કાર, દાર્શનિક શોધ, સાહિત્યિક રચનાઓ તેમજ કલાકૃતિઓનાં અભ્યુદય વગેરેનો જે આશ્રય છે, તે સૌનો પોતાનો છે. તેમાં આસ્થા ન કરવી અસત્‌નો સંગ છે, અને ઉત્પન્ન થયેલાંમાં મમતા કરવી એ પણ અસત્‌નો જ સંગ છે.

વ્યક્તિગત વિશેષતાઓની જે પ્રતીતિ છે, તે કોઈ વ્યક્તિ-વિશેષની

ઉપજ નથી, શોધ ભલેને હોય. એટલું જ નહિ, શોધ કરવાનું સામર્થ્ય શોધ કર્યા પહેલાં મળે છે. જે મળે છે, તે કોઈની દેન છે, વ્યક્તિગત માલિકી નથી. મળેલાંનાં સદુપયોગથી ભિન્ન-ભિન્ન પ્રકારની વિશેષતાઓ ઉત્પન્ન થાય છે અને તેનાં દુરુપયોગથી અનેક પ્રકારની ન્યૂનતાઓ ઉત્પન્ન થાય છે. મળેલાંનાં સદુપયોગ તથા દુરુપયોગની સ્વાધીનતા પણ માનવ-માત્રને મળી જ છે. જેની પાસેથી મળ્યું છે, તેને માનવ ભલેને ન જાણે, પણ જે મળ્યું છે, તે કોઈ દાતાની દેન છે, એટલું તો જાણે જ છે. અંતર કેવળ એટલું છે કે 'કોણે આપ્યું છે' — એ નથી જાણતો, પણ કોઈએ આપ્યું છે, એ પ્રત્યક્ષ જ છે.

હવે જો કોઈ કહે કે માનવને જે કાંઈ મળ્યું છે, તે જગતની દેન છે, તો આ માન્યતા પણ યુક્તિયુક્ત નથી; કારણ, કે દાતા એ જ હોઈ શકે છે, જેનું સ્વતંત્ર અસ્તિત્વ હોય. જગતની પ્રતીતિ તો થાય છે, પણ તેનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ પ્રત્યક્ષ નથી થતું. જગત તરફ આકર્ષણ પણ તો ભૂલ-જનિત જ છે. જ્યારે માનવ મળેલાંને પોતાનું માની લે છે, ત્યારે જ કામનાઓ ઉત્પન્ન થાય છે અને તેની પૂર્તિ માટે જ જગત તરફ આકર્ષણ તથા પ્રવૃત્તિ થાય છે. પરંતુ બધી કામનાઓ પૂરી નથી થતી, આ વૈધાનિક તથ્ય છે. કામનાઓને અનુરૂપ પ્રવૃત્તિ ભલેને થાય, પણ પ્રવૃત્તિનાં અંતમાં પ્રાપ્તિ કાંઈ નથી થતી, પરંતુ પ્રાપ્ત સામર્થ્ય વગેરેનો હ્રાસ જ થાય છે. અર્થાત્ પ્રવૃત્તિનાં પરિણામમાં અભાવ જ શેષ રહે છે. આથી સ્પષ્ટ જ છે કે જગતમાં આપવાનું સામર્થ્ય નથી. આથી જગત દાતા નથી અને ન તે વાસ્તવિક માંગની પૂર્તિમાં સમર્થ પણ છે. એટલું અવશ્ય છે કે વ્યક્તિગત વસ્તુ, સામર્થ્ય, યોગ્યતા અને જગત, આમાં પરસ્પર એકતા છે. જ્યારે માનવ પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્યની મમતા તથા અપ્રાપ્ત વસ્તુ, સામર્થ્ય, યોગ્યતા વગેરેની કામનાઓનો ત્યાગ કરી દે છે, અને મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્યનો દુરુપયોગ નથી કરતો તેમજ દાતામાં અવિચળ આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક આત્મીયતા સ્વીકાર કરી લે છે, ત્યારે દુઃખની નિવૃત્તિ, પરમ-શાંતિ, સ્વાધીનતા તેમજ પ્રેમની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે, જે માનવની વાસ્તવિક માંગ છે.

મળેલાંને પોતાનું માનવું, તેનો દુરુપયોગ કરવો તેમજ દાતાને પોતાનો ન માનવો — અસત્‌નો સંગ છે; કારણ, કે જે વાસ્તવિકતા છે, તેને ન અપનાવવાનો અર્થ છે — જે 'નથી', તેને અપનાવવું. 'છે' ને ન અપનાવીને 'નહિ'ને અપનાવવું અસત્‌નો સંગ છે અને વાસ્તવિકતાને અપનાવવી સત્‌નો સંગ છે. સત્‌નાં સંગમાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે.

કામના-પૂર્તિને વાસ્તવિક માંગ માનીને કરેલો પ્રયાસ માનવને વાસ્તવિકતાથી વિમુખ જ કરે છે. કામના-પૂર્તિ તથા અપૂર્તિ બે અવસ્થાઓ છે, જીવન નહિ. કામનાઓની ઉત્પત્તિ ભૂલ-જનિત છે, વાસ્તવિક નહિ. આ દૃષ્ટિએ કામના-પૂર્તિને લક્ષ્ય માની લેવું અસત્‌નો સંગ છે, જેનો ત્યાગ અનિવાર્ય છે. 'કામના-પૂર્તિ માનવ-જીવનનું લક્ષ્ય નથી' — આ અનુભવ કરતાં જ નિષ્કામતા સ્વતઃ આવે છે, જેનાં આવતાં જ અનાવશ્યક કામનાઓની નિવૃત્તિ સ્વતઃ થાય છે, કામના-પૂર્તિનાં સુખમાં જીવન-બુદ્ધિ નથી રહેતી અને નવીન કામનાઓનો જન્મ નથી થતો, જે વિકાસની ભૂમિ છે. આથી કામના-પૂર્તિને માનવ-જીવનનું લક્ષ્ય ન માનવું સત્સંગ છે. સત્સંગ દ્વારા નિર્મમ તથા નિષ્કામ થવાથી કર્તવ્ય-પરાયણતા તેમજ અસંગતા તથા આત્મીયતા સ્વતઃ જાગ્રત થાય છે. આ દૃષ્ટિએ સમસ્ત સાધનોની અભિવ્યક્તિ સત્સંગમાં જ નિહિત છે. સત્સંગ વિના બળપૂર્વક કરેલાં સાધનથી જીવન અને સાધનમાં એકતા નથી થતી, આંશિક અસાધન રહે જ છે. એટલું જ નહિ, સાધન કરીએ છીએ અને અસાધન થતું રહે છે. સાધનની અભિવ્યક્તિ થવાથી સાધન અને જીવનમાં એકતા થાય છે અને પછી સાધન કરવું નથી પડતું અને અસાધનની ઉત્પત્તિ નથી થતી. આથી સત્સંગ જ સમસ્ત સાધનોની ભૂમિ છે.

અસત્‌નો ત્યાગ, સત્‌નો સંગ, અસાધનનો નાશ અને સાધનની અભિવ્યક્તિ યુગપદ્ હોય છે. સાધન અને અસાધનનાં દ્વંદ્વનો અંત સત્સંગથી જ થાય છે. સાધન અભિવ્યક્ત થાય છે, ઉત્પન્ન નથી થતું. આ કારણે સાધન અવિનાશી છે. અસાધન અસત્‌નાં સંગથી ઉત્પન્ન થાય છે. તે કોઈ પ્રાકૃતિક તથ્ય નથી. અસત્‌નો સંગ ભૂલ-જનિત છે. ભૂલ-રહિત થતાં જ સ્વતઃ સત્‌નો સંગ

થાય છે અને પછી સદાને માટે અસાધનનો નાશ થઈ જાય છે, જેનાં થતાં જ 'સાધન જીવન છે' —એ પ્રત્યક્ષ થઈ જાય છે.

કર્તવ્ય-પરાયણતા, અસંગતા તેમજ આત્મીયતા સાધનનું વાસ્તવિક ક્ષેત્ર છે અને આ જ માનવ-જીવન છે. મળેલાંનો સદુપયોગ જ કર્તવ્ય-પરાયણતા છે. પણ એ ત્યારે જ સંભવ છે, જ્યારે સત્સંગ દ્વારા એ સ્પષ્ટ થઈ જાય કે મળેલું પોતાનું નથી, પોતાને માટે નથી. કર્તવ્ય-પરાયણતાથી સુંદર સમાજનું નિર્માણ સ્વતઃ થાય છે અને અસંગતામાં જ પોતાનું કલ્યાણ નિહિત છે તેમજ આત્મીયતાથી જાગ્રત અગાધ પ્રિયતામાં જ નિત્ય-નવીન રસ છે, જે માનવ-માત્રને સ્વભાવથી જ પ્રિય છે; કારણ, કે 'રસ' ક્ષતિ, પૂર્તિ તેમજ નિવૃત્તિથી રહિત છે, એ કારણે અનંત છે. રસની માંગ સૌને છે. રસથી ક્યારેય કોઈને અરુચિ નથી થતી અને ન તૃપ્તિ પણ થાય છે. આ કારણે રસની ઉત્તરોત્તર વૃદ્ધિ જ થતી રહે છે. રસની માંગ જ અંતિમ માંગ છે.

કર્તવ્ય-પરાયણતા સ્વભાવ-સિદ્ધ છે, શ્રમ-સાધ્ય નથી; કારણ, કે પોતાને માટે કાંઈ પણ નથી કરવાનું, અને એ જ કરવાનું છે, જે કરી શકીએ છીએ, જેનાંથી કોઈનું અહિત નથી. આ દૃષ્ટિએ કર્તવ્ય-પરાયણતા સહજ, સ્વાભાવિક પ્રવૃત્તિ છે, જે માનવને અસંગતાનો અધિકારી બનાવી દે છે. સ્વાભાવિક પ્રવૃત્તિ માનવને સહજ નિવૃત્તિ સાથે અભિન્ન કરી દે છે, કાર્યનાં અંતમાં સ્વતઃ વિશ્રામ પ્રાપ્ત થાય છે. પરંતુ જ્યારે માનવ વર્તમાન કર્તવ્ય-કર્મને સર્વોત્કૃષ્ટ કાર્ય નથી માનતો અને મળેલાંનો સદુપયોગ નથી કરતો, ત્યારે સર્વાંશમાં કર્તવ્ય-પરાયણતા સિદ્ધ નથી થતી, કાર્યનાં અંતમાં પણ કર્તવ્યનો ભાર બન્યો જ રહે છે. પ્રત્યેક કાર્યનો પ્રારંભ તથા અંત થાય છે. કર્તવ્યનિષ્ઠ થવાથી કર્તા કાર્યનાં આદિ અને અંતમાં ચિર-શાંતિ પામે છે, જે સમસ્ત સાધનોની ભૂમિ છે. કર્તવ્ય-પાલન માટે આવશ્યક સામર્થ્ય, અસંગતા માટે વિચારનો ઉદય તેમજ પ્રીતિની જાગૃતિ માટે અખંડ સ્મૃતિ ચિર-શાંતિમાં જ નિહિત છે. આ દૃષ્ટિએ શાંતિ સુરક્ષિત રાખવી અનિવાર્ય છે, જે વાસ્તવમાં મૂક-સત્સંગ છે.

પોતાનું કાંઈ નથી, પોતાને કાંઈ જોઈતું નથી, પોતાને માટે કાંઈ નથી

કરવાનું — આ સત્સંગ છે. અહંકૃતિ-રહિત થતાં જ ચિર-વિશ્રામની અભિવ્યક્તિ થાય છે. પણ આ રહસ્ય ત્યારે જ સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ મળેલાંનાં સદુપયોગમાં જ પોતાનો અધિકાર માને છે, સદુપયોગનાં ફળની કામના નથી રાખતો અને ન સદુપયોગ કરવાનાં સુખનો પણ ભોગ કરે છે, પરંતુ દાતાની પ્રસન્નતા, જગતનાં અધિકારની રક્ષા તેમજ કરવાનાં રાગની નિવૃત્તિ માટે જ મળેલાંનો સદુપયોગ કરી, નિશ્ચિંત થઈ જાય છે. આ જ વાસ્તવિક કર્તવ્ય-પરાયણતા છે. કરેલાંનો પ્રભાવ કર્તામાં કરવાની આસક્તિ ઉત્પન્ન કરે છે. કર્તવ્ય વિદ્યમાન રાગની નિવૃત્તિ માટે છે. કરવાથી કરવાનાં રાગને પોષિત કરવો કર્તવ્ય નથી. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે આ સત્યને અપનાવી લેવામાં આવે કે પોતાને માટે કાંઈ પણ નથી કરવાનું. 'પોતાને માટે કંઈક કરવાનું છે' — આ અસત્‌નો સંગ છે. કર્તવ્ય જગતની સેવા છે. સેવાથી માન અને ભોગ પ્રાપ્ત કરવાનો પ્રયાસ કર્તવ્યનાં રૂપમાં અકર્તવ્ય જ છે, જે સર્વથા ત્યાજ્ય છે. માન અને ભોગનું પ્રલોભન અસત્‌નાં સંગથી જ ઉત્પન્ન થાય છે, જે વિનાશનું મૂળ છે. અહંકૃતિ-રહિત થયા વિના કર્તવ્ય-પરાયણતા સિદ્ધ નથી થતી. અહંકૃતિનો અંત ત્યારે જ સંભવ છે, જ્યારે આ વાસ્તવિકતાને અપનાવી લેવામાં આવે કે વસ્તુ, યોગ્યતા, સામર્થ્યથી અતીત નિત્ય-પ્રાપ્તમાં અવિચળ આસ્થા તથા તેની શોધ પોતાને માટે છે; પણ મળેલાંનો સદુપયોગ જગત માટે છે.

જો કે કર્તવ્ય-કર્મનાં અંતમાં વિશ્રામ સ્વાભાવિક છે, પરંતુ કરવાનો રાગ તથા તેનું અભિમાન તેમજ કરેલાંની ફળાસક્તિ શ્રમ-રહિત નથી થવા દેતી. શ્રમ-રહિત થયા વિના ન તો આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ પણ થાય છે અને ન અખંડ-સ્મૃતિ તથા અસંગતા પણ પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિએ શ્રમ-રહિત થવું પ્રત્યેક માનવ માટે અનિવાર્ય છે. પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ અનિવાર્ય છે. પણ જે ન કરવું જોઈએ, તે કરવું અને જેને નથી કરી શકતાં, તેનું ચિંતન કરવું ભૂલ છે. આ ભૂલનો અંત કર્યા વિના પરિસ્થિતિનો સદુપયોગ સંભવ નથી. પરિસ્થિતિનો સદુપયોગ કર્યા વિના બધી પરિસ્થિતિઓથી અતીત વાસ્તવિક જીવન સાથે એકતા નથી થતી. આથી પ્રાપ્ત પરિસ્થિતિનું આદરપૂર્વક સ્વાગત

કરતાં રહીને તેનો સદુપયોગ કરવાનો છે.

સત્સંગ સ્વધર્મ છે, શરીર ધર્મ નહિ. આ કારણે તેનું સંપાદન 'સ્વ' દ્વારા જ સંભવ છે. તેનાં માટે કોઈ 'પર'ની અપેક્ષા નથી. શરીર, ઈન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે પર સ્વયં સત્સંગનો પ્રભાવ પડે છે. શરીર, ઈન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે દ્વારા સત્સંગ નથી થતો. પોતાનાં જ દ્વારા સત્સંગ કરવાનો છે; કારણ, કે પોતાનાંમાં જ સત્સંગની માંગ છે. શરીરનાં સંબંધથી તો મમતા, કામના વગેરે વિકારોની ઉત્પત્તિ થાય છે. આથી જો પોતાને સત્‌નો સંગ કરવો છે, તો તે ત્યારે સંભવ થશે, જ્યારે પોતાનાંમાંથી મમતા, કામના વગેરેનો ત્યાગ કરી દેવામાં આવે. જેની મમતાનો ત્યાગ કરવાનો છે, તેની વાસ્તવિકતાનો પરિચય ભલેને અપેક્ષિત હોય; પરંતુ નિર્મમ થવા માટે તેનાં સહયોગની અપેક્ષા નથી. જેની સાથે જાતીય એકતા તથા નિત્ય-સંબંધ નથી, તેનો વાસ્તવિક પરિચય અર્થાત્ યથાર્થ જ્ઞાન ત્યારે જ થશે, જ્યારે તેનાંથી અસંગતા પ્રાપ્ત થઈ જાય, જે એકમાત્ર સત્સંગથી જ સાધ્ય છે. સત્‌થી દેશ-કાળની દૂરતા નથી. જેનાથી દેશ-કાળની દૂરતા નથી, તે સ્વભાવથી જ નિત્ય-પ્રાપ્ત છે. તેનો સંગ જ સત્‌નો સંગ છે.

નિત્ય-પ્રાપ્તનો સંગ કોઈ શ્રમ-સાધ્ય પ્રવૃત્તિથી સંભવ નથી, પરંતુ તેનો સંગ ત્યારે જ થશે, જ્યારે શ્રમ-રહિત થઈ જઈએ. શ્રમ-રહિત થવા માટે નિષ્કામતા અને નિષ્કામતા માટે નિર્મમતા અનિવાર્ય છે. નિર્મમ થવા માટે કોઈ અન્યની અપેક્ષા નથી. પોતાનાં જ દ્વારા પોતાનાંમાંથી માનવ મમતાનો ત્યાગ કરી શકે છે. જેને આપણે પોતાનું માનીએ છીએ, શું તેનાં પર આપણો સ્વતંત્ર અધિકાર છે ? કદાપિ નહિ. તો પછી નિર્મમ થવામાં આપત્તિ જ શું છે ? કાંઈ નહિ. નિર્મમ થતાં જ 'પર' થી 'સ્વ' તરફ ગતિ સ્વતઃ થાય છે, જે નિત્ય-પ્રાપ્ત સાથે નિત્ય-યોગ કરાવવામાં સમર્થ છે. નિત્ય-યોગમાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે. આ દૃષ્ટિએ અસત્‌નો ત્યાગ, સત્‌નો સંગ તેમજ નિત્ય-યોગ યુગપદ્ હોય છે. અસત્‌નું જ્ઞાન જ અસત્‌નાં ત્યાગમાં હેતુ છે. જો કે અસત્‌નું જ્ઞાન માનવ-માત્રને સ્વતઃ પ્રાપ્ત છે, પરંતુ મળેલાંમાં અહં તથા મમ-બુદ્ધિ સ્વીકાર કરવાથી અસત્ સાથે તાદાત્મ્ય થઈ જાય છે અને પછી આંશિક સત્યની જિજ્ઞાસા

માત્ર જ શેષ રહે છે.

અસત્નાં સંગથી ઉત્પન્ન થયેલાં દોષોથી જ્યારે માનવ પીડિત થાય છે, ત્યારે સત્ની જિજ્ઞાસા સબળ તથા સ્થાયી થાય છે, જે જાણેલાં અસત્નાં ત્યાગની પ્રેરણા આપે છે. અસત્નો સંગ ત્યાં સુધી જ જીવિત રહે છે, જ્યાં સુધી માનવ અસત્નાં સંગ-જનિત પરિણામને સહન કરે છે, જે વાસ્તવમાં ભૂલ છે. ભૂલ પ્રાકૃતિક દોષ નથી, પરંતુ અસત્નાં સંગથી ઉત્પન્ન થાય છે. ઉત્પત્તિનો વિનાશ પ્રાકૃતિક તથ્ય છે. આ જ કારણે ભૂલ સદૈવ નથી રહી શકતી. કોઈનો નાશ જ તેની ઉત્પત્તિ સિદ્ધ કરે છે. આથી ભૂલનો નાશ થાય છે, એ કારણે તેની ઉત્પત્તિ થાય છે, એ માનવું યુક્તિયુક્ત જ છે.

હવે જો કોઈ એમ કહે કે અસત્નાં સંગથી ભૂલ ઉત્પન્ન થઈ કે ભૂલથી અસત્નો સંગ થાય છે ? આ સંબંધમાં એ સ્પષ્ટ જ છે કે મળેલી સ્વાધીનતાનાં દુરુપયોગથી જ અસત્નો સંગ થાય છે, જેને મૂળ ભૂલ પણ કહી શકીએ છીએ; પણ આ પ્રાકૃતિક નથી. પ્રાકૃતિક તથ્યમાં પરિવર્તન ભલેને થાય, પરંતુ તેનો અત્યંત અભાવ નથી થતો. ભૂલનો અત્યંત અભાવ થાય છે, એ કારણે તે પ્રાકૃતિક નથી, પરંતુ અસત્નાં સંગથી જ ઉત્પન્ન થાય છે. એ સૌને વિદિત જ છે કે સર્વાંશમાં અસત્નો સંગ સંભવ જ નથી. આથી અસત્નો સંગ કરવા છતાં પણ સત્ની માંગ શેષ રહે જ છે. અસત્નાં સંગથી ઉત્પન્ન થયેલી કામનાઓ સત્ની માંગનો નાશ નથી કરી શકતી, પરંતુ માંગની પૂર્તિ થવાથી કામનાઓ સદાને માટે મટી જાય છે. અને પછી લેશમાત્ર પણ અસત્નો સંગ નથી રહેતો, જેનાં મટતાં જ ભોગ, મોહ અને આસક્તિનો નાશ તથા યોગ, બોધ, પ્રેમની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે, જે વાસ્તવિક જીવન છે.

શ્રમ, સંયમ, સદાચાર શરીર-ધર્મ છે; તેનાં અભિમાનનો ત્યાગ સત્સંગ છે, જે એકમાત્ર વિશ્રામથી જ સાધ્ય છે. વિશ્રામ કોઈ અભ્યાસ તથા અનુષ્ઠાન નથી. તે કોઈનાં સહયોગથી સિદ્ધ નથી થતો, પણ પોતાનાં જ દ્વારા પોતાને સાધ્ય છે. વિશ્રામ-કાળમાં આગળ-પાછળનું વ્યર્થ-ચિંતન ઉત્પન્ન થાય છે; પરંતુ તેનું મૂળ કરેલાંનો પ્રભાવ, અથવા જે કરવા ચાહીએ છીએ, તેનાં સિવાય કાંઈ નથી.

વ્યર્થ-ચિંતનનો નાશ કોઈ ચિંતનથી નથી થતો, પરંતુ કેટલાક કાળ માટે દબાઈ જાય છે. આ જ કારણે માનવ સાર્થક-ચિંતન કરતો રહે છે અને વ્યર્થ-ચિંતન થતું રહે છે. 'કરવા' અને 'થવા' નું દ્વંદ્વ ત્યારે નાશ પામશે, જ્યારે વ્યર્થ-ચિંતનની ઉત્પત્તિ ન થાય. વ્યર્થ-ચિંતનનાં નાશ માટે એકમાત્ર મૂક-સત્સંગ જ અચૂક ઉપાય છે, અર્થાત્ શ્રમ-રહિત થવાનું છે.

વિશ્રામ-કાળમાં આપોઆપ થવાવાળા ચિંતનનો અનુભવ પોતાને છે, જે વાસ્તવમાં ભુક્ત-અભુક્તનો પ્રભાવ છે, બીજું કાંઈ નહિ. વ્યર્થ-ચિંતનનો અનુભવ પ્રવૃત્તિ-કાળમાં નથી થતો, પણ વિશ્રામ-કાળમાં જ થાય છે. કોઈ પણ પ્રવૃત્તિ અખંડ નથી થઈ શકતી, એ કારણે પ્રવૃત્તિનાં અંતમાં વ્યર્થ-ચિંતન થવા લાગે છે. એટલું જ નહિ, પ્રવૃત્તિથી વ્યર્થ-ચિંતન દબાય છે, મટતું નથી. વ્યર્થ-ચિંતનનો અંત એકમાત્ર સત્સંગથી જ થાય છે. પ્રવૃત્તિનો એ ભાગ, જેને કર્યા વિના કોઈ પણ પ્રકારે નથી રહી શકતાં, તેને કરવો અનિવાર્ય છે; પરંતુ પ્રવૃત્તિમાં જીવન-બુદ્ધિ રાખવી ભૂલ છે. આવશ્યક પ્રવૃત્તિ કાર્યાન્વિત થઈને નાશ થઈ જાય, પણ નવીન પ્રવૃત્તિને જન્મ ન આપે, તો પ્રવૃત્તિનાં અંતમાં સ્વતઃ આવવાવાળી નિવૃત્તિ સત્સંગમાં હેતુ છે. એ સૌને માન્ય છે કે સત્ અપ્રાપ્ત નથી. પ્રાપ્તનો સંગ નિવૃત્તિથી જ સંભવ છે; કારણ, કે પ્રવૃત્તિ-કાળમાં મળેલાં સાથે સંગ, અર્થાત્ તાદાત્મ્ય થઈ જાય છે. બસ, આ જ અસત્નો સંગ છે. આ દૃષ્ટિએ પ્રવૃત્તિનો રાગ અસત્નાં સંગને પોષિત કરે છે. જ્યાં સુધી માનવ સહજ નિવૃત્તિથી થવાવાળા સત્સંગને નથી અપનાવતો, ત્યાં સુધી પ્રવૃત્તિનો રાગ નાશ નથી થતો, જે અસત્નાં સંગને પોષિત કરે છે. 'પ્રવૃત્તિ' પ્રવૃત્તિનો રાગ મટાડવામાં ભલેને ઉપયોગી સિદ્ધ થાય, પરંતુ પ્રવૃત્તિનો રાગ તો એકમાત્ર અસત્નાં સંગનો જ પોષક છે.

બળપૂર્વક પ્રવૃત્તિનો નિરોધ નિવૃત્તિ નથી, પણ પ્રવૃત્તિ જ છે. આવશ્યક પ્રવૃત્તિનાં અંતમાં આપોઆપ આવવાવાળી નિવૃત્તિ જ વાસ્તવિક નિવૃત્તિ છે અને એ જ નિવૃત્તિથી સત્નો સંગ થાય છે. નિવૃત્તિ-કાળમાં દેહાભિમાન આપોઆપ વળી જાય છે; પરંતુ પ્રવૃત્તિની રુચિ પુનઃ દેહાભિમાનને ઉત્પન્ન કરી દે છે. આ

કારણે પ્રવૃત્તિનાં રાગનો અત્યંત અભાવ અનિવાર્ય છે, જે એકમાત્ર સત્સંગથી જ સાધ્ય છે.

આપોઆપ થવાવાળા ચિંતનથી ભયભીત થવું, અથવા તેનાથી સુખ લેવું, એ વ્યર્થ-ચિંતનને જીવિત રાખવું છે. એટલું જ નહિ, કોઈ અન્ય ચિંતનથી તેને દબાવી દેવું પણ તેનાં નાશમાં હેતુ નથી. જે થઈ રહ્યું છે, તેનો અનુભવ જેને છે, તેણે તેનાંથી અસહયોગ કરવાનો છે. પણ જ્યાં સુધી કરવાનો રાગ છે, ત્યાં સુધી કરેલાંનો પ્રભાવ ચિંતનનાં રૂપમાં ઉત્પન્ન થતો જ રહે છે. વિશ્રામ પોતાને માટે ઉપયોગી છે, તેમાં જીવન છે — આ જ મહામંત્ર છે, કરવાનાં રાગની નિવૃત્તિમાં. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ જ વિકાસની ભૂમિ છે.

જે શ્રમનો અંત વિશ્રામમાં થાય, એ જ શ્રમ ઉપયોગી છે. એ સૌને માન્ય છે કે શ્રમથી પ્રાપ્ત સામર્થ્યનો વ્યય થાય છે અને વિશ્રામ-કાળમાં જ આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ થાય છે. આ દૃષ્ટિએ વિશ્રામ જ શ્રમનાં આદિ અને અંતમાં છે. જે આદિ અને અંતમાં છે તેમાં જ જીવન છે, તે અવિનાશી છે. તેની સાથે અભિન્ન થવું એ જ સત્‌નો સંગ છે.

મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્યનાં સદ્ઉપયોગમાં જ શ્રમનું મહત્ત્વ છે અને તેનાંથી જ સુંદર સમાજનું નિર્માણ થાય છે, અર્થાત્ પારસ્પરિક એકતા સુરક્ષિત રહે છે. જો પોતાને માટે વિશ્રામ જ છે, તો બહુ જ સુગમતાપૂર્વક શ્રમ દ્વારા બીજાઓનાં અધિકારોની યથાશક્તિ રક્ષા કરી શકાય છે. જેને પોતાને માટે કંઈક કરવાનું છે, તે બીજાઓનાં અધિકારોની રક્ષા ઈમાનદારીથી કરી જ નથી શકતો. બીજાઓનાં અધિકારો તેનાં દ્વારા જ સુરક્ષિત રહે છે, જેણે પોતાને માટે વિશ્રામને જ અપનાવ્યો છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગમાં જ કર્તવ્ય-પરાયણતા નિહિત છે.

'વિશ્રામ' અકર્મણ્યતા તથા અકર્તવ્ય નથી, પણ યોગ તથા કર્તવ્ય-પરાયણતાની ભૂમિ છે. જેને પોતાને માટે કાંઈ નથી કરવાનું, તેને વાસ્તવમાં કોઈની પાસેથી કાંઈ નથી જોઈતું. આથી નિષ્કામતા પણ વિશ્રામથી જ સુરક્ષિત રહે છે. જેને કાંઈ પણ જોઈએ છે, તેનાંમાં પ્રેમની અભિવ્યક્તિ પણ નથી થતી

અને ન તે સ્વાધીનતાનું સામ્રાજ્ય પણ પામે છે, પરંતુ આસક્તિ તથા પરાધીનતામાં જ આબદ્ધ રહે છે. આ દૃષ્ટિએ વિશ્રામમાં જ વાસ્તવિક જીવન છે. **આપોઆપ થવાવાળાં વ્યર્થ-ચિંતનનો અનુભવ કરી તેનાં કારણની શોધ કરવી અત્યંત આવશ્યક છે. તેની સાથે તાદાત્મ્ય કરી લેવું સર્વથા ત્યાજ્ય છે.**

એ સ્પષ્ટ જ છે કે ચિંતનનાં રૂપમાં જે પ્રતીત થઈ રહ્યું છે, તેનું વર્તમાનમાં અસ્તિત્વ નથી; કારણ, કે ચિંતન આગળ અને પાછળ સાથે સંબંધ રાખે છે. જેનું અસ્તિત્વ જ નથી, તેનાથી ભયભીત થવું, અથવા તેનાથી સુખ લેવું, અસાવધાની સિવાય બીજું કાંઈ નથી. ભૂતકાળની ઘટનાઓ, જે ચિંતનનાં રૂપમાં પ્રતીત થાય છે, તેનાં અર્થને અપનાવવાનો છે અને ઘટનાઓનાં અસ્તિત્વને, જે વર્તમાનમાં નથી, અસ્વીકાર કરવાનું છે. કરેલી બુરાઈ ન દોહરાવવાનો નિર્ણય કરતાં જ તેનું ચિંતન નિર્જીવ થઈ જશે, અને કરેલી ભલાઈનાં અભિમાન તથા ફળાસક્તિનો ત્યાગ કરવાથી ભલાઈનું ચિંતન પણ મટી જશે, અર્થાત્ બુરાઈ ઉત્પન્ન નહિ થાય અને ભલાઈનું અભિમાન ગળી જશે; અને પછી બહુ જ સુગમતાપૂર્વક થવાવાળાં ચિંતનથી અસંગતા થઈ જશે, જેનાં થતાં જ વ્યર્થ-ચિંતન સ્વતઃ નાશ થઈ જશે અને પછી ચિર-વિશ્રામ સાથે અભિન્નતા થઈ જશે.

પ્રત્યેક કર્તવ્ય-કર્મનો સંબંધ વર્તમાન સાથે છે. આથી ભવિષ્યમાં જે કરવાનું છે, તેનું ચિંતન ત્યાં સુધી થાય છે, જ્યાં સુધી માનવ કર્તવ્યનિષ્ઠ નથી થતો અને 'વિશ્રામમાં જીવન છે' — આમાં આસ્થા નથી થતી. ચિંતનથી તેની પ્રાપ્તિ નથી થતી, જે કર્મ-સાપેક્ષ છે. અર્થાત્ ઉત્પન્ન થયેલી વસ્તુઓની પ્રાપ્તિ કર્મ-સાપેક્ષ છે, ચિંતન-સાધ્ય નથી. આ દૃષ્ટિએ વસ્તુ, વ્યક્તિ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેનું ચિંતન વ્યર્થ-ચિંતન જ છે. હવે જો કોઈ એમ કહે કે આત્મા-પરમાત્માનું તો ચિંતન કરવું પડશે ? અનાત્માનો આશ્રય લીધા વિના, શું કોઈ પણ માનવ કોઈ પ્રકારનું ચિંતન કરી શકે છે ? કાદપિ નહિ. અનાત્માથી અસંગ થવાથી આત્મસાક્ષાત્કાર તથા આત્મરતિ થાય છે, ચિંતનથી નહિ. અસંગતા અનુભવ-સિદ્ધ છે, ચિંતન-સાધ્ય નહિ. આથી આત્મ-ચિંતન અનાત્માનું તાદાત્મ્ય જ છે, બીજું કાંઈ નહિ. પરમાત્માથી દેશ-કાળની દૂરતા નથી. જે

સૌનો છે, સદૈવ છે, સર્વત્ર છે, સર્વ છે, તેની આત્મીયતા જ તેની સાથે અભિન્ન કરી શકે છે; કારણ, કે આત્મીયતા અગાધ-પ્રિયતાની જનની છે. પ્રિયતા દૂરતા, ભેદ, ભિન્નતાને રહેવા નથી દેતી, અર્થાત્ માનવને યોગ, બોધ, પ્રેમ સાથે અભિન્ન કરે છે.

'આત્મીયતા' આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસથી જ સાધ્ય છે, કોઈ અન્ય પ્રકારે નહિ. આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસની પુનરાવૃત્તિ નથી કરવી પડતી, પણ પોતાનાં જ દ્વારા સ્વીકૃતિ થાય છે. ઈન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિથી જેની પ્રતીતિ થાય છે, તેનાથી અસંગ થવું અને સાંભળેલાં આત્મા અને પરમાત્મામાં અવિચળ આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસ કરવો સત્સંગ છે, અભ્યાસ નહિ. અભ્યાસ માટે કોઈ 'પર' ની અપેક્ષા હોય છે અને સત્સંગ પોતાનાં જ દ્વારા સાધ્ય છે. આ દૃષ્ટિએ સત્સંગ 'સ્વધર્મ' તથા પ્રત્યેક અભ્યાસ 'શરીર-ધર્મ' જ છે. સ્વધર્મ તથા શરીર-ધર્મ બન્નેયનું પાલન અનિવાર્ય છે. સ્વધર્મ પોતાને માટે તથા શરીર-ધર્મ 'પર' માટે ઉપયોગી છે. યોગ, બોધ તથા પ્રેમની અભિવ્યક્તિ સ્વધર્મ, અર્થાત્ સત્સંગથી જ સાધ્ય છે.

પ્રત્યેક કર્તવ્ય-કર્મનાં આદિ અને અંતમાં સત્સંગનો સુઅવસર છે. સત્સંગ વિના કર્તવ્યની, નિજ-સ્વરૂપની તેમજ પ્રભુની વિસ્મૃતિ નાશ નથી થતી. કર્તવ્યની વિસ્મૃતિમાં જ અકર્તવ્યની ઉત્પત્તિ, નિજ-સ્વરૂપની વિસ્મૃતિમાં જ દેહાભિમાનની ઉત્પત્તિ અને પ્રભુની વિસ્મૃતિમાં જ આસક્તિઓની ઉત્પત્તિ થાય છે, જે વિનાશનું મૂળ છે. સ્મૃતિ પોતાનાંમાં આપોઆપ જાગ્રત થાય છે, તેનાં માટે કોઈ કરણની અપેક્ષા નથી. સ્મૃતિમાં જ પ્રીતિ, બોધ તથા પ્રાપ્તિ નિહિત છે. જે પ્રમાણે કાષ્ઠમાં અભિવ્યક્ત થયેલો અગ્નિ કાષ્ઠને ભસ્મીભૂત કરી દે છે, એ જ પ્રમાણે પોતાનાંમાં જ જાગ્રત સ્મૃતિ સમસ્ત દોષોને ભસ્મીભૂત કરી દે છે.

અખંડ સ્મૃતિ કોઈ શ્રમ-સાધ્ય ઉપાયથી સાધ્ય નથી, પણ વિશ્રામ, અર્થાત્ સત્સંગથી જ સાધ્ય છે. અવિનાશીનો સંગ કોઈ ઉત્પન્ન થયેલી વસ્તુનાં આશ્રયથી નથી થતો, મમતા, કામના તેમજ તાદાત્મ્યનાં નાશથી જ થાય છે, જે પોતાનાં જ દ્વારા પોતાને સાધ્ય છે.

જે ઉત્પત્તિ-વિનાશ-યુક્ત છે, તેનો આશ્રય અનુત્પન્ન અવિનાશી તત્ત્વ જ છે. અવિનાશીની માંગ માનવ-માત્રમાં સ્વભાવ-સિદ્ધ છે અને વિનાશીની મમતા, કામના ભૂલ-જનિત છે. ભૂલનો નાશ થવાથી મમતા, કામના વગેરેનો નાશ થઈ જાય છે. પછી સ્વાભાવિક માંગની પૂર્તિ સ્વતઃ થઈ જાય છે. તેનાં માટે કાંઈ કરવું નથી પડતું.

માંગની જાગૃતિથી, મમતા તથા કામનાનાં નાશથી માંગની પૂર્તિ થાય છે. આ દૃષ્ટિએ વાસ્તવિક માંગની પૂર્તિ અને મમતા, કામના વગેરેની નિવૃત્તિ અનિવાર્ય છે. આ ધ્રુવ સત્યમાં અવિચળ આસ્થા કરવાથી સત્સંગ બહુ જ સુગમતાપૂર્વક થઈ શકે છે.

ક્રિયા-જનિત સુખનું પ્રલોભન દેહાભિમાન, અર્થાત્ અસત્‌નાં સંગને પોષિત કરે છે. અસત્‌નો સંગ રહેતાં સુધી કોઈ પણ માનવને વાસ્તવિક જીવનની ઉપલબ્ધિ નથી થઈ શકતી. આ દૃષ્ટિએ અસત્‌નો ત્યાગ તથા સત્‌નો સંગ અનિવાર્ય છે. એ નિયમ છે કે જે માનવમાત્ર માટે અનિવાર્ય છે, તેની પ્રાપ્તિમાં પરાધીનતા તથા અસમર્થતા નથી. આ વૈધાનિક તથ્ય છે. આથી સત્સંગ માનવમાત્ર માટે સુલભ છે. તેનાથી નિરાશ થવું ભૂલ છે. તેનાં માટે નિત્ય-નવીન ઉત્સાહ બનાવેલો રાખવો અત્યંત આવશ્યક છે. ઉત્સાહ માનવને સજાગતા તથા તત્પરતા પ્રદાન કરે છે. ઉત્સાહ-હીન જીવન નિરાશા તરફ લઈ જાય છે, જે અવનતિનું મૂળ છે. જેની પ્રાપ્તિમાં નિરાશાની ગંધ પણ નથી, તેને માટે ઉત્સાહ સુરક્ષિત રાખવો સહજ તથા સ્વાભાવિક છે. પણ આ રહસ્ય ત્યારે જ સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ સત્સંગને પોતાનો જન્મ-સિદ્ધ અધિકાર સ્વીકાર કરે છે; કારણ, કે સત્સંગ વિના કામની નિવૃત્તિ, જિજ્ઞાસાની પૂર્તિ તેમજ પ્રેમની જાગૃતિ સંભવ નથી. કામની નિવૃત્તિમાં જ નિત્ય-યોગ તેમજ જિજ્ઞાસાની પૂર્તિમાં જ તત્ત્વ-સાક્ષાત્કાર તથા પ્રેમની જાગૃતિમાં જ અનંત રસની અભિવ્યક્તિ નિહિત છે, જે માનવ-માત્રની અંતિમ માંગ છે.

ક્રિયા-જનિત સુખ-ભોગમાં પરાધીનતા, અસમર્થતા તેમજ અભાવ નિહિત છે, જે કોઈ પણ માનવને અભીષ્ટ નથી. એટલું જ નહિ, સમસ્ત 'કર્મ'

માન અને ભોગમાં હેતુ છે. માન અને ભોગની રુચિ દેહાતીત જીવન સાથે અભિન્ન નથી થવા દેતી. દેહયુક્ત જીવનમાં સ્થાયિત્વ નથી, આ પ્રત્યેક માનવનો નિજ-અનુભવ છે. સ્થાયિત્વ-રહિત જીવન વાસ્તવિક જીવનની માંગ છે, બીજું કાંઈ નહિ. અર્થાત્ માનવનું અસ્તિત્વ 'માંગ' છે, જેની પૂર્તિ અનિવાર્ય છે. અસત્નાં સંગથી ઉત્પન્ન થયેલી કામનાઓ માનવને વાસ્તવિક માંગથી વિમુખ કરે છે, અને સત્સંગથી માંગની પૂર્તિ થાય છે.

કર્મનો સંબંધ 'પર' પ્રત્યે છે, 'સ્વ' પ્રત્યે નહિ. પોતાનાંથી ભિન્ન જે કાંઈ છે, એ જ 'પર' છે. જેને 'આ' કરીને સંબોધન કરીએ છીએ, તે પોતાનાંથી ભિન્ન છે. આ કારણે શરીર તથા સમસ્ત સૃષ્ટિ 'પર' નાં અર્થમાં જ આવે છે. શરીર અને સૃષ્ટિ પ્રત્યે જ કર્મની અપેક્ષા છે. એ કર્મ જે શરીર તથા સૃષ્ટિ માટે અહિતકર છે, તેને કરવું અસત્નો સંગ છે. અહિતકર કર્મનો ત્યાગ સત્નો સંગ છે, અર્થાત્ જે ન કરવું જોઈએ, તેને કરવું અસત્નો સંગ છે અને તેને ન કરવું સત્નો સંગ છે.

કર્મ-વિજ્ઞાનની દૃષ્ટિએ જે નહિ કરવું જોઈએ, તેને ન કરવામાં જ, જે કરવું જોઈએ, તે સ્વતઃ થવા લાગે છે. આ દૃષ્ટિએ જે કરવું જોઈએ, તે સ્વતઃ થશે. પણ જે ન કરવું જોઈએ, તેનો ત્યાગ અનિવાર્ય છે. સત્સંગ ત્યાગથી જ સાધ્ય છે. ત્યાગ સહજ તથા સ્વાભાવિક તથ્ય છે. જેવી રીતે, કાંઈ પણ કરતાં પહેલાં, 'ન કરવું' સ્વતઃ સિદ્ધ છે અને કરવાનાં અંતમાં પણ, 'ન કરવું' જ છે. જે આદિ અને અંતમાં છે, તેને અપનાવી લેવું સત્સંગ છે. પણ આનો અર્થ એ નથી કે અકર્મણ્યતા તથા આળસનું માનવ-જીવનમાં કોઈ સ્થાન છે. અકર્મણ્યતા તથા આળસ તો સર્વથા ત્યાજ્ય છે. 'સ્વ' પ્રત્યે કરવાની વાત છે જ નહિ, પર-હિતમાં જ કર્મનું સ્થાન છે. પ્રત્યેક પ્રવૃત્તિ સર્વહિતકારી સદ્ભાવનાથી જ આરંભ થાય. પ્રવૃત્તિ દ્વારા પોતાને કાંઈ પણ નથી પામવાનું — આ અનુભવ થઈ જવાથી જ કર્મ-વિજ્ઞાનની પૂર્ણતા થાય છે. કર્મ-વિજ્ઞાન એ વિજ્ઞાન છે, જે માનવને ક્રિયા-જનિત સુખ-લોલુપતાથી રહિત કરવામાં સમર્થ છે.

ક્રિયા-જનિત સુખ-લોલુપતાનો અંત થતાં જ યોગ-વિજ્ઞાનનો આરંભ થાય છે, જે એકમાત્ર સત્સંગથી જ સાધ્ય છે. યોગની અભિવ્યક્તિ માટે કોઈ

પ્રકારની પ્રવૃત્તિ અપેક્ષિત નથી, પણ મૂક-સત્સંગ જ અપેક્ષિત છે. મૂક-સત્સંગનો અર્થ કોઈ શ્રમયુક્ત માનસિક સાધન નથી, પણ અહંકૃતિ-રહિત વિશ્રામ છે. કાંઈ ન કરવાનો સંકલ્પ પણ શ્રમ છે. કર્તવ્યનાં અંતમાં આપોઆપ આવવાવાળો વિશ્રામ મૂક-સત્સંગ છે. વિશ્રામ-કાળમાં જ સાર્થક તથા નિરર્થક ચિંતનની અભિવ્યક્તિ તથા ઉત્પત્તિ થાય છે. સાર્થક-ચિંતનનો અર્થ છે — અખંડ સ્મૃતિ અને નિરર્થક ચિંતનનો અર્થ છે — ભુક્ત-અભુક્તનો પ્રભાવ. ભુક્ત-અભુક્તનાં પ્રભાવની પ્રતીતિને જ વ્યર્થ-ચિંતન, માનસિક ચંચળતા વગેરે કહે છે, જે કોઈને પણ અભીષ્ટ નથી.

પ્રાકૃતિક નિયમાનુસાર ભુક્ત-અભુક્તનાં પ્રભાવની પ્રતીતિ જો કે માનવનાં વિકાસમાં હેતુ છે, પરંતુ તેનાં વાસ્તવિક રહસ્યને ન જાણવાને કારણે આપણે આપોઆપ થવાવાળા ચિંતનને કોઈ અન્ય ચિંતન દ્વારા મટાડવાનો પ્રયાસ કરીએ છીએ, અને એ ભૂલી જઈએ છીએ કે કરેલાંનું તથા કરવાની રુચિનું પરિણામ જ તો વ્યર્થ-ચિંતન છે. જે કારણથી વ્યર્થ-ચિંતન ઉત્પન્ન થયું છે, તેનો નાશ ન કરવો અને તેનાં જ દ્વારા વ્યર્થ-ચિંતન મટાડવાનો પ્રયાસ કરવો, વ્યર્થ-ચિંતનને જ પોષિત કરવું છે.

વ્યર્થ-ચિંતનની ઉત્પત્તિ માનવને એ બોધ કરાવે છે કે ભૂતકાળમાં શું કરી ચૂક્યા છો અને ભવિષ્યમાં શું કરવા ચાહો છો; જે કરી ચૂક્યા છો તેનું પરિણામ શું છે ? જે કરવા ચાહો છો તેનું પરિણામ શું થશે ? આનાં પર વિચાર કરવાનો સુઅવસર વ્યર્થ-ચિંતન થવાથી જ મળે છે. વ્યર્થ-ચિંતનનો સદુપયોગ ન કરવો અને તેને બળપૂર્વક કોઈ ક્રિયા-વિશેષથી મટાડવાનો પ્રયાસ કરવો, પોતાનાં જ દ્વારા પોતાનો વિનાશ કરવો છે. જેમ-જેમ વ્યર્થ-ચિંતન મટાડવા માટે કોઈ ક્રિયા-વિશેષને અપનાવીએ છીએ, તેમ-તેમ વ્યર્થ-ચિંતન સબળ તથા સ્થાયી થાય છે. કરેલાંનાં પરિણામને કોઈ કર્મ દ્વારા મટાડવાનો પ્રયાસ સર્વથા વ્યર્થ જ સિદ્ધ થાય છે, અર્થાત્ વ્યર્થ-ચિંતન નાશ નથી થતું. વ્યર્થ-ચિંતનનો અંત કરવા માટે ક્રિયા-જનિત સુખ-લોલુપતાનો સર્વાંશમાં ત્યાગ અનિવાર્ય છે. એ ત્યારે જ સંભવ થશે, જ્યારે મૂક-સત્સંગ દ્વારા શાંતિની અભિવ્યક્તિ,

**વિચારનો ઉદય તેમજ અખંડ-સ્મૃતિ જાગ્રત થઈ જાય. શાંતિમાં યોગ, વિચારમાં બોધ તેમજ અખંડ-સ્મૃતિમાં અગાધ રસ નિહિત છે.**

ક્રિયા-જનિત સુખ-લોલુપતાની દાસતાનો નાશ રસની અભિવ્યક્તિ થવાથી જ થાય છે. સુખ-લોલુપતા માનવને સદૈવ પરાધીનતા, જડતા તેમજ અભાવમાં જ આબદ્ધ કરે છે. પરંતુ રસની અભિવ્યક્તિમાં પરાધીનતા, જડતા, અભાવ વગેરેની ગંધ પણ નથી. એટલું જ નહિ, પરાધીનતાથી જ ક્રિયા-જનિત સુખ ઉત્પન્ન થાય છે. જ્યારે માનવને પરાધીનતા અસહ્ય થઈ જાય છે, ત્યારે તે બહુ જ સુગમતા તેમજ સ્વાધીનતાપૂર્વક સત્સંગ કરવામાં તત્પર થાય છે. આ કેવું આશ્ચર્ય છે. જેની ઉપલબ્ધિ સ્વાધીનતાપૂર્વક થાય છે, તેનાંથી વિમુખ થવું અને જેમાં પરાધીનતા સિવાય બીજું કાંઈ નથી, તેને માટે પ્રયાસ કરવો, એ શું પોતાનાં જ દ્વારા પોતાનાં વિનાશનું આવાહ્ન નથી ?

સત્સંગની ભૂખ જાગ્રત થતાં જ સત્સંગ અત્યંત સુલભ થઈ જાય છે, તેનાંથી નિરાશ થવું ભૂલ છે. જે મૌજુદ છે, તેનો સંગ ન કરવો અને જે નથી, તેની પાછળ દોડવાનો પ્રયાસ કરવો, શું પ્રાપ્ત સામર્થ્યનો દુર્વ્યય નથી ? અર્થાત્ અવશ્ય છે.

એ અનુભવ સિદ્ધ છે કે પ્રતીતિ તરફ પ્રવૃત્તિ ભલેને થાય, પરંતુ પરિણામમાં પ્રાપ્તિ કાંઈ નથી. પ્રવૃત્તિનાં અંતમાં આપોઆપ આવવાવાળી નિવૃત્તિ જ મૂક-સત્સંગ છે. એ નિવૃત્તિને સુરક્ષિત રાખવી અનિવાર્ય છે. એ ત્યારે જ સંભવ થશે, જ્યારે 'પોતાને માટે કાંઈ પણ કરવાનું નથી, પણ સેવા, ત્યાગ, પ્રેમમાં જ જીવન છે' — આમાં કોઈ પણ પ્રકારનો વિકલ્પ ન હોય.

પ્રવૃત્તિનું આકર્ષણ પરાધીનતાને જન્મ આપે છે. પ્રવૃત્તિઓનું ઉદ્ગમ દેહાભિમાન સિવાય બીજું કાંઈ નથી. દેહાભિમાનની ઉત્પત્તિ ભૂલ-જનિત છે, જેની નિવૃત્તિ મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

મૂક-સત્સંગ સ્વાભાવિક છે; પણ આ રહસ્ય ત્યારે જ સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ કરવાનાં રાગથી રહિત થઈ જાય, જે થઈ રહ્યું છે, તેનાંથી અસહયોગ કરી લે તથા જે 'છે', તેમાં અવિચળ આસ્થા કરી નિશ્ચિંત થઈ જાય.

નિશ્ચિંતતા આવતાં જ ‘છે’ સાથે યોગ, તેનો બોધ તેમજ તેનાં પ્રેમની પ્રાપ્તિ સ્વતઃ થાય છે. મૂક-સત્સંગ વિના યોગ, બોધ તથા પ્રેમની અભિવ્યક્તિ સંભવ નથી. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ માનવ-માત્ર માટે અનિવાર્ય છે.

પ્રત્યેક કાર્યનાં આદિ અને અંતમાં મૂક-સત્સંગ સ્વતઃ થાય છે, તેને સુરક્ષિત રાખવો અત્યંત આવશ્યક છે. કર્તા, કર્મ અને ફળ — આ ત્રણેયમાં જાતીય એકતા છે. ક્રિયા-જનિત રાગની નિવૃત્તિ થવાથી કર્તા ‘જિજ્ઞાસુ’ તથા ‘ભક્ત’ થઈ જાય છે; કારણ, કે તેનાંથી વાસ્તવિકતાની શોધ તેમજ પોતાનાં નિર્માતામાં આસ્થા ઉદિત થાય છે. વાસ્તવિકતાની શોધ સ્વતઃ કર્મફળનાં રાગથી રહિત કરી દે છે; કારણ, કે કોઈ પણ કર્મનું ફળ અવિનાશી જીવન નથી, જે માનવની સ્વાભાવિક માંગ છે. જિજ્ઞાસાની તીવ્ર જાગૃતિ માનવને પરાધીનતા-જનિત સુખ-લોલુપતાથી રહિત કરી દે છે. આ દૃષ્ટિએ જિજ્ઞાસાની જાગૃતિ વિકાસની જનની છે. કર્મ-વિજ્ઞાન માનવને ક્રિયા-જનિત સુખ-લોલુપતાથી રહિત થવાની પ્રેરણા આપે છે અને નિત્ય-યોગ સાથે અભિન્ન કરે છે. પરંતુ જ્યાં સુધી માનવ કરવાનાં રાગથી રહિત નથી થતો, ત્યાં સુધી ન તો તે કર્તવ્યનિષ્ઠ જ થઈ શકે છે અને ન વ્યર્થ-ચિંતનથી પણ છૂટકારો પામે છે.

વ્યર્થ-ચિંતનની ઉત્પત્તિ ન ચાહવા છતાં સ્વતઃ થાય છે. એ નિયમ છે કે પ્રત્યેક ઉત્પત્તિનો વિનાશ આપોઆપ થાય છે. આ કારણે વ્યર્થ-ચિંતનનો સદુપયોગ કરવાનો છે, તેનાથી ભયભીત નથી થવાનું. પોતાનાં સંબંધમાં વિચાર કરવાનો અવસર વ્યર્થ-ચિંતન થવાથી જ મળે છે. વ્યર્થ-ચિંતન થઈ રહ્યું છે, કરવામાં નથી આવી રહ્યું. ન કરવાની સ્થિતિમાં જ તેની સ્પષ્ટ પ્રતીતિ થાય છે. તેની સાથે તદ્‌રૂપ થઈ જવું ભૂલ છે. વ્યર્થ-ચિંતનથી વર્તમાન વસ્તુસ્થિતિનો પરિચય થાય છે, જેનાં થવાથી માનવ પોતાની માંગ તથા દાયિત્વને સારી રીતે અનુભવ કરી શકે છે.

એ નિયમ છે કે દાયિત્વ પૂરું કરવાથી માંગની પૂર્તિ થાય છે અને માંગનાં સ્પષ્ટ દર્શન થવાથી દાયિત્વનું જ્ઞાન સ્વતઃ થાય છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ માનવને સાધનનિષ્ઠ બનાવીને લક્ષ્યની પ્રાપ્તિ કરાવવામાં સમર્થ છે.

શોધ તથા આસ્થા બન્નેય પ્રકારે માનવ સત્સંગ કરી શકે છે. આસ્થા સદૈવ સાંભળેલાંમાં થાય છે અને સંદેહ જોયેલાં પર થાય છે. એક જ દશ્યને અનેક દષ્ટિઓથી જોવામાં આવે છે. દષ્ટિ-ભેદ હોવાથી દશ્યનાં પરિચયમાં અંતર થઈ જાય છે. પરંતુ જોવાની રુચિમાં જ દશ્યનું આકર્ષણ રહે છે. જોવાની રુચિ ત્યાં સુધી રહે છે, જ્યાં સુધી માનવ પોતાની વાસ્તવિક માંગથી અપરિચિત રહે છે. વાસ્તવિક માંગ બીજરૂપે વિદ્યમાન છે. તેનું સ્પષ્ટ દર્શન જોયેલાં, કરેલાંનાં પ્રભાવથી રહિત થવાથી જ થાય છે. જોયેલું મળ્યું નહિ, કરેલાંનું પરિણામ ગમતું નથી, ત્યારે માનવ વિવશ થઈને સાંભળેલાંમાં આસ્થા કરે છે. સાંભળેલાંની અવિચળ 'આસ્થા' શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક આત્મીયતા પ્રદાન કરે છે. સાંભળેલાંની આત્મીયતા તથા જોયેલાંથી વિમુખતા દઢ થવાથી નિત્ય-યોગ, બોધ તથા પ્રેમની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે.

ક્રિયા-જનિત રાગનો નાશ થવાથી મળેલાંનો સદુપયોગ અને જોયેલાંથી અસંગતા થાય છે, જેનાં થતાં જ પોતાનાંમાં જ પોતાનાં પ્રેમાસ્પદને પામીને માનવ કૃતકૃત્ય થઈ જાય છે. આ દષ્ટિએ માનવમાત્રે મળેલાંનો સદુપયોગ કરવો, જોયેલાંથી અસંગ થવું તેમજ સાંભળેલાં પ્રભુમાં આત્મીયતા સ્વીકાર કરવી અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

નિસ્સંદેહતા વિના ચેનથી ન રહેવાથી જ વાસ્તવિક જિજ્ઞાસા જાગ્રત થાય છે. અને 'પોતાનાં પ્રકાશક તથા આશ્રયની આત્મીયતા જ પોતાનું સર્વસ્વ છે' — આ નિષ્ઠા જ માનવને ભક્ત બનાવી દે છે. જિજ્ઞાસુ 'જિજ્ઞાસા' થઈને પરમ-તત્ત્વ સાથે અભિન્ન થાય છે અને ભક્ત 'ભક્તિ' થઈને પોતાનાં પ્રેમાસ્પદને નિત્ય-નવીન રસ પ્રદાન કરે છે. પણ મૂક-સત્સંગ વિના નિસ્સંદેહતા તથા ભક્તિની ભૂખ જાગ્રત નથી થતી. સંદેહ-યુક્ત જીવનમાં જ માન તથા ભોગની રુચિ જીવિત રહે છે અને નિસ્સંદેહતામાં જ યોગ, બોધ તથા પ્રેમની પ્રાપ્તિ થાય છે. આ દષ્ટિએ સંદેહ-રહિત થવું અનિવાર્ય છે.

કર્તવ્ય-પરાયણતા, અસંગતા તેમજ આત્મીયતાની અભિવ્યક્તિ માટે મૂક-સત્સંગ જ અચૂક ઉપાય છે; કારણ, કે જેને પોતાને માટે કાંઈ નથી કરવાનું

તેનાંમાં જ કર્તવ્ય-પરાયણતા ઉદિત થાય છે અને જે પોતાનાંમાં પોતાનું કરીને કાંઈ નથી પામતો તથા જેને કાંઈ નથી જોઈતું, તેને જ અસંગતા પ્રાપ્ત થાય છે તેમજ જેણે અન્ય વિશ્વાસનો અંત કરી કેવળ સાંભળેલાં પ્રભુમાં જ અવિચળ આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસને અપનાવ્યો છે, તેને જ આત્મીયતા પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ સમસ્ત સાધનોની ભૂમિ છે.

અસત્‌નાં સંગનાં પ્રભાવથી પરાધીનતામાં જીવન-બુદ્ધિ ઉત્પન્ન થાય છે; પરંતુ સત્‌નાં સંગથી સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ થાય છે. પ્રાકૃતિક નિયમાનુસાર સંગનો પ્રભાવ સ્વતઃ થાય છે અને માનવ સંગ વિના પોતાને ક્યારેય નથી પામતો, અર્થાત્ કોઈ-ને-કોઈનો આશ્રય માનવમાં રહે જ છે. જો એ સત્‌નો આશ્રય અપનાવી લે, તો બહુ સુગમતાપૂર્વક નિશ્ચિંતતા, નિર્ભયતા તેમજ પ્રિયતાને પ્રાપ્ત કરી કૃતકૃત્ય થઈ જાય છે. અને અસત્‌નાં આશ્રયથી ચિંતા, ભય તથા અનેક પ્રકારની આસક્તિઓમાં આબદ્ધ થાય છે. આ દૃષ્ટિએ સંગનો કેટલો પ્રભાવ હોય છે — એ માનવમાત્ર માટે વિચારણીય વિષય છે.

સત્સંગ વિના કોઈ પણ પ્રકારે કોઈ પણ માનવ નિશ્ચિંતતા, નિર્ભયતા તેમજ પ્રિયતા સાથે અભિન્ન નથી થઈ શકતો, અર્થાત્ સાધનનિષ્ઠ નથી થઈ શકતો. નિશ્ચિંતતામાં જ આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ તથા તેનો સદ્ુપયોગ નિહિત છે. ભય-રહિત થયા વિના કોઈ પણ પરમ-શાંતિ નથી પામતો. શાંતિ વિના નિત્ય-યોગની અભિવ્યક્તિ નથી થતી. પ્રિયતામાં જ રસની અભિવ્યક્તિ થાય છે. આ કારણે માનવમાત્રે નિશ્ચિંતતા, નિર્ભયતા તેમજ પ્રિયતા સાથે અભિન્ન થવું અનિવાર્ય છે, જે એકમાત્ર સત્સંગથી જ સાધ્ય છે.

અસત્‌નાં સંગથી જ માનવ નિર્વિકારતા, શાંતિ તેમજ સ્વાધીનતાથી વિમુખ થઈ ગયો છે. એટલું જ નહિ, અસત્‌નાં સંગે જ માનવને અનેક આસક્તિઓમાં આબદ્ધ કરી દીધો છે. સમસ્ત નિર્બળતાઓ અસત્‌નાં સંગનું જ પરિણામ છે. આ કારણે અસત્‌નાં સંગનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી.

પ્રાકૃતિક નિયમાનુસાર જે કાંઈ થઈ રહ્યું છે, તેમાં કાંઈ ક્ષતિ નથી થતી. ક્ષતિનું મૂળ, પોતાની ભૂલ, અર્થાત્ અસત્‌નો સંગ છે. જો માનવ ઉત્પન્ન થયેલી

વસ્તુઓનો આશ્રય ન અપનાવે, તો વસ્તુઓ સ્વયં કોઈ પ્રકારનાં વિકારને ઉત્પન્ન નથી કરી શકતી. એટલું જ નહિ, તેનાં સદુપયોગથી પણ કોઈ વિકાર ઉત્પન્ન નથી થતો. પણ પ્રમાદવશ વસ્તુઓનો આશ્રય લેવો અને તેનો દુરુપયોગ કરવો એ માનવમાં અનેક દોષો ઉત્પન્ન કરે છે. વસ્તુઓ સ્વરૂપથી ભલે જેવી પણ હોય, પણ તેનો આશ્રય તથા દુરુપયોગ અસત્ છે. તેનાં જ ત્યાગનું માનવ પર દાયિત્વ છે. મૂળ વસ્તુઓનાં ઉત્પાદનનું સામર્થ્ય કોઈ માનવમાં નથી. તેનો સદુપયોગ તથા દુરુપયોગ જ માનવ કરી શકે છે. તેનો દુરુપયોગ અસત્‌નો સંગ છે, જે સર્વથા ત્યાજ્ય છે.

વસ્તુઓનો આશ્રય લેવાથી વસ્તુઓ સુરક્ષિત રહેશે — એવો પ્રાકૃતિક નિયમ નથી અને આશ્રય ત્યાગ કરતાં જ તેનો ઉપયોગ નહિ થઈ શકે — એવું પણ વિધાન નથી. આશ્રય લેવાથી જ વસ્તુઓની દાસતા ઉત્પન્ન થાય છે, જે માનવને પરાધીનતા, જડતા તેમજ અભાવમાં આબદ્ધ કરે છે. આશ્રય તેનો જ સાર્થક છે, જે અવિનાશી છે. આ દૃષ્ટિએ વસ્તુઓનાં સદુપયોગનું તો માનવ-જીવનમાં સ્થાન છે, પણ તેનો આશ્રય તો સર્વથા ત્યાજ્ય જ છે. વસ્તુઓનાં આશ્રયે જ સંગ્રહની રુચિ તથા અપ્રાપ્તનું ચિંતન તેમજ તેનાં દુરુપયોગની વૃત્તિને જન્મ આપ્યો છે, જે વિનાશનું મૂળ છે. ઉત્પન્ન થયેલી વસ્તુઓનો આશ્રય મટતાં જ અનુત્પન્ન-તત્ત્વનો આશ્રય સ્વતઃ થઈ જાય છે, જે વાસ્તવમાં સત્સંગ છે. આ દૃષ્ટિએ સંયોગને નિત્ય-યોગમાં પરિણત કરવાનું સામર્થ્ય એકમાત્ર સત્સંગમાં જ નિહિત છે. સત્સંગ એક એવો અનુપમ પ્રયોગ છે, જે વર્તમાનમાં જ સાધ્ય છે અને પોતાનાં જ દ્વારા સંભવ છે. તેને માટે ભવિષ્યની આશા તથા 'પર' ની અપેક્ષા નથી. તેનાંથી વિમુખ થવા સમાન બીજી કોઈ અસાવધાની નથી.

સત્સંગ અને તેનું ફળ યુગપદ્ હોય છે, અર્થાત્ સત્‌નો સંગ કરતાં જ સ્વતઃ સમસ્ત સાધનોની અભિવ્યક્તિ થાય છે. આથી સત્સંગ જ વાસ્તવમાં માનવનો પોતાનો પુરુષાર્થ છે. તેનો અધિકાર તેને જન્મ-સિદ્ધ પ્રાપ્ત છે. સત્સંગથી જેની પ્રાપ્તિ થાય છે, તેની પ્રાપ્તિ કોઈ અન્ય પ્રકારે નથી થતી. આ દૃષ્ટિએ સત્સંગનો ત્યાગ કરવો એ પોતાનાં વાસ્તવિક જીવનથી વિમુખ થવું છે.

આથી સત્સંગ અદ્વિતીય ઉપાય છે. આ અદ્વિતીય-અનુપમ ઉપાયને ન અપનાવવો એ પોતાનાં જ દ્વારા પોતાનો સર્વનાશ કરવો છે.

માનવ આશ્રય-રહિત નથી હોતો. સત્‌નાં આશ્રયથી તે યોગ, બોધ, પ્રેમને પ્રાપ્ત કરી કૃતકૃત્ય થાય છે અને અસત્‌નાં આશ્રયથી ભોગ, મોહ અને આસક્તિમાં આબદ્ધ થાય છે. અસત્‌નું જ્ઞાન તથા સત્‌ની આસ્થા માનવમાત્રમાં બીજરૂપે વિદ્યમાન છે. મૂક-સત્સંગથી અસત્‌નું જ્ઞાન સ્પષ્ટ થઈ જાય છે અને સત્‌ની આસ્થા સજીવ થાય છે. અસત્‌નાં જ્ઞાનમાં જ અસત્‌નાં ત્યાગનું સામર્થ્ય નિહિત છે, અર્થાત્ અસત્‌નું જ્ઞાન તથા સત્‌નો સંગ યુગપદ્ હોય છે. આસ્થાની સજીવતા, શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક સત્‌માં આત્મીયતા પ્રદાન કરી અસત્‌નો ત્યાગ કરાવી દે છે. વિચાર-પથથી અસત્‌નાં ત્યાગથી સત્‌નો સંગ થાય છે.

મૂક-સત્સંગથી વિસ્મૃતિ નાશ થાય છે, જેનાં થતાં જ વાસ્તવિકતાનો બોધ, કર્તવ્ય-પરાયણતા અને અગાધ પ્રિયતા સ્વતઃ જાગ્રત થાય છે. વિસ્મૃતિએ જ માનવને દેહાભિમાન, અકર્તવ્ય તેમજ આસક્તિમાં આબદ્ધ કરી દીધો છે, એ કારણે વિસ્મૃતિનો અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

અહંકૃતિપૂર્વક નિવૃત્તિ પણ મૂક-સત્સંગ નથી. આવશ્યક પ્રવૃત્તિનાં અંતમાં સ્વતઃ આવવાવાળી નિવૃત્તિ મૂક-સત્સંગ છે. કર્તવ્ય-પથની દૃષ્ટિએ પણ કર્તવ્યનો અંત મૂક-સત્સંગમાં જ થાય છે. પણ ક્યારે ? જ્યારે માનવ ફલાસક્તિ-રહિત થઈ જાય. વિચાર-પથ, અર્થાત્ નિજ-અનુભવનો આદર કરવાથી પણ મૂક-સત્સંગ સિદ્ધ થાય છે. વિશ્વાસ-પથની દૃષ્ટિએ શરણાગત થવાથી પણ મૂક-સત્સંગ સિદ્ધ થાય છે અને મૂક-સત્સંગથી બધા પથ સ્વતઃ સિદ્ધ થાય છે, અર્થાત્ મૂક-સત્સંગથી જ સમસ્ત સાધનોની અભિવ્યક્તિ થાય છે અને બધા શ્રમ-સાધ્ય પ્રયોગો મૂક-સત્સંગમાં જ વિલીન થાય છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ આદિમાં પણ છે અને અંતમાં પણ. એ સૌને માન્ય છે કે સજાગતા સદૈવ શાંતિમાં જ નિહિત છે. એ કારણે શાંતિથી જ સર્વતોમુખી વિકાસ આરંભ થાય છે. આથી પ્રત્યેક માનવે શાંતિનું સંપાદન અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-

સત્સંગથી જ સાધ્ય છે.

એ સૌને માન્ય હશે કે અહંકૃતિ-રહિત થયા વિના વિશ્રામ નથી મળતો. વિશ્રામ વિના સામર્થ્યની અભિવ્યક્તિ નથી થતી. સામર્થ્યની અભિવ્યક્તિમાં જ લક્ષ્યની પ્રાપ્તિ નિહિત છે. અસમર્થતા માનવને પરાધીનતામાં આબદ્ધ કરે છે. અસમર્થતાનો અંત કોઈ પરિસ્થિતિથી સંભવ નથી; કારણ, કે પ્રત્યેક પરિસ્થિતિ સ્વભાવથી જ અપૂર્ણ છે. કોઈ-ને-કોઈ પ્રકારનો અભાવ પ્રત્યેક પરિસ્થિતિમાં રહે જ છે. કૃતિનું મહત્ત્વ પરિસ્થિતિનાં સદુપયોગમાં છે. પરિસ્થિતિનો સદુપયોગ જીવનનાં એક ભાગમાં છે, સમસ્ત જીવનમાં નહિ.

પરિસ્થિતિઓનો આશ્રય તથા પ્રકાશક જે 'છે' તેમાં અવિચળ આસ્થા અને પરિસ્થિતિઓથી અતીતનાં જીવનની શોધ કરવી પ્રત્યેક માનવ માટે અનિવાર્ય છે. અહંકૃતિ-રહિત થતાં જ આસ્થા તથા શોધ સ્વતઃ ઉદિત થાય છે. પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવાનો છે, પરંતુ કોઈ પણ પરિસ્થિતિમાં જીવન-બુદ્ધિ નથી રાખવાની. પરિસ્થિતિઓનાં પરિવર્તનનું જ્ઞાન માનવને છે. જેનાં પરિવર્તનનું જ્ઞાન છે, તે તેનું જીવન નથી. આથી કોઈ પણ પરિસ્થિતિ જીવન નથી હોઈ શકતી. જીવનની માંગ જીવનનાં અસ્તિત્વને સિદ્ધ કરે છે. આ દૃષ્ટિએ જીવન છે અને તેની પ્રાપ્તિ થાય છે. તેનાથી નિરાશ થવું, તેમાં અવિચળ આસ્થા ન કરવી તથા તેની શોધ ન કરવી અસત્‌નો સંગ છે. આથી મૂક-સત્સંગથી અસમર્થતાનો અંત તથા સામર્થ્યની અભિવ્યક્તિ થવાથી જ લક્ષ્યની પ્રાપ્તિ થાય છે.

શ્રમ અને વિશ્રામ બન્નેય જીવનનાં આવશ્યક અંગ છે. પરંતુ શ્રમનો સંબંધ સૃષ્ટિ સાથે છે. સમસ્ત ચેષ્ટાઓ વ્યક્તિગત હોવા છતાં પણ કોઈ-ને-કોઈ દૃષ્ટિએ સમસ્ત સૃષ્ટિ સાથે સંબંધ રાખે છે. પણ આ વાત ત્યારે જ સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ પોતાનાં જ દ્વારા પોતાની ચેષ્ટાઓનું વિશ્લેષણ કરે છે. જે કોઈએ જે કાંઈ કરવાનું છે, તેનો સંબંધ 'પર' સાથે થાય જ છે, અર્થાત્ અનેક ચેષ્ટાઓ સાથે મળીને કાર્યની સિદ્ધિનું સંપાદન થાય છે. એવી કોઈ ચેષ્ટા હોઈ જ નથી શકતી, જેનો સંબંધ કેવળ તેની જ સાથે હોય, જેણે ચેષ્ટા આરંભ કરી છે. કાર્યની

સિદ્ધિ એક-બીજાનાં સહયોગમાં જ નિહિત છે. આથી એ જ કરવું સાર્થક સિદ્ધ થશે, જેનો આરંભ પર-હિતથી થાય. પર-હિતમાં રતિ ત્યારે જ થાય છે, જ્યારે માનવ કોઈ-ને-કોઈ દૃષ્ટિએ સૌની સાથે એકતા સ્વીકાર કરે. સૌની સાથે એકતા સ્વીકાર કરવી સત્સંગ છે; કારણ, કે સમસ્ત સૃષ્ટિ એક છે, તેની સાથે વ્યક્તિગત વિભાજન સ્વરૂપથી સંભવ નથી. અનેક બાહ્ય ભેદો હોવાં છતાં પણ એકતા છે જ. જો એવું ન હોય, તો પ્રત્યેક કર્મનો સંબંધ સમસ્ત વિશ્વ સાથે સંભવ જ ન હોત અને સંગઠન વિના કર્મનો આરંભ જ ન થઈ શકેત.

આથી એ સ્પષ્ટ જ છે કે અનેકતાનાં મૂળમાં એકતા સ્વતઃ સિદ્ધ છે. એ એકતાની વિસ્મૃતિ અસત્‌નો સંગ છે, જે અકર્તવ્યમાં હેતુ છે. કર્તવ્ય અને અકર્તવ્યનો નિર્ણય સત્સંગથી જ સાધ્ય છે. સૌની સાથે આદરપૂર્વક રહેવા માટે એ આવશ્યક છે કે કોઈ એવું કાર્ય ન કરવામાં આવે, જે કોઈને માટે પણ અહિતકર હોય. સર્વહિતકારી પ્રવૃત્તિનું ઉદ્‌ગમ સત્સંગ જ છે. જે કોઈને માટે પણ અહિતકર છે, તેને કરવાનો અધિકાર માનવને નથી. જે કરવાનો અધિકાર નથી, તે ન કરવું જ અસત્‌નો ત્યાગ તથા સત્‌નો સંગ છે.

ભૌતિકવાદની દૃષ્ટિએ સમસ્ત સૃષ્ટિ એક હોવાથી 'સૌ આપણાં છે' — આ સંબંધ સ્વીકાર કરવો સત્સંગ છે. અધ્યાત્મવાદની દૃષ્ટિએ સમસ્ત સૃષ્ટિથી અસંગ થવું સત્સંગ છે અને આસ્તિકવાદની દૃષ્ટિએ શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક પ્રભુમાં આત્મીયતા સ્વીકાર કરવી સત્સંગ છે.

સૌને પોતાનાં સ્વીકાર કરતાં જ સર્વાત્મ-ભાવ અર્થાત્ વિશ્વ-પ્રેમની અભિવ્યક્તિ થાય છે, જેનાં થતાં જ કર્તવ્ય-પરાયણતાની અભિવ્યક્તિ અને ઉદારતાની જાગૃતિ સ્વતઃ થાય છે. ઉદારતામાં કરુણા તથા પ્રસન્નતા નિહિત છે, જે માનવને સુખ-લોલુપતાથી રહિત કરી સેવાનાં રસ સાથે અભિન્ન કરે છે.

નિર્મમતા, નિષ્કામતાપૂર્વક અસંગ થતાં જ માનવ દેહાભિમાન-રહિત થઈને સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ પામે છે અને અમરત્વ સાથે અભિન્ન થઈ, કૃતકૃત્ય થાય છે; તથા પરાધીનતા શેષ નથી રહેતી અને પછી સ્વતઃ અખંડ રસની અભિવ્યક્તિ થાય છે.

એ સૌને વિદિત છે કે પોતાનાંમાં પોતાની પ્રિયતા સ્વતઃ હોય છે. આથી જ્યારે માનવ પોતાને પ્રભુનો અને પ્રભુને પોતાનાં સ્વીકાર કરે છે, ત્યારે સ્વતઃ અગાધ-પ્રિયતાથી ઉદિત અનંત રસની અભિવ્યક્તિ થાય છે. વાસ્તવિકતા સાતે ભેદ અથવા અભેદ-ભાવથી સંબંધ સ્વીકાર કરવો એ જ સત્સંગ છે. સત્સંગથી માનવ સુખની દાસતા તથા દુઃખનાં ભયથી રહિત થઈ, રસથી પરિપૂર્ણ થાય છે, જે સ્વભાવથી જ માનવમાત્રની વાસ્તવિક માંગ છે. કાંઈ પણ કરતાં પહેલાં જો સત્સંગ દ્વારા માનવ પોતાનાં લક્ષ્યનાં સંબંધમાં સંદેહ-રહિત થઈ જાય છે, તો પછી બહુ જ સુગમતાપૂર્વક શ્રમ અને વિશ્રામની વાસ્તવિકતાને સારે રીતે અનુભવ કરી લે છે. શ્રમની મહત્તા પર-સેવામાં જ નિહિત છે અને વિશ્રામ પોતાને માટે ઉપયોગી સિદ્ધ થાય છે. જેને પોતાને માટે કાંઈ પણ કરવાનું શેષ નથી, એ જ વિશ્વ-પ્રેમ, આત્મરતિ તથા પ્રભુ-પ્રેમથી પરિપૂર્ણ થાય છે, જે વાસ્તવિક જીવન છે.

એ માનવમાત્રનો અનુભવ છે કે તે પોતાનાંમાં શ્રમ તથા વિશ્રામ બન્નેયની આવશ્યકતા અનુભવ કરે છે. પરંતુ મૂક-સત્સંગ વિના શ્રમ અને વિશ્રામની વાસ્તવિકતાથી અપરિચિત રહે છે. મોટામાં મોટો શ્રમી, શું વિશ્રામ વિના રહી શકે છે ? કદાપિ નહિ. જેમણે વિશ્રામનાં મહત્ત્વને નથી જાણ્યું, તેઓ સ્વપ્ન તથા સુષુપ્તિ દ્વારા વર્તમાન પરિસ્થિતિથી અસંગ થાય છે. આથી એ સ્પષ્ટ જ છે કે પ્રવૃત્તિનું પરિવર્તન તથા પ્રવૃત્તિની નિવૃત્તિ અનિવાર્ય છે. જાગ્રત અને સ્વપ્નમાં કોઈ પણ સદૈવ નથી રહી શકતું. બન્નેથી અતીત સુષુપ્તિ પ્રત્યેક માનવને આવશ્યક છે. પરંતુ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ — ત્રણેય અવસ્થાઓ દેહાભિમાનને આશ્રિત જ થાય છે. દેહાભિમાન-રહિત થયા વિના જાગ્રત-સુષુપ્તિ, જે વાસ્તવમાં મૂક-સત્સંગથી સાધ્ય છે, ઉપલબ્ધ નથી થતી અને તેનાં વિના વિશ્રામ સજીવ નથી થતો.

'શ્રમ જ જીવન છે' — આ ત્યાં સુધી પ્રતીત થાય છે, જ્યાં સુધી વાસ્તવિક વિશ્રામ અપ્રાપ્ત છે. શ્રમ વિશ્રામ માટે જ ઉપયોગી છે અને વિશ્રામથી જ આવશ્યક સામર્થ્ય મળે છે, જેથી શ્રમ સિદ્ધ થાય છે, અર્થાત્ શ્રમ દ્વારા પ્રાપ્ત

સામર્થ્યનો સદ્વ્યય અને વિશ્રામથી આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ થાય છે. શ્રમનું મહત્ત્વ પર-પીડાથી પીડિત થઈને પ્રાપ્ત સામર્થ્યનાં સદ્વ્યયમાં છે. પણ શ્રમ દ્વારા પોતાને કાંઈ નથી મળી શકતું, આ વાસ્તવિક તથ્ય છે. શ્રમ વિશ્રામની તૈયારી છે. જ્યારે માનવ એ સારી રીતે અનુભવ કરી લે છે કે શ્રમ પોતાને માટે નથી, પણ વિશ્રામ જ પોતાને માટે છે, ત્યારે તે બહુ જ સુગમતાપૂર્વક અસંગતા તથા આત્મીયતાથી પરમ-શાંતિ, સ્વાધીનતા તેમજ પ્રેમથી પરિપૂર્ણ થઈ, કૃતકૃત્ય થઈ જાય છે. શાંતિ, સ્વાધીનતા તથા પ્રેમમાં જ વાસ્તવિક જીવન નિહિત છે.

જો શ્રમી શ્રમનાં અંતમાં વિશ્રામ નથી પામતો, તો સમજવું જોઈએ કે શ્રમ વિધિવત્ નથી કર્યો અને સર્વહિતકારી પ્રવૃત્તિ સ્વતઃ નથી થતી, તો માનવું જોઈએ કે વાસ્તવિક વિશ્રામ નથી મળ્યો. સર્વહિતકારી પ્રવૃત્તિમાં જ શ્રમની પૂર્ણતા છે. વિશ્વ-પ્રેમ તથા પર-પીડાને અપનાવ્યા વિના કર્તવ્ય-પરાયણતા નથી આવતી, જે એકમાત્ર સત્સંગથી જ સાધ્ય છે. જો કે અસત્નું જ્ઞાન માનવમાં બીજ-રૂપે વિદ્યમાન છે, પરંતુ મૂક-સત્સંગ વિના અસત્થી અસંગતા અને સત્ સાથે અભિન્નતા નથી થતી. સત્ અસત્નું પ્રકાશક છે, નાશક નહિ. પણ સત્નો સંગ માનવને અસત્થી અસંગ તથા સત્ સાથે અભિન્ન કરવામાં સમર્થ છે. આ દૃષ્ટિએ સત્નો સંગ સત્થી પણ વધારે મહત્ત્વપૂર્ણ છે. અસત્થી અસંગ થતાં જ, અસત્નો નાશ અને સત્ સાથે અભિન્નતા સ્વતઃ થાય છે, આ દાર્શનિક તથ્ય છે. પરંતુ અસત્થી અસંગ થતાં જ, અસત્નો પ્રભાવ મટી જાય છે અને સત્નો સંગ થતાં જ, તેનાં પ્રભાવની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે, અર્થાત્ અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ સત્સંગમાં જ નિહિત છે.

જે પ્રમાણે શરીરનું પ્રત્યેક અવયવ ભિન્ન-ભિન્ન પ્રતીત થવા છતાં પણ વાસ્તવમાં શરીરથી અભિન્ન છે, એ જ પ્રમાણે સૃષ્ટિની પ્રત્યેક વસ્તુ ભિન્ન-ભિન્ન હોવા છતાં પણ સૃષ્ટિ સાથે અભિન્ન છે. આ દૃષ્ટિએ પ્રત્યેક માનવની સમસ્ત સૃષ્ટિ સાથે એકતા છે. આ તથ્યમાં આસ્થા કરવાથી બહુ જ સુગમતાપૂર્વક સાર્થક શ્રમની અભિવ્યક્તિ થાય છે, જે સુંદર સમાજનાં નિર્માણ અને વિશ્વ-પ્રેમની

અભિવ્યક્તિમાં હેતુ છે. જે પ્રવૃત્તિઓથી સુંદર સમાજનું નિર્માણ તથા વિશ્વ-પ્રેમની અભિવ્યક્તિ નથી થતી, તે પ્રવૃત્તિઓની ઉત્પત્તિ અસત્‌નાં સંગથી થાય છે. સત્સંગ વિના વિશ્વ-શાંતિ, સંઘર્ષનો નાશ તેમજ પરસ્પર એકતા સંભવ નથી. સત્સંગ માનવને અકર્મણ્યતા તથા આળસથી રહિત કરી, કર્તવ્યનિષ્ઠ બનાવે છે અને પરાધીનતા, જડતા, પરિચ્છિન્નતાથી રહિત કરી સ્વાધીનતા, ચિન્મયતા તેમજ અસીમ જીવન સાથે અભિન્ન કરે છે. એટલું જ નહિ, સત્સંગથી જ માનવ અગાધ અનંત નિત્ય-નવીન પ્રિયતા સાથે અભિન્ન થઈ, સર્વનાં પ્રકાશક તથા આશ્રયને રસ પ્રદાન કરે છે, આ સત્સંગનો મહિમા છે.

પ્રાકૃતિક નિયમાનુસાર વિશ્રામની ભૂખ શ્રમની અપેક્ષાએ અધિક છે; કારણ, કે શ્રમનો આરંભ અને અંત વિશ્રામમાં જ નિહિત છે. પરંતુ જડતામાં વિલીન થઈને વિશ્રામની ભૂખ મટાડવી અને જાગ્રત તથા સ્વપ્નમાં ક્રિયાશીલતામાં રત રહેવું પ્રમાદ સિવાય બીજું કાંઈ નથી. સુષુપ્તિની જેમ જ જાગ્રતમાં જ વિશ્રામ અપેક્ષિત છે. એ જ વિશ્રામથી માનવ વાસ્તવિક જીવન સાથે અભિન્ન થાય છે. જડતાયુક્ત વિશ્રામ શ્રમ માટે યોગ્ય બનાવે છે, પણ તેની ગતિ સૃષ્ટિ તરફ જ રહે છે. સૃષ્ટિનાં ઉદ્‌ગમ તથા પ્રકાશકની તરફ પ્રગતિ એ વિશ્રામથી થાય છે, જે વિશ્રામ જાગ્રતમાં ઉપલબ્ધ થાય છે, જેને માટે એકમાત્ર મૂક-સત્સંગ જ ઉપાય છે.

જડતાયુક્ત વિશ્રામ માનવને દેહાભિમાન-રહિત નથી કરી શકતો. તેનું પરિણામ એ થાય છે કે તે બિચારો ક્રિયા-જનિત સુખ-લોલુપતા, અર્થાત્ કરવાનાં રાગથી રહિત નથી થતો. તેનાં થયા વિના દેહ સાથેનું તાદાત્મ્ય નથી મટતું અને પછી ક્રિયાશીલતા, ચિંતન અને સ્થિતિમાં જ આબદ્ધ રહે છે. પરંતુ જડતા-રહિત વિશ્રામ ક્રિયાશીલતા, ચિંતન તેમજ સ્થિતિથી અતીત દિવ્ય ચિન્મય જીવન સાથે અભિન્ન કરે છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગથી સાધ્ય વિશ્રામ જ વાસ્તવમાં વિશ્રામ છે.

પ્રાકૃતિક નિયમાનુસાર પ્રત્યેક કાર્યનાં આરંભની પહેલાં અને તેનાં અંતમાં વિશ્રામ સ્વતઃ સિદ્ધ છે. પરંતુ તેનાં પર દૃષ્ટિ ન રહેવાથી, અથવા તેનાં

વાસ્તવિક મહત્ત્વને ન જાણવા તથા માનવાથી, વિશ્રામ-કાળમાં પણ માનવ આગળ-પાછળનું ચિંતન કરે છે અથવા આપોઆપ થવાવાળા વ્યર્થ-ચિંતનમાં આબદ્ધ થઈ જાય છે. તેનાથી પ્રાપ્ત સામર્થ્યનો હ્રાસ જ થાય છે અને સૃષ્ટિનાં મૂળ તરફ ગતિશીલ નથી થઈ શકતો, જેનાં થયા વિના નિત્ય-યોગ તથા બોધ તેમજ પરમ-પ્રેમની અભિવ્યક્તિ નથી થતી. આ કારણે સહજ ભાવથી, પ્રત્યેક કાર્યનાં આદિ અને અંતમાં થોડામાં થોડો સમય કેમ ન હોય, વિશ્રામ સાથે અભિન્ન થવું અનિવાર્ય છે. જેમ-જેમ વિશ્રામ સાથે અભિન્નતા થતી જાય છે, તેમ-તેમ સર્વતોમુખી વિકાસ સ્વતઃ થતો જાય છે.

વિશ્રામ માટે આવશ્યક શ્રમનો ત્યાગ અપેક્ષિત નથી; પરંતુ કાર્યનાં અંતમાં કાર્યથી અસંગ થવું અનિવાર્ય છે. એ ત્યારે સંભવ થશે, જ્યારે 'વિશ્રામમાં જીવન છે' — આ ધ્રુવ સત્યમાં અવિચળ આસ્થા હોય. એ જીવન, જે માનવમાત્રનું પોતાનું જીવન છે, વિશ્રામથી જ સાધ્ય છે. કર્તવ્ય-પરાયણતા, અસંગતા તેમજ શરણાગતિથી માનવ ચિર-વિશ્રામ પામે છે અને 'વિશ્રામમાં જીવન છે' — આ આસ્થાને અપનાવી લેવાથી માનવ બહુ જ સુગમતાપૂર્વક કર્તવ્ય-પરાયણતા, અસંગતા તેમજ શરણાગતિ પ્રાપ્ત કરી શકે છે. આ દૃષ્ટિએ સાધન અને સાધ્ય વિશ્રામમાં જ નિહિત છે.

કાર્યનાં અંતમાં કાર્યથી અસંગતા કેમ નથી થતી ? તેનાં મૂળમાં એ જ ભૂલ છે કે કાર્યની ફળાસક્તિ અને કરવાનો રાગ મટાડવા માટે કાર્યનો આરંભ નથી કર્યો, પરંતુ કરવું જ જીવન છે, આનાં ઉપર જ દૃષ્ટિ રાખી. જીવન વિશ્રામમાં છે, કરવામાં નહિ. જો કરવામાં જીવન હોત, તો કર્મ-સામગ્રી અવિનાશી હોત, પણ એવું નથી. કાર્ય કરતાં-કરતાં કર્મ-સામગ્રીનો નાશ થાય છે. જે સામગ્રીથી કાર્યનું સંપાદન થાય છે, એ જ નાશ-રહિત નથી, તો ક્રિયાશીલતા કેવી રીતે અવિનાશી હોઈ શકે ? વિશ્રામનો ક્યારેય નાશ નથી થતો. એ કારણે વિશ્રામમાં જ અવિનાશી જીવન છે. જો જન્મ ક્રિયાશીલતા છે, તો મૃત્યુ પણ અનિવાર્ય છે. જન્મ મૃત્યુમાં અને મૃત્યુ જન્મમાં પરિણત થાય છે. એવી કોઈ ઉત્પત્તિ નથી, જેનો વિનાશ ન થાય અને એવો કોઈ વિનાશ નથી, જેની ઉત્પત્તિ ન થાય.

ઉત્પત્તિ-વિનાશનો ક્રમ જ સમસ્ત સૃષ્ટિ છે. ઉત્પત્તિ-વિનાશનાં ક્રમને જ જ્યારે માનવ સ્થિતિ સ્વીકાર કરે છે, ત્યારે જ તેને સૃષ્ટિમાં આસ્થા થાય છે. સૃષ્ટિનો આશ્રય અને પ્રકાશક જે 'છે', તેની સાથે નિત્ય-યોગ, તેનો બોધ તેમજ તેમાં અગાધ પ્રિયતા વિશ્રામથી જ સાધ્ય છે.

શ્રમ-રહિત થયા વિના શ્રમનું સંપાદન જ સંભવ નથી. પરંતુ ક્રિયા-જનિત રાગ નાશ પામવાથી નિરપેક્ષ વિશ્રામ સ્વતઃ સિદ્ધ છે. ક્રિયાશીલતા એક અવસ્થા છે, તેનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી. પરંતુ વિશ્રામ અવસ્થાતીત છે, તેનું સ્વતંત્ર અસ્તિત્વ છે, તે સમસ્ત શક્તિઓનું પ્રતીક છે. આ દૃષ્ટિએ વિશ્રામ માનવમાત્ર માટે સર્વદા અભીષ્ટ છે. વિશ્રામનાં મહત્ત્વને ભૂલતાં જ માનવ પરાધીનતા, જડતા, અકર્મણ્યતા, આળસ વગેરે દોષોમાં આબદ્ધ થાય છે. શ્રમિત થવાથી જ આળસ અને અકર્મણ્યતાની ઉત્પત્તિ થાય છે. કર્તવ્ય-પરાયણતા શ્રમિત નથી કરતી, પરંતુ કરવાનાં રાગથી રહિત કરે છે. સામર્થ્ય તથા વિવેકને અનુરૂપ પ્રવૃત્તિ શ્રમિત નથી કરતી, પરંતુ વિશ્રામ સાથે અવિચ્છિન્ન એકતા રાખે છે.

માનવ કર્તાપણાંનાં અભિમાન તથા ફળાસક્તિથી જ શ્રમિત થાય છે, કર્તવ્ય-પરાયણતાથી નહિ. કર્તવ્ય-પરાયણતા સહજ તથા સ્વાભાવિક પ્રવૃત્તિ છે. પણ આ રહસ્ય એ જ માનવો જાણી શકે છે, જેમણે મૂક-સત્સંગને અપનાવ્યો છે. સહજ તથા સ્વાભાવિક પ્રવૃત્તિ માનવને શ્રમિત નથી કરતી, પરંતુ કરવાનાં રાગથી રહિત કરે છે. આ દૃષ્ટિએ કર્તવ્ય-પરાયણતા શ્રમ નથી. અહંકૃતિ-યુક્ત પ્રવૃત્તિ, જે પોતાનાં માટે કરવામાં આવે છે, તેનાંથી જ માનવ શ્રમિત થાય છે. કર્મનાં ફળમાં આસક્તિ પરાધીન બનાવે છે. પરાધીનતા સમસ્ત દોષોની જનની છે. આથી પ્રત્યેક માનવે શીઘ્રાતિશીઘ્ર પરાધીનતાથી રહિત થવા માટે સત્સંગને અપનાવવાનો છે.

મમતા, કામના તથા અહંકૃતિમાં જીવન-બુદ્ધિ રાખવાથી પરાધીનતા પોષિત થાય છે. 'વિશ્રામમાં જીવન છે' — આ વાસ્તવિકતામાં અવિચળ આસ્થા કર્યા વિના સ્વાધીનતાપૂર્વક સ્વાધીનતા પ્રાપ્ત કરવી કોઈ પણ પ્રકારે સંભવ નથી.

પ્રાકૃતિક નિયમાનુસાર પરાધીનતાનાં નાશમાં જ સ્વાધીનતા નિહિત છે. પરાધીનતાનો નાશ કરવાની સ્વાધીનતા માનવ-માત્રને સ્વતઃ પ્રાપ્ત છે, પરંતુ મળેલી વસ્તુ, સામર્થ્ય, યોગ્યતા વગેરેને પોતાની માનવાથી માનવ પરાધીન થઈ ગયો છે. પ્રાપ્ત વસ્તુ વગેરેની મમતા જ અપ્રાપ્તની કામનાને જન્મ આપે છે અને કામનાયુક્ત માનવ જ અહંકૃતિમાં આબદ્ધ થાય છે. તે એ વાસ્તવિકતાને ભૂલી જાય છે કે પોતાને માટે પોતાને કાંઈ નથી કરવાનું. તેનું પરિણામ એ થાય છે કે 'વિશ્રામમાં જીવન છે' — આ તથ્યમાં આસ્થા નથી રહેતી. જેને પોતાને માટે કાંઈ પણ કરવાનું છે, તે સ્વાધીન નથી રહી શકતો; કારણ, કે તેને કોઈ-ને-કોઈ વસ્તુ, વ્યક્તિ, પરિસ્થિતિ વગેરેને આધીન થવું જ પડે છે, જે વાસ્તવમાં અસત્‌નો સંગ છે.

મળેલી વસ્તુ, યોગ્યતા વગેરેનો સદુપયોગ વિશ્વની સેવામાં છે, પોતાને માટે નથી. કેવળ વિશ્રામ જ પોતાને માટે છે. આ વાસ્તવિકતાને અપનાવવાથી જ માનવ પરાધીનતાથી રહિત થઈ શકે છે, જે વિકાસનું મૂળ છે. પરાધીનતા સહન કરવી પોતાને જડતામાં આબદ્ધ કરવા છે. સજાગતા વિના અસત્‌નો ત્યાગ સંભવ નથી. એ કારણે પરાધીનતા-રહિત થવું અનિવાર્ય છે, જે એકમાત્ર વિશ્રામથી જ સાધ્ય છે.

જો સ્વાધીનતા કોઈ પરિસ્થિતિ-વિશેષમાં હોત, તો તેની ઉપલબ્ધિ માનવ-માત્રને ન થઈ શકેત; કારણ, કે બે વ્યક્તિ પણ સર્વાંશમાં સમાન પરિસ્થિતિનાં નથી હોતાં. પરંતુ શ્રમ-રહિત સૌ થઈ શકે છે. આ દૃષ્ટિએ વિશ્રામ માનવમાત્ર માટે અનિવાર્ય છે. વિશ્રામ કોઈ અપ્રાપ્ત તથ્ય નથી, પરંતુ સૌને સર્વદા પ્રાપ્ત છે, પરંતુ અસત્‌નાં સંગથી તે નિત્ય પ્રાપ્ત હોવા છતાં પણ અપ્રાપ્ત જેવો ભાસિત થાય છે. આવશ્યક કાર્ય કરવામાં કોઈ પણ માનવ અસમર્થ નથી. તેનાં અંતમાં વિશ્રામ સાથે અભિન્નતા થાય છે. પણ કાર્યને જ જીવન માની લેવાથી વિશ્રામનો સ્પષ્ટ બોધ નથી થતો.

પ્રાકૃતિક નિયમાનુસાર આવશ્યક કાર્ય સેવાનું ક્રિયાત્મક ચિત્ર છે. સેવાનો અંત સ્વભાવથી જ ચિર-શાંતિ, અર્થાત્ વિશ્રામમાં થવો જોઈએ. પણ

જ્યારે માનવ કરેલાં કાર્યનું ફળ સ્વયં ભોગવવા લાગે છે, ત્યારે તે વિશ્રામથી વિમુખ થઈ જાય છે અને માન તથા ભોગની રુચિમાં આબદ્ધ થઈ, પરાધીન થઈ જાય છે. વાસ્તવિક સેવાની અભિવ્યક્તિ ત્યારે થાય છે, જ્યારે પોતાને માટે કાંઈ પણ કરવાનું શેષ નથી રહેતું, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે. મૂક-સત્સંગ કલ્પતરુ સમાન છે, અર્થાત્ આવશ્યક સામર્થ્ય, વિચારનો ઉદય, પ્રીતિની જાગૃતિ મૂક-સત્સંગમાં જ નિહિત છે. સામર્થ્યનો સદ્વ્યય કરવો અનિવાર્ય છે, પણ પોતાને માટે તો વિશ્રામ જ અપેક્ષિત છે.

દુરુપયોગ ન કરવાનો નિર્ણય સામર્થ્યનાં સદુપયોગની પ્રેરણા આપે છે. 'પોતાને માટે કાંઈ પણ નથી કરવાનું' — આ નિર્ણયથી જ દુરુપયોગ ન કરવો સંભવ થાય છે. 'પોતાને માટે કાંઈ કરવાનું છે' — આ ભૂલથી જ અકર્તવ્યની ઉત્પત્તિ થાય છે, જે સર્વથા ત્યાજ્ય છે. પોતાનાંમાં પોતાનાં પ્રિયતમ છે, પોતે તેમની જ પ્રીતિ થવાનું છે. જેને કાંઈ નથી જોઈતું, તેનાંમાં જ પ્રીતિની અભિવ્યક્તિ થાય છે. પ્રીતિની જાગૃતિમાં જ જીવનની પૂર્ણતા નિહિત છે; કારણ, કે પ્રીતિ વાસ્તવિકતાથી દૂરતા, ભેદ તથા ભિન્નતા નથી રહેવા દેતી, અર્થાત્ માનવને યોગ, બોધ તથા પ્રેમ સાથે અભિન્ન કરે છે, જે વાસ્તવિક જીવન છે.

જેને કાંઈ નથી જોઈતું, તેને પોતાને માટે કાંઈ નથી કરવાનું. જેને કાંઈ નથી કરવાનું, તેનું દેહાદિ વસ્તુઓ સાથે તાદાત્મ્ય નથી રહેતું. તાદાત્મ્ય મટતાં જ અસીમ, નિત્ય, ચિન્મય જીવન સાથે એકતા થાય છે. આ દૃષ્ટિએ કાંઈ ન કરવામાં જ બધું વિદ્યમાન છે. પણ આ રહસ્ય ત્યારે જ સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ આવશ્યક કાર્યનાં આદિ અને અંતમાં શાંત રહેવાનો સ્વભાવ બનાવી લે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

મૂક-સત્સંગ કોઈ ઉપાય નથી, પણ વાસ્તવિક જીવનનું એક પાસુ છે. તેનાં વિના સર્વતોમુખી વિકાસ સંભવ નથી. સ્વાધીનતાની ભૂખ બહુ જ સુગમતાપૂર્વક મૂક-સત્સંગ સાથે માનવને અભિન્ન કરે છે. પરાધીનતાએ જ માનવને સત્સંગથી વિમુખ કરી દીધો છે. એ કારણે પરાધીનતાનું માનવ-

જીવનમાં કોઈ સ્થાન જ નથી. સ્વાધીનતા સ્વતઃસિદ્ધ તથ્ય છે. સ્વાધીનતાની માંગ પરાધીનતાનો નાશ કરી, માનવને સ્વાધીનતા સાથે અભિન્ન કરે છે. આ દૃષ્ટિએ પરાધીનતા ત્યાં સુધી જ જીવનમાં રહે છે, જ્યાં સુધી માનવ સ્વાધીનતા વિના ચેનથી રહે છે. સ્વાધીનતા કોઈ અન્યની અપેક્ષા નથી રાખતી, એ જ કારણે માનવમાત્રને મળી શકે છે. અન્યની અપેક્ષા તો એકમાત્ર પરાધીનતા-જનિત સુખ-લોલુપતા માટે જ હોય છે, જે અસત્‌નો સંગ છે. પોતાને માટે કાંઈ નથી કરવાનું. જે ન કરવું જોઈએ, તેને પણ નથી કરવાનું. જે કરવું જોઈએ અને જેને કરી શકીએ છીએ, તેને પૂરું કરીને તેનો અંત કરી દેવાનો છે. જે થઈ રહ્યું છે તેનાથી અસહયોગ અને જે 'છે' તેમાં આત્મીયતાથી સ્વાધીનતા સ્વતઃ પ્રાપ્ત થાય છે.

ભૂતકાળ ભલે ગમે તેવો કેમ ન રહ્યો હોય, કરેલી ભૂલ ન દોહરાવવાથી સ્વાધીનતા વર્તમાનમાં પ્રાપ્ત થાય છે. સમસ્ત દોષોનો અંત તેનાં ન દોહરાવવામાં છે. કોઈ ગુણ દ્વારા દોષોનો નાશ નથી થતો, પરંતુ નિર્દોષતામાં જ સમસ્ત ગુણોની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. દોષ-રહિત થવા માટે ગુણોનાં સંપાદનની અપેક્ષા નથી, પણ વર્તમાન નિર્દોષતાને સુરક્ષિત રાખવાની છે, જે એકમાત્ર સ્વાધીનતાની ઉત્કટ લાલસાથી જ સાધ્ય છે; કારણ, કે બધા દોષો પરાધીનતાથી જ પોષિત થાય છે. જેને પરાધીનતા અસહ્ય થઈ જાય છે, તે માનવ સ્વતઃ નિર્દોષતા સાથે અભિન્ન થઈ જાય છે. આ દૃષ્ટિએ સ્વાધીનતાનું બહુ જ મહત્ત્વ છે. પરાધીનતા રહેતાં સુધી અભાવનો અભાવ સંભવ જ નથી. સ્વાધીનતા પ્રાપ્ત થતાં જ, અભાવનો અભાવ સ્વતઃ થઈ જાય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

પરાધીન રહેવાથી માનવ સમષ્ટિ શક્તિઓ સાથે વિદ્રોહ કરી બેસે છે અને અંતમાં પરાજિત થાય છે. પરંતુ સ્વાધીન થતાં જ સમષ્ટિ શક્તિઓ સ્વતઃ સ્વાગત કરે છે, આ વૈજ્ઞાનિક તથ્ય છે; કારણ, કે સ્વાધીન જીવનથી કોઈને ભય નથી થતો. જેનાંથી કોઈને ભય નથી થતો, તેની સેવા કરવા માટે ચરાચર જગત તત્પર રહે છે, પણ તેને પોતાને માટે કાંઈ પણ અપેક્ષા નથી રહેતી. આથી

સ્વાધીનતાની ભૂખ ઉત્તરોત્તર તીવ્ર થવી જોઈએ. એટલું જ નહિ, 'સ્વાધીનતા' શબ્દનાં ઉચ્ચારણમાં કાળ અપેક્ષિત છે, પણ સ્વાધીનતાની પ્રાપ્તિમાં કાળની અપેક્ષા નથી. આ કારણે સ્વાધીનતા સર્વ દેશ, સર્વ કાળમાં સદૈવ પ્રાપ્ત થઈ શકે છે. એનાથી નિરાશ થવું ભારે ભૂલ છે. સ્વાધીનતાની ઉત્કટ માંગ માનવને મૂક-સત્સંગ સાથે અભિન્ન કરે છે; કારણ, કે સ્વાધીનતાનાં પૂજારીએ મૂક-સત્સંગથી ભિન્ન બીજું કાંઈ નથી કરવાનું. મૂક-સત્સંગ પોતાનાં દ્વારા થાય છે, તેનાં માટે શરીરનાં સહયોગની અપેક્ષા નથી હોતી. આ દૃષ્ટિએ મૂક-સત્સંગમાં સ્વાધીનતા અને સ્વાધીનતામાં મૂક-સત્સંગ ઓત-પ્રોત છે.

વિષમતા, દીનતા અને અભિમાન, રાગ તથા દ્વેષ 'પરાધીનતા'માં જ જીવિતા છે. સમતા, નિરભિમાનતા, ત્યાગ તથા પ્રેમ 'સ્વાધીનતા'માં જ નિહિત છે. આ કારણે સ્વાધીનતા વર્તમાનમાં જ પ્રાપ્ત કરવી અનિવાર્ય છે. સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં વાસ્તવિકતાથી દૂરતા, ભેદ તથા ભિન્નતા નથી રહેતી. દૂરતા ન રહેવાથી નિત્ય-યોગ, ભેદનો અંત થવાથી બોધ તથા ભિન્નતાનાં નાશથી પ્રેમ સ્વતઃ પ્રાપ્ત થાય છે. આથી યોગ, બોધ તથા પ્રેમ સ્વાધીનતાથી જ સાધ્ય છે. સ્વાધીનતા માટે ભવિષ્યની આશા કરવી ભૂલ છે. તેને તો વર્તમાનમાં જ પ્રાપ્ત કરવાની છે.

મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનાં તાદાત્મ્યથી માનવ સ્વાધીનતાથી વિમુખ થયો છે. અપ્રયત્ન થતાં જ તાદાત્મ્ય સ્વતઃ નાશ થઈ જાય છે અને પછી પરાધીનતા લેશમાત્ર પણ શેષ નથી રહેતી, અર્થાત્ સ્વાધીનતા સ્વતઃ પ્રાપ્ત થાય છે. અહંભાવ-રૂપી અણુ એકમાત્ર પરાધીનતાથી જ પોષિત છે. પરાધીનતાનાં નાશમાં જ તેનો નાશ છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવને પરાધીનતા અસહ્ય થઈ જાય છે. પરાધીનતાની અસહ્ય વેદના વસ્તુ, અવસ્થા વગેરેથી અસંગ કરી દે છે. અસંગતા સ્વાધીનતા સાથે અભિન્ન કરે છે. સ્વાધીનતા કોઈ અવસ્થા નથી, પરંતુ અનંતનો સ્વભાવ અને માનવનું જીવનછે. એટલું જ નહિ, વિશ્રામ, સ્વાધીનતા તથા પ્રેમમાં સ્વરૂપથી વિભાજન નથી થઈ શકતું, કેમકે તે એક જ જીવનની વિભૂતિઓ છે. વિશ્રામમાં સ્વાધીનતા

અને સ્વાધીનતામાં પ્રેમ ઓત-પ્રોત છે. પણ આ રહસ્ય ત્યારે જ સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ વિશ્રામમાં રમણ નથી કરતો અને સ્વાધીનતામાં સંતુષ્ટ નથી થતો. વિશ્રામમાં રમણ કરવું તથા સ્વાધીનતામાં સંતુષ્ટ થવું પરિચ્છિન્નતાને જીવિત રાખવી છે. પરંતુ વિશ્રામ તથા સ્વાધીનતા વિના અગાધ, અનંત પ્રીતિની જાગૃતિ નથી થતી; પરંતુ તેને આશ્રિત અહંભાવને જીવિત રાખવો અસત્‌નો જ સંગ છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી.

'હું' અને 'છે' નું દ્વંદ્વ વિશ્રામમાં રમણ તથા સ્વાધીનતામાં સંતુષ્ટ ન થવાથી સ્વતઃ નાશ થઈ જાય છે. અહંનું અસ્તિત્વ 'છે' ની પ્રીતિથી ભિન્ન કાંઈ નથી. પરંતુ 'છે' થી વિમુખ થઈ, 'નહિ' નો આશ્રય લેવાથી અહંભાવ-રૂપી અણુ ભાસિત થાય છે. જેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી હોતું, તે પરાધીનતામાં જ ભાસિત થાય છે. શ્રમ અને પરાધીનતા એક જ સિક્કાની બે બાજુઓ છે. એને જ આશ્રયે અહં ભાસિત થાય છે. પરાધીનતા તથા શ્રમ-રહિત થતાં જ, અર્થાત્‌ સ્વાધીનતા તથા વિશ્રામની અભિવ્યક્તિમાં જ અહંનો નાશ અને 'છે' નો બોધ સ્વતઃ સિદ્ધ છે. 'હું' અને 'છે' નું દ્વંદ્વ મટતાં જ પ્રીતિમાં પ્રિયતમ અને પ્રિયતમમાં પ્રીતિનો નિત્ય વાસ છે, જે વાસ્તવિક જીવન છે.

શ્રમિત તથા પરાધીન વ્યક્તિનાં જીવનમાં નીરસતા તથા અભાવ રહે જ છે. નીરસતાની ભૂમિમાં જ સમસ્ત કામનાઓની ઉત્પત્તિ થાય છે અને કામનાઓની પૂર્તિ તથા અપૂર્તિમાં જ માનવ પરાધીનતામાં આબદ્ધ થાય છે. આ કારણે નીરસતાનો નાશ અનિવાર્ય છે. વિશ્રામમાં શાંત રસ, સ્વાધીનતામાં અખંડ રસ તેમજ પ્રેમમાં અનંત રસ છે. રસની માંગ જ માનવની વાસ્તવિક માંગ છે. રસ સ્વભાવથી જ અવિનાશી છે. એ કારણે અભાવનાં અભાવમાં પણ રસ જ હેતુ છે. સુખની દાસતા તથા દુઃખનાં ભયે માનવને અભાવમાં આબદ્ધ કર્યો છે.

કામનાઓની પૂર્તિ-અપૂર્તિ માનવને સુખની દાસતા તથા દુઃખનાં ભયમાં આબદ્ધ કરે છે. એ સૌને વિદિત છે કે નીરસતા જ કામની જનની છે અને કામ માનવને શ્રમિત તથા પરાધીન બનાવે છે. એટલા માટે કામ-રહિત થવું અનિવાર્ય છે, જે એકમાત્ર નીરસતાનાં નાશથી જ સંભવ છે. સર્વાંશમાં

નીરસતાનો નાશ કરવા માટે મૂક-સત્સંગ અનિવાર્ય છે. મૂક-સત્સંગ દેહાભિમાનનો અંત કરે છે. દેહાભિમાન-રહિત થતાં જ સ્વતઃ વિશ્રામની અભિવ્યક્તિ થાય છે. એ સ્પષ્ટ જ છે કે વિશ્રામની અભિવ્યક્તિ થવાથી પરાધીનતા નથી રહેતી, અર્થાત્ સ્વાધીનતા સ્વતઃ પ્રાપ્ત થાય છે. જ્યારે માનવ શાંત-રસમાં રમણ નથી કરતો, ત્યારે તેને અખંડ-રસ સ્વતઃ પ્રાપ્ત થાય છે અને અખંડ-રસમાં સંતુષ્ટ ન રહેવાથી, સ્વતઃ અનંત-રસની અભિવ્યક્તિ થાય છે. 'રસ' ક્ષતિ, પૂર્તિ, નિવૃત્તિથી રહિત છે. એ કારણે સ્વભાવથી જ શાંત-રસ અખંડ-રસમાં અને અખંડ-રસ અનંત-રસમાં વિલીન થાય છે.

જો કે પરાધીનતા તેમજ શ્રમનો નાશ શાંત-રસની અભિવ્યક્તિથી જ થઈ જાય છે, પરંતુ રસની કોઈ સીમા નથી. એ કારણે 'અખંડ' અને 'અનંત' વિશેષણ આવશ્યક થઈ જાય છે. પરિચ્છિન્નતાનો અત્યંત અભાવ અનંત-રસની અભિવ્યક્તિથી જ થાય છે. અશાંતિ તથા પરાધીનતાની ઉત્પત્તિ જ ન થાય, અને શાંતિ તથા સ્વાધીનતાનું અભિમાન ન રહે, ત્યારે જ પ્રેમની અભિવ્યક્તિ થાય છે. પ્રેમની અભિવ્યક્તિમાં જ નીરસતાનો અત્યંત અભાવ છે અને નીરસતાનાં નાશથી જ અભાવનો અભાવ થાય છે. એ કારણે મૂક-સત્સંગ દ્વારા દેહાભિમાન-રહિત થવાથી જ નીરસતાનો સર્વાંશમાં નાશ થાય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

દેહાભિમાન રહેતાં શ્રમ તથા પરાધીનતા રહે જ છે. શ્રમ તથા પરાધીનતાથી પીડિત માનવ વિશ્રામ તથા સ્વાધીનતાને જ પૂર્ણ જીવન માને છે, પરંતુ વિશ્રામ તથા સ્વાધીનતા પ્રાપ્ત થવાથી સર્વાંશમાં નીરસતાનો નાશ નથી થતો; કારણ, કે વિશ્રામ તેમજ સ્વાધીનતાનું અભિમાન ભેદ તથા ભિન્નતાને જીવિત રાખે છે. જો કે વિશ્રામ તથા સ્વાધીનતા સ્વભાવથી જ પ્રિય તથા રસરૂપ તેમજ અવિનાશી છે, પરંતુ 'હું શાંત તથા સ્વાધીન છું' — આ પ્રકારનો અહં-ભાવ જ્યાં સુધી શેષ રહે છે, ત્યાં સુધી પરિચ્છિન્નતાનો નાશ નથી થતો. જ્યારે પરિચ્છિન્નતા સ્વયં પોતાને અસહ્ય થઈ જાય છે, ત્યારે અનંતની અહૈતુકી કૃપાળુતા સ્વયં પ્રેમ પ્રદાન કરે છે અને પછી નીરસતાનો અત્યંત અભાવ સ્વતઃ

થઈ જાય છે. આ દૃષ્ટિએ પ્રેમની અભિવ્યક્તિથી જ જીવનની પૂર્ણતા, અર્થાત્ નીરસતાનો નાશ તથા અભાવનો અભાવ થાય છે.

પરિચ્છિન્નતા માનવને વ્યક્તિત્વનાં મોહમાં આબદ્ધ કરે છે અને ભેદ તથા ભિન્નતાને જન્મ આપે છે. આ કારણે પરિચ્છિન્નતાનો નાશ અનિવાર્ય છે. કોઈ પણ પ્રકારનું દ્વંદ્વ રહેવાથી પરિચ્છિન્નતાનો નાશ નથી થતો. નિજ-માંગ તથા રુચિમાં ભેદ એક દ્વંદ્વાત્મક સ્થિતિ છે. માંગ સત્ તરફ અને રુચિ અસત્ તરફ આકર્ષિત કરે છે. માંગને આધારે કરેલો નિર્ણય રુચિકર ન હોવાથી સ્થાયી નથી રહેતો અને પછી માનવ અધીર થઈને હાર માની બેસે છે. આ દ્વંદ્વાત્મક સ્થિતિમાં નિર્ણયને અનુરૂપ રુચિ થયા વિના વિકાસ નથી થતો. માંગને અનુરૂપ રુચિ થવાથી સ્વતઃ વિકાસ થાય છે.

પ્રાકૃતિક નિયમાનુસાર 'રુચિ' ઉત્પન્ન થયેલી વસ્તુ વગેરેનાં તાદાત્મ્યથી ઉત્પન્ન થાય છે અને 'માંગ' પોતાનાંમાં થાય છે. પોતાનાં તથા વસ્તુઓનાં સંબંધ પર વિચાર કરવો અનિવાર્ય છે. જે આપણાં વિના રહી શકે છે, એ જ ઉત્પન્ન થયેલી વસ્તુ છે. આથી તેનાં વિના રહેવાનો સ્વભાવ બનાવવો અત્યંત આવશ્યક છે. વસ્તુઓને આધીન રહેવાથી માંગથી વિપરીત રુચિ સબળ થાય છે. એ જ દશામાં માનવ પરાધીનતામાં જ જીવન-બુદ્ધિ સ્વીકાર કરે છે, જે વાસ્તવમાં અસત્‌નો સંગ છે. અસત્‌નો સંગ પ્રાકૃતિક તથ્ય નથી, પરંતુ ભૂલ-જનિત છે. જાણેલાંનાં પ્રભાવથી પ્રભાવિત થવાથી ભૂલનો નાશ થાય છે અને પછી બહુ જ સુગમતાપૂર્વક માનવ માંગ અને રુચિનાં દ્વંદ્વનો અંત કરી શકે છે. દ્વંદ્વનો અંત થતાં જ રુચિ માંગ સાથે અભિન્ન થાય છે. રુચિ અને માંગની એકતા જ માંગની પૂર્તિમાં હેતુ છે. એ સૌને વિદિત છે કે ચાહવા છતાં પણ અનુકૂળતા નથી રહેતી, અને ન ચાહવા છતાં પણ પ્રતિકૂળતા આવી જ જાય છે, અર્થાત્ રુચિથી વિપરીત પરિસ્થિતિ આવે જ છે. પરંતુ વાસ્તવિક માંગ નાશ નથી થતી. એટલું જ નહિ, પ્રતિકૂળતા આવવાથી માંગ સબળ જ થાય છે. પ્રતિકૂળતાઓનો પ્રભાવ જ્યારે રુચિનાં પરિવર્તનમાં સમર્થ થાય છે, ત્યારે માંગને અનુરૂપ કરેલો નિર્ણય સ્થાયી થઈ જાય છે, અને પછી બહુ જ સુગમતાપૂર્વક માનવ પોતાનાં લક્ષ્યને પ્રાપ્ત કરી

લે છે. આ દૃષ્ટિએ માંગ અને રુચિનું દ્વંદ્વ મટાડવું અનિવાર્ય છે.

માંગ મટીને રુચિમાં વિલીન થઈ જાય, એ સંભવ નથી; કારણ, કે માંગનું ઉદ્‌ગમ પોતાનાંમાં જ છે અને રુચિની ઉત્પત્તિ પરાશ્રયથી થાય છે. પરાશ્રય ભૂલ-જનિત છે. આથી માંગ સ્વાભાવિક અને રુચિ અસ્વાભાવિક છે. સ્વાભાવિકતાની પૂર્તિ અને અસ્વાભાવિકતાની નિવૃત્તિ વિકાસની ભૂમિ છે. માંગથી નિરાશ થવું અને રુચિ-પૂર્તિની આશા રાખવી પોતાનાં જ દ્વારા પોતાનો સર્વનાશ કરવો છે. રુચિની પૂર્તિ નવીન રુચિની જનની થાય છે અને અંતમાં રુચિની અપૂર્તિ જ શેષ રહે છે. આ કારણે રુચિ-પૂર્તિમાં જીવન નથી. પરંતુ રુચિથી વિરુદ્ધ પ્રવૃત્તિ-નિવૃત્તિ સાંગોપાંગ નથી થતી, કોઈ-ને-કોઈ અંશમાં અધૂરાપણું રહે જ છે. એ સ્પષ્ટ જ છે કે પ્રવૃત્તિ અને નિવૃત્તિ જ માનવ-જીવનનાં બે પાસાઓ છે. સાંગોપાંગ પ્રવૃત્તિ અને નિવૃત્તિથી જ વિકાસ થાય છે. એ કારણે માંગ અને રુચિનાં દ્વંદ્વનો અંત કરવો અનિવાર્ય છે.

રુચિ-પૂર્તિને જ જીવન માની લેવું એ પોતાને પરાધીનતા, જડતા તેમજ અભાવમાં આબદ્ધ કરવા છે. પરંતુ રુચિથી વિપરીત બળપૂર્વક કરેલાં પ્રયોગો દ્વારા પણ તો જીવનમાં સ્વાભાવિકતા નથી આવતી. એ કારણે રુચિમાં પરિવર્તન લાવવું આવશ્યક છે. એ ત્યારે જ સંભવ થશે, જ્યારે માનવ રુચિનાં ઉદ્‌ગમની શોધ કરે. રુચિનાં મૂળમાં અને માંગમાં વાસ્તવિક ભેદ નથી. સૌંદર્ય, ઐશ્વર્ય અને માધુર્ય સૌને સ્વભાવથી પ્રિય છે. સ્વાભાવિક પ્રિયતા જ રુચિકર છે. આ દૃષ્ટિએ માંગ અને રુચિમાં સ્વાભાવિક એકતા છે. પણ અસત્‌નાં સંગથી માનવ સીમિત, પરિવર્તનશીલ સૌંદર્ય, ઐશ્વર્ય તેમજ માધુર્યને જ જીવન માની લે છે. બસ, આ જ ભૂલ રુચિ અને માંગમાં ભેદ ઉત્પન્ન કરે છે. જે સીમિત તથા પરિવર્તનશીલ છે, તેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. જે નથી, તેમાં જ જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી સત્‌થી વિમુખ થવું છે. પરંતુ પ્રાકૃતિક નિયમાનુસાર સર્વાંશમાં સત્‌નો ત્યાગ સંભવ નથી. સત્‌ની વિસ્મૃતિ તથા તેનાથી વિમુખતા ભલેને થઈ જાય; પરંતુ તેનાથી દૂરતા નથી થતી.

એટલું જ નહિ, સત્‌ જ અસત્‌ને પ્રકાશિત કરે છે. અસત્‌માં સત્તા સત્‌ની

જ છે. 'જે છે જ નહિ', તેનો ભાસ 'જે છે', તેને જ આશ્રયે થાય છે. પણ માનવ પ્રમાદવશ 'છે' માં 'નહિ' ને ન જોઈને 'નહિ' માં 'છે' ને આરોપિત કરવા લાગે છે, અર્થાત્ 'નહિ' ને જ 'છે' માની લે છે. આ જ અવસ્થામાં રુચિ અને માંગમાં ભેદ ઉત્પન્ન થાય છે. માંગ સદૈવ 'છે' ની જ હોય છે, 'નહિ' ની નહિ. 'નહિ' ની રુચિ અને 'છે' ની માંગથી જ પરિચ્છિન્નતા જીવિત છે. પરિચ્છિન્નતાનાં નાશનું દાયિત્વ માનવમાત્ર પર છે, જે એકમાત્ર માંગ તથા રુચિની એકતાથી જ સંભવ છે.

સૌંદર્યની માંગ જીવનની માંગ છે. સૌંદર્ય તેને નથી કહેતાં, જેનાંથી અરુચિ થાય અને એ પણ સૌંદર્ય નથી, જે ક્યારેક રુચિકર અને ક્યારેક અરુચિકર હોય. સૌંદર્ય એ જ હોઈ શકે છે, જે સદૈવ રુચિકર રહે, અર્થાત્ જેમાં ઉત્તરોત્તર પ્રિયતા વધતી જ રહે. શું આ પ્રકારનું સૌંદર્ય કોઈ પણ ઉત્પન્ન થયેલી વસ્તુ, વ્યક્તિ, અવસ્થા, પરિસ્થિતિ, દેશ-કાળ વગેરેમાં છે ? જો નથી, તો વસ્તુ, વ્યક્તિ વગેરેની મમતા, કામના તેમજ તાદાત્મ્ય માનવને સૌંદર્યથી વિમુખ જ કરે છે. સૌંદર્ય, સ્વરૂપથી નિત્ય તથા અનંત છે. એટલા માટે તેનાં પ્રત્યે પ્રિયતા પણ નિત્ય તથા અનંત જ હોવી જોઈએ. જે પ્રિયતા સદૈવ નથી રહેતી, તે વાસ્તવમાં પ્રિયતા નથી, પણ આસક્તિ છે. આસક્તિ-જનિત રુચિનો નાશ કરવો અનિવાર્ય છે. આસક્તિથી ઉત્પન્ન થયેલી રુચિ માનવને શ્રમિત કરે છે, શક્તિહીન બનાવે છે, ચેતનાશૂન્ય કરે છે, સજાગતા નથી રહેવા દેતી તથા અસાવધાની પોષિત કરે છે, જે વિનાશનું મૂળ છે.

સીમિત, પરિવર્તનશીલ સૌંદર્ય વાસ્તવમાં સૌંદર્ય નથી, પણ અનંત, નિત્ય સૌંદર્યની માંગ છે. તેને જોઈને, વાસ્તવિક, નિત્ય, અનંત સૌંદર્યની માંગ તથા તેની શોધ થવી જોઈએ. પણ એ ત્યારે જ સંભવ થશે, જ્યારે માનવ વાસ્તવિકતા વિના કોઈ પણ પ્રકારે ચેનથી ન રહી શકે. વાસ્તવિકતાની શોધ કોઈ પરાધીનતા-જનિત ઉપાયોથી સંભવ નથી, પણ પરાધીનતાનો અંત કર્યા પછી જ માનવ વાસ્તવિકતાની શોધ કરે છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

જોયેલાં સૌંદર્યની રુચિ તથા સાંભળેલાં સૌંદર્યની માંગ હોય છે. ઇન્દ્રિય-

દૃષ્ટિ તથા બુદ્ધિ-દૃષ્ટિથી જે કાંઈ જોવામાં આવે છે, તે જોયેલું જ છે. સાંભળેલું તો એ જ છે, જે ઇન્દ્રિય તથા બુદ્ધિથી પર છે. તેને કોઈ પણ સંકેત ભાષાથી કહેવામાં આવે, પણ એ સાંભળેલું છે, જોયેલું નથી. જોયેલું જે કાંઈ છે, તેનો જ પ્રભાવ રુચિનાં રૂપમાં અંકિત છે અને ન જોયેલાંની માંગ છે. જો કે જોયેલાંનો આશ્રય તથા પ્રકાશક એ જ છે, જે જોયેલો નથી. પરંતુ માનવ અસત્‌નાં સંગને કારણે પ્રકાશક તથા આશ્રયને ભૂલીને જોયેલાંને જ સર્વ કાંઈ માની લે છે, જે વાસ્તવમાં કાંઈ નથી, અને જે સર્વ કાંઈ છે, તેનાંથી, 'ક્યાં છે ?' 'કેવો છે ?' 'કાંઈ નથી' — વગેરે કહીને વિમુખ થઈ જાય છે, તેમાં આસ્થા જ નથી કરતો. તેનું જ આ પરિણામ થાય છે કે માંગ રહેવા છતાં પણ માનવ રુચિનો દાસ થઈ જાય છે, જે સંઘર્ષ તથા વિનાશનું મૂળ છે.

જોયેલાંમાં જે આકર્ષણ છે, તે તેનું જ છે, જે જોયેલો નથી. તેની કોઈ સીમિત પરિભાષા નથી કરી શકાતી. માનવની માંગ જેમ-જેમ સ્પષ્ટ થતી જાય છે, તેમ-તેમ સાંભળેલાંનો મહિમા પ્રત્યક્ષ થતો જાય છે અને જેમ-જેમ મહિમા પ્રત્યક્ષ થતો જાય છે, તેમ-તેમ માંગ અને વધારે ઉત્કટ તથા સ્પષ્ટ થતી જાય છે. એટલું જ નહિ, અનંતની માંગ પણ અનંત જ છે. તેનાં સંબંધમાં જેટલું પણ કહેવામાં આવે, ઓછું જ છે. તે અદ્વિતીય હોવાથી અનુપમ છે, પણ એ સૌનો પોતાનો છે. તેનાંમાં જ અનંત સૌંદર્ય, ઐશ્વર્ય તથા માધુર્ય છે.

પોતાનો હોવાથી પોતાને અત્યંત પ્રિય છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ જોયેલાંની રુચિને સાંભળેલાંની માંગમાં વિલીન કરી, માંગ તથા રુચિનાં દ્વંદ્વથી રહિત થઈ જાય.

પ્રાકૃતિક નિયમાનુસાર રુચિની નિવૃત્તિ તથા માંગની પૂર્તિ અનિવાર્ય છે; કારણ, કે રુચિ ભૂલ-જનિત તથા માંગ સ્વાભાવિક છે. સ્વાભાવિકથી નિરાશ થવું અને અસ્વાભાવિકની આશા કરવી અસત્‌નો સંગ છે. માંગની પૂર્તિમાં દેશ-કાળ, વસ્તુ-વ્યક્તિ વગેરેની અપેક્ષા નથી, પરંતુ સૌથી અસંગ થવું અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સંભવ છે. સૌંદર્ય કોઈ વસ્તુ, વ્યક્તિ વગેરેની સીમામાં આબદ્ધ નથી કરી શકાતું. સૌંદર્ય અનંતનો સ્વભાવ તથા માનવનું જીવન

છે. તેનાં વિના ચેનથી રહેવું ભૂલ છે. જીવન તેને નથી કહેતાં, જે ક્યારેક હોય અને ક્યારેક ન હોય, ક્યાંક હોય અને ક્યાંક ન હોય, કોઈને મળે અને કોઈને ન મળે, કોઈનું હોય અને કોઈનું ન હોય. જે સદૈવ છે, સર્વત્ર છે, સૌનું છે અને સૌને મળી શકે છે, એ જ જીવન છે. માનવ તેનાંથી વિમુખ થઈ ગયો છે તથા તેને ભૂલી ગયો છે. વિમુખતા તથા વિસ્મૃતિની નિવૃત્તિ એકમાત્ર મૂક-સત્સંગથી જ થાય છે.

'નહિ' માં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી એ માનવનો પોતાનો બનાવેલો દોષ છે. પોતાનાં બનાવેલાં દોષોની નિવૃત્તિનું દાયિત્વ પોતાનાં પર જ છે. પ્રાકૃતિક નિયમાનુસાર દાયિત્વ પૂરું કરવાની સ્વાધીનતા તથા સામર્થ્ય માનવમાત્રને સ્વતઃ પ્રાપ્ત છે. દાયિત્વ પૂરું કરવાથી માંગની પૂર્તિ થાય છે, આ ધ્રુવ સત્ય છે. આથી માનવ-જીવનમાં વાસ્તવિક જીવનથી નિરાશ થવા માટે કોઈ સ્થાન જ નથી. એ સૌને વિદિત છે કે પરાજિત થવું કોઈને પણ સ્વભાવથી પ્રિય નથી. માનવ કોઈનાં પર વિજયી થાય, અથવા ન થાય, પણ કોઈનાથી પરાજિત થવું તેને સહ્ય નથી, ન રુચિકર પણ છે અને ન પરાજિત થવાની ક્યારેય કોઈની માંગ હોય છે. એ સ્પષ્ટ જ છે કે કામના-પૂર્તિમાં માનવ પરાજિત જ થાય છે; કારણ, કે કામના-પૂર્તિ-કાળમાં પરાધીનતા અને અપૂર્તિ-કાળમાં અભાવ રહે જ છે.

પરાધીનતા તથા અભાવમાં આબદ્ધ રહેવું એ જ પરાજિત થવું છે. જ્યાં સુધી પરાધીનતા તથા અભાવનો અભાવ ન થાય, ત્યાં સુધી માનવ પોતાની દૃષ્ટિમાં પોતાને વિજયી નથી પામતો, પણ પરાજિત જ અનુભવ કરે છે. કોઈ અન્ય પર વિજયી થવાની કામના તો ક્યારેક-ક્યારેક પશુ પણ અનુભવ કરે છે; પરંતુ પોતાનાં પર વિજયી થવું એ જ વાસ્તવમાં વિજયી થવું છે. બીજાઓ પર વિજયી થવા માટે પોતાને પરાધીન જ કરવા પડે છે. આ દૃષ્ટિએ કોઈ અન્ય પર વિજયી થવું એ પરાજિત થવું જ છે.

કોઈ વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનો આશ્રય લીધા વિના, શું કોઈ કોઈનાં પર વિજયી થાય છે ? કદાપિ નહિ. જે સ્વયં વસ્તુ, યોગ્યતા વગેરેને

આધીન છે, શું એ સ્વાધીન છે ? અને જે સ્વાધીન નથી; શું એ વિજયી છે ? કદાપિ નહિ. એટલું જ નહિ, પરાધીનતામાં આબદ્ધ માનવ જ બીજાને પરાધીન બનાવવાનો પ્રયાસ કરે છે. જે કોઈને પરાધીન નથી બનાવતો અને ન કોઈને આધીન થાય છે, એ જ સ્વાધીન છે. જે સ્વાધીન છે, તેનાંમાં જ ઐશ્વર્ય છે. ઐશ્વર્યવાન સૌને માટે સદૈવ ઉપયોગી હોય છે, કોઈને માટે અનુપયોગી નથી. જે કોઈને માટે અનુપયોગી નથી, એ જ સૌનો પોતાનો છે. એની જ માંગ સૌને હોય છે. જેની માંગ સૌને હોય છે, તે સદૈવ છે. તેમાં અવિચળ આસ્થા તથા તેની સાથે એકતા થઈ શકે છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

જે સૌનો પોતાનો છે, તેનાં પ્રત્યે પ્રિયતા સ્વાભાવિક છે, પણ અસત્‌નો સંગ કરવાથી તેની પ્રિયતા વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેની આસક્તિમાં પરિણત થઈ જાય છે. પરંતુ આ સત્‌નો મહિમા છે કે અનેક આસક્તિઓનાં ઉત્પન્ન થવા છતાં પણ સ્વાભાવિક પ્રિયતાની માંગ નષ્ટ નથી થતી. એ અવિનાશી જીવનની શોધ, અથવા તેમાં અવિચળ આસ્થા અનિવાર્ય છે, જે જાણેલાં અસત્‌નાં ત્યાગ, અર્થાત્ સત્‌નાં સંગથી જ સાધ્ય છે. જેનાંમાં સૌંદર્ય તથા ઐશ્વર્ય છે, તેનાંમાં જ માધુર્ય છે. આ ત્રણેયમાં પરસ્પર એકતા છે, વિભાજન સંભવ નથી. જે સૌનો છે, તેણે કોઈનો ત્યાગ નથી કર્યો, પરંતુ સદૈવ સૌને અપનાવવા માટે તત્પર છે. પરંતુ આ રહસ્ય ત્યારે જ સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ મમતા, કામના તેમજ તાદાત્મ્યથી રહિત થઈ જાય.

સાધ્ય અને સાધકમાં જાતીય તથા સ્વરૂપની એકતા હોય છે. જેનાંમાં સૌંદર્ય, ઐશ્વર્ય તેમજ માધુર્ય છે, એ જ સૌનો સાધ્ય છે. તેની જ માંગ માનવમાત્રમાં વિદ્યમાન છે. સૌંદર્ય, ઐશ્વર્ય, માધુર્યની કોઈ સીમા નથી, અર્થાત્ અસીમ છે. જે અસીમ છે, તે અવિનાશી પણ છે. જે અવિનાશી છે, તે દિવ્ય ચિન્મય પણ છે. તેનો જ યોગ, બોધ તથા પ્રેમ માનવને અભીષ્ટ છે, જે મૂક-સત્સંગથી જ સાધ્ય છે. સૌંદર્ય, ઐશ્વર્ય અને માધુર્ય સાધ્યનું સ્વરૂપ છે અને સાધકનું જીવન છે. મમતાએ માનવને સૌંદર્યથી, કામનાઓએ ઐશ્વર્યથી અને તાદાત્મ્યે માધુર્યથી વિમુખ કરી દીધો છે, અથવા એમ કહો કે ઉત્પન્ન થયેલી

વસ્તુઓની મમતા, કામના તથા તાદાત્મ્યે માનવનાં સૌંદર્ય, ઐશ્વર્ય તેમજ માધુર્યને અપહૃત કરી લીધું છે, જે અસત્‌નાં સંગનું પરિણામ છે. મૂક-સત્સંગ દ્વારા સર્વાંશમાં અસત્‌નાં આશ્રયનો નાશ થઈ જાય છે, જેનાં થતાં જ નિર્મમતાથી ઉદિત સૌંદર્ય, નિષ્કામતાથી પ્રાપ્ત ઐશ્વર્ય અને આત્મીયતાથી જાગ્રત માધુર્ય સ્વતઃ અભિવ્યક્ત થાય છે, જેનાં થતાં જ સાધક અને સાધ્યમાં દૂરતા, ભેદ તથા ભિન્નતા નથી રહેતી, જે વાસ્તવિક જીવન છે.

એ સ્પષ્ટ જ છે કે મમતા, કામના તથા તાદાત્મ્ય ભૂલ-જનિત જ છે, અર્થાત્ જ્યારે માનવ મળેલી સ્વાધીનતાનો દુરુપયોગ કરે છે, ત્યારે મમતા-કામના-તાદાત્મ્ય ઉત્પન્ન થાય છે, જેનાં ઉત્પન્ન થતાં જ નિર્વિકારતા, પરમ-શાંતિ તથા સ્વાધીનતા અપહૃત થઈ જાય છે. ત્યારે આપોઆપ દુઃખ આવે છે, જે માનવને સ્વભાવથી પ્રિય નથી. જેમ-જેમ દુઃખનો પ્રભાવ સબળ તથા સ્થાયી થતો જાય છે, તેમ-તેમ માનવ પોતાની ભૂલથી પરિચિત થતો જાય છે. એ નિયમ છે કે ભૂલનાં જ્ઞાનમાં જ ભૂલનો નાશ નિહિત છે. ભૂલ-રહિત થતાં જ નિર્મમતા, નિષ્કામતા તેમજ અસંગતાપૂર્વક નિર્વિકારતા, પરમ શાંતિ તથા સ્વાધીનતાની અભિવ્યક્તિ થાય છે, જે માનવમાત્રને સ્વભાવથી જ અભીષ્ટ છે. આ દૃષ્ટિએ આવેલાં દુઃખનાં પ્રભાવથી મળેલી સ્વાધીનતાનાં દુરુપયોગનું પરિણામ નષ્ટ થઈ જાય છે અને જે માનવ પોતાનાંમાં પોતાને વિકારી, અશાંત તથા પરાધીન પામતો હતો, તે પોતાને નિર્વિકાર, પરમ-શાંત તેમજ સ્વાધીન પામે છે. ન ચાહવા છતાં પણ દુઃખ કેમ આવ્યું ? મળેલી સ્વાધીનતાનો દુરુપયોગ કેમ કર્યો ? આ મૂળ પ્રશ્નો પર વિચાર કરવો અનિવાર્ય છે.

દુઃખનાં આવવામાં કોઈની કરુણા નિહિત છે અને મળેલી સ્વાધીનતાનાં દુરુપયોગમાં માનવની અસાવધાનીનું જ સ્પષ્ટીકરણ થાય છે. જો અસાવધાની પ્રાકૃતિક દોષ હોત, તો તેની નિવૃત્તિ ન થાત. નિવૃત્તિ પ્રાકૃતિક નિયમાનુસાર તેની જ થાય છે, જે ભૂલ-જનિત છે. જો સ્વાધીનતા કોઈની દેણ ન હોત, તો શું માનવ તેનો દુરુપયોગ કરેત ? કદાપિ નહિ. સ્વાધીનતા જેનું સ્વરૂપ છે, તેનાંમાં ભૂલની ગંધ પણ નથી હોતી. જે પ્રમાણે સૂર્યમાં અંધકાર નથી, પરંતુ નેત્રોમાં

અંધકારની ઉત્પત્તિ થાય છે; જો કે નેત્રમાં સત્તા સૂર્યની જ છે, પણ અંધકારમાં હેતુ નેત્રનો દોષ છે, સૂર્યનો નહિ; એ જ પ્રમાણે એ અનંતની દીધેલી સ્વાધીનતાનાં દુરુપયોગનું દાયિત્વ માનવ પર છે, અનંત પર નહિ. પોતાનાં કરેલાં દુરુપયોગને ન દોહરાવવાનું દાયિત્વ પણ માનવ ઉપર જ છે. દુરુપયોગનું પરિણામ ન ચાહવા છતાં પણ ભોગવવું પડે છે.

આનાંથી એ સ્પષ્ટ જ થઈ જાય છે કે દુરુપયોગ ભૂલ-જનિત છે, જે વાસ્તવમાં અસત્‌નો સંગ છે. કરેલાં દુરુપયોગનાં પરિણામનો પ્રભાવ સદ્ઉપયોગની પ્રેરણા આપે છે, આ વૈધાનિક તથ્ય છે. વિધાનનો અનાદર અસત્‌નો સંગ છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. વિધાનનો આદર, અર્થાત્ સત્સંગ કરતાં જ વિકારી પોતાને નિર્વિકાર, અશાંત પોતાને પરમ શાંત તેમજ પરાધીન પોતાને સ્વાધીન પામે છે. આ નિર્વિકારતા, પરમ-શાંતિ તથા સ્વાધીનતા પોતાને તથા જગતને મોહિત કરી શકે છે; પરંતુ આ મહિમાને આધારે કોઈ પણ માનવ તેનાં પર અધિકાર નથી પામતો, જેણે કરુણિત થઈને દીધેલી સ્વાધીનતાનાં સદ્ઉપયોગની પ્રેરણા આપી છે.

તેઓ કેટલાં ઉદાર છે ! આ સંબંધમાં જેટલું કહેવામાં આવે, ઓછું છે. અર્થાત્ તેની ઉદારતાનો પારાવાર નથી. ત્યાં સુધી કે મળેલી સ્વાધીનતાનાં સદ્ઉપયોગ-જનિત નિર્વિકારતા, પરમ-શાંતિ તેમજ સ્વાધીનતા પ્રાપ્ત થવાથી માનવ પોતાને જ સર્વ કાંઈ માની લે છે. પણ, એ કરુણાનિધિને એનાંથી ક્ષોભ નથી થતો, પણ પ્રસન્નતા જ થાય છે. તેઓ કેટલાં સૌનાં પોતાનાં છે ! જે એમને નથી માનતો, તેને પણ તેનાં જ રૂપમાં પ્રાપ્ત થાય છે. અને જો કોઈ તેની કરુણાનાં પ્રભાવથી જ પ્રભાવિત થઈને તેમને પોતાનાં માની લે છે, ત્યારે તો તેને તેઓ અગાધ પ્રિયતા પ્રદાન કરે છે, જેનાં જાગ્રત થતાં જ માનવ નિર્વિકારતા, પરમ-શાંતિ, સ્વાધીનતા તથા અગાધ પ્રિયતાથી પરિપૂર્ણ થાય છે. પ્રિયતાની અભિવ્યક્તિ નિર્વિકારતા, પરમ-શાંતિ તેમજ સ્વાધીનતાનાં મહત્ત્વને ખાઈ લે છે; પરંતુ નિર્વિકારતા, પરમ શાંતિ તેમજ સ્વાધીનતા જેમ-ની-તેમ સુરક્ષિત રહે છે.

નિર્વિકારતા વગેરેનાં અભિમાનનાં ગળતાં જ પરિચ્છિન્નતાની ગંધ પણ નથી રહેતી, જે સર્વતોમુખી વિકાસની ભૂમિ છે. એ સ્પષ્ટ જ છે કે ગુણ-દોષને આશ્રિત જ પરિચ્છિન્નતા જીવિત રહે છે. નિર્દોષતાની અભિવ્યક્તિ થવાથી ગુણોનો ભાસ પોતાનાંમાં જ થાય છે. જો કે દોષ ભૂલ-જનિત તેમજ ગુણ પ્રાકૃતિક છે, પરંતુ માનવ પ્રાકૃતિક વિભૂતિઓને પોતાની માની બેસે છે, જે ભારે ભૂલ છે. તેનું પરિણામ એ થાય છે કે નિર્દોષ થવા છતાં પણ પરિચ્છિન્નતા નાશ નથી થતી, જે ભેદની જનની છે. આ કારણે નિરભિમાનતા પ્રાપ્ત કરવા માટે એ કરુણાનિધિમાં આત્મીયતા સ્વીકાર કરવી અનિવાર્ય થઈ જાય છે. નિરભિમાનતા અહંભાવ-રૂપી અણુનો અંત કરવામાં સમર્થ છે. પણ આ રહસ્ય મૂક-સત્સંગથી જ સ્પષ્ટ થાય છે. અહંકૃતિ રહેતાં નિરભિમાનતાની અભિવ્યક્તિ નથી થતી અને મૂક-સત્સંગ વિના અહંકૃતિનો નાશ નથી થતો. આ દૃષ્ટિએ મૂક-સત્સંગમાં જ માનવનાં પુરુષાર્થની પરાવધિ છે, અર્થાત્ કરવાનો અંત છે.

પ્રાકૃતિક નિયમાનુસાર 'કરવા' નાં અંતમાં જ 'થવા' ની અભિવ્યક્તિ નિહિત છે. 'થવા' માં પ્રસન્ન રહેવાથી, જે થઈ રહ્યું છે, તેમાં તેમનાં મહિમાનાં સ્પષ્ટ દર્શન થવા લાગે છે, જે સૌનો આશ્રય તથા પ્રકાશક છે. મહિમાનાં દર્શન થતાં જ સ્વતઃ અવિચળ આસ્થા-શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક આત્મીયતા જાગ્રત થાય છે, જેનાં થતાં જ અગાધ, અનંત, નિત-નવ રસનો સ્રોત પ્રવાહિત થતો જ રહે છે, જે વાસ્તવિક જીવન છે. રસની ભૂખ માનવમાત્રની પોતાની ભૂખ છે. જો કે નિર્વિકારતા, પરમ-શાંતિ તેમજ સ્વાધીનતામાં પણ રસ છે, પરંતુ આત્મીયતાથી જાગ્રત અગાધ પ્રિયતાનાં રસનો તો પારાવાર નથી. આ જ દૃષ્ટિએ રસની ત્રણ શ્રેણીઓ છે — શાંત, અખંડ તેમજ અનંત. શાંત તેમજ અખંડ રસની અભિવ્યક્તિ થવાથી જો કે જડતા, પરાધીનતા તેમજ અભાવ નથી રહેતાં; પરંતુ દુઃખ-નિવૃત્તિ, પરમ-શાંતિ તથા સ્વાધીનતાને આશ્રયે અહંરૂપી અણુનો અત્યંત અભાવ નથી થતો.

આ કારણે આત્મીયતાથી જાગ્રત પ્રિયતામાં જ માનવ-જીવનની પૂર્ણતા નિહિત છે. પ્રિયતાથી ઉદિત રસ શાંત તથા અખંડ રસનો પોષક છે, નાશક નહિ.

પ્રિયતા એકમાત્ર અહંની જ નાશક છે, જેનાં નાશથી જ સદાને માટે દૂરતા, ભેદ તથા ભિન્નતા શેષ નથી રહેતી, અર્થાત્ યોગ, બોધ તેમજ પ્રેમ સાથે અભિન્નતા થઈ જાય છે, જે માનવ, અર્થાત્ સાધકનું જીવન તથા સાધ્યનો સ્વભાવ છે.

સમસ્ત દોષોની ઉત્પત્તિનું કારણ મળેલી સ્વાધીનતાનો દુરુપયોગ છે. સ્વાધીનતાનાં દુરુપયોગની રુચિ, શું પ્રાકૃતિક દોષ છે, અર્થાત્ કોઈની દેણ છે ? અથવા પોતાની ભૂલ છે ? જેમણે માનવને સ્વાધીનતા પ્રદાન કરી છે, શું તેઓ તેનાં દુરુપયોગની પ્રેરણા આપશે ? કદાપિ નહિ. જગતનું બીજ તથા તત્ત્વની જિજ્ઞાસા માનવમાત્રમાં વિદ્યમાન છે. તત્ત્વની જિજ્ઞાસા જગતનાં બીજને ભસ્મીભૂત કરી, જગદાધાર સાથે જાતીય-એકતા, નિત્ય-સંબંધ તથા આત્મીયતા પ્રદાન કરે છે. જિજ્ઞાસા 'હું' અને 'આ' નાં સંબંધમાં થાય છે. 'આ' અને 'હું' ની વાસ્તવિકતાનો બોધ થવાથી 'અહં' અને 'મમ' નો નાશ થાય છે. 'મમ' નાં નાશથી નિર્વિકારતા અને 'અહં' નાં નાશથી દૂરતા, ભેદ તથા ભિન્નતાનો અંત થાય છે, અર્થાત્ યોગ, બોધ તેમજ પ્રેમની અભિવ્યક્તિ થાય છે.

એ સ્પષ્ટ જ છે કે સર્વાંશમાં 'મમ' નો નાશ થતાં જ નિષ્કામતા તથા અસંગતા સ્વતઃ પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિએ નિર્વિકારતામાં જ શાંતિ તથા સ્વાધીનતા નિહિત છે. પરંતુ 'અહં' નો નાશ થયા વિના સર્વાંશમાં દૂરતા, ભેદ તથા ભિન્નતાનો અંત નથી થતો. 'અહં' નો નાશ આત્મીયતાથી જ થાય છે, અસંગતાથી નહિ. અસંગતા પરાધીનતાનો નાશ કરે છે અને સ્વાધીનતા સાથે અભિન્ન કરે છે; પરંતુ સ્વાધીનતા-જનિત રસનું પ્રલોભન અહંને જીવિત રાખે છે. આત્મીયતાની અભિવ્યક્તિ અહંરૂપી અણુને ખાઈ લે છે અને અગાધ પ્રિયતા સાથે અભિન્ન કરે છે.

'આ' ની પ્રતીતિ અને 'હું' નો ભાસ માનવમાં સ્વાભાવિક છે; પરંતુ 'આ' અને 'હું' ની વાસ્તવિકતાની શોધ પણ માનવમાં જ છે. 'આ' અને 'હું' ની શોધ કરતાં-કરતાં સ્વતઃ 'છે' નો બોધ થાય છે, 'હું' નો નહિ. 'હું', 'છે' ની પ્રીતિથી ભિન્ન કાંઈ નથી. શોધનો પ્રયાસ શોધનાં અંતમાં સ્વતઃ નાશ થઈ જાય છે, અર્થાત્ અહંકૃતિ શેષ નથી રહેતી, અહં-સ્ફૂર્તિ ભલેને થાય. અહંકૃતિ મટતાં

જ પોતાનાંમાં જ પોતાનાં પ્રેમાસ્પદને પામીને માનવ કૃતકૃત્ય થાય છે. પોતાનાંમાં જ પોતાનાં પ્રેમાસ્પદને પામવાનો અંતિમ ઉપાય આત્મીયતાથી જાગ્રત અગાધ પ્રિયતા જ છે. આ દૃષ્ટિએ અગાધ પ્રિયતાની ભૂખમાં જ જીવનની પૂર્ણતા નિહિત છે. કામની નિવૃત્તિ પરમ-શાંતિ સાથે અને જિજ્ઞાસાની પૂર્તિ અમરત્વ સાથે તેમજ અગાધ પ્રિયતાની જાગૃતિ અનંત-રસ સાથે અભિન્ન કરે છે.

પોતાનાંમાં પોતાનાંથી ભિન્ન પ્રેમાસ્પદની સ્વીકૃતિ, શું આવશ્યક છે ? અવશ્ય છે; કારણ, કે માનવે પોતાનાંમાં જ પરાધીનતા, જડતા, અભાવ વગેરેને સ્વીકાર્યા છે, જે વાસ્તવમાં ભૂલ-જનિત છે. ભૂલ પોતાનાંમાં છે, તત્ત્વમાં નહિ. ભૂલનો અત્યંત અભાવ ત્યારે જ થઈ શકે છે, જ્યારે પોતાનાંમાં જ પોતાનાં પ્રેમાસ્પદને અપનાવવામાં આવે. પોતાનાંમાં પોતાનાં પ્રેમાસ્પદની સ્વીકૃતિ ભેદની જનની નથી, પણ ભિન્નતાની નાશક છે. અહંભાવ જ પરિચ્છિન્નતાને અને પરિચ્છિન્નતા ભેદને જન્મ આપે છે.

સર્વનો આશ્રય તથા પ્રકાશક સદૈવ જેમ-નો-તેમ છે, તેનાંમાં ભૂલની ગંધ પણ નથી. ભૂલ પોતાનાંમાં જ પોતાની અસાવધાનીથી ઉત્પન્ન થાય છે. પોતાની અસાવધાની એ જ છે કે માનવ પોતાનાં પ્રેમાસ્પદને પોતાનાંથી ભિન્નમાં શોધે છે, પરંતુ પામતો નથી; કારણ, કે પ્રેમાસ્પદથી દેશ-કાળ વગેરેની દૂરતા નથી. જેનાંથી દેશ-કાળની દૂરતા નથી, તેનાંથી ન જાણવા તથા ન માનવાની દૂરતા ભાસે છે. જે સર્વનો પ્રકાશક તથા જ્ઞાતા છે, તેને જાણવાનો પ્રયાસ, તેને ભૂલવું છે. જે પ્રમાણે નેત્રથી કોઈ નેત્રને નથી જોતો, આકૃતિને જ જુએ છે; પરંતુ જેનાંથી જુએ છે, એ જ નેત્ર છે, એ જ પ્રમાણે સર્વનાં આશ્રય તથા પ્રકાશકનો કોઈ જ્ઞાતા નથી હોઈ શકતો.

આથી પ્રેમાસ્પદ અર્થાત્ પરમતત્ત્વને જાણી નથી શકાતું, પરંતુ પ્રાપ્ત કરવામાં આવે છે, જે એકમાત્ર આત્મીયતાથી જાગ્રત પ્રિયતાથી જ સાધ્ય તથા સુલભ છે. એટલું જ નહિ, પ્રેમાસ્પદને સ્વીકાર ન કરવા છતાં પણ પ્રેમાસ્પદની જ પ્રાપ્તિ થાય છે; કારણ, કે 'છે' થી દૂરતા, ભેદ તથા ભિન્નતા સંભવ નથી. 'છે' ની 'હું' નાં રૂપમાં તથા નિર્વિકારતા, પરમ-શાંતિ, સ્વાધીનતા, અમરત્વ વગેરે

વિભૂતિઓનાં રૂપમાં 'છે' ની જ પ્રાપ્તિ થાય છે; પરંતુ 'છે' ની 'છે' નાં રૂપમાં પ્રાપ્તિનો મૂળ મંત્ર 'છે' ની અગાધ-પ્રિયતા જ છે. આથી પોતાનાંમાં પોતાનાં પ્રેમાસ્પદની સ્વીકૃતિ અનિવાર્ય છે.

શોધનાં મૂળમાં માંગ જ હેતુ છે, અર્થાત્ જેની આવશ્યકતા હોય છે, તેની જ શોધ થાય છે. માંગ જેનાંમાં હોય છે, એ જ શોધે છે. આથી પોતાનાંમાં તેની જ માંગ છે, જે પોતાનાંમાં જ છે. પરંતુ પ્રિયતાનાં અભાવથી દૂરતા તથા ભેદ પ્રતીત થાય છે. જેની આવશ્યકતા છે, તેનાંમાં અવિચળ આસ્થા કરવી એ પણ તેની પ્રાપ્તિમાં હેતુ છે. આ દૃષ્ટિએ શોધ તથા આસ્થા બન્નેય પ્રશસ્ત પથ છે. શોધનાં અંતમાં આસ્થા સ્વતઃ થાય છે અને આસ્થાનાં આધારે પણ શોધ કરવામાં આવે છે. આ દૃષ્ટિએ શોધમાં આસ્થા અને આસ્થામાં શોધ ઓત-પ્રોત છે. માનવને શોધ તથા આસ્થાનું સામર્થ્ય સ્વતઃ પ્રાપ્ત છે. શોધથી આસ્થાને સજીવ બનાવવી અથવા આસ્થાથી શોધ કરવી, આ સ્વાધીનતા પ્રત્યેક માનવને પ્રાપ્ત છે. પોતાનાંથી ભિન્નને સ્વીકાર ન કરવું એ પોતાનાંથી ભિન્નની કરેલી સ્વીકૃતિઓને મટાડવાનો ઉપાય છે. જો પોતાનાંમાં જ પોતાનાં પ્રેમાસ્પદને સ્વીકાર કરી લેવામાં આવે, તો પોતાનાં સહિત બધું જ તેની જ પ્રીતિ થઈ જાય છે.

જિજ્ઞાસુનું જિજ્ઞાસાથી ભિન્ન કોઈ અસ્તિત્વ નથી. આથી જિજ્ઞાસા-પૂર્તિ થવાથી જિજ્ઞાસુનું કોઈ અસ્તિત્વ નથી રહેતું. આ દૃષ્ટિએ પણ 'હું' 'છે' માં જ વિલીન થાય છે. 'છે' ને 'હું' માં વિલીન કરવું, શું સંભવ છે ? કદાપિ નહિ. લહેર સાગરમાં વિલીન થાય છે, સાગર લહેરમાં નહિ. સાગર અને લહેરનો ભેદ જળમાં નથી. શું લહેર સાગરમાં નથી ? એ જ પ્રમાણે પ્રીતિ અને પ્રિયતમનો ભેદ પ્રિયતમમાં નથી; કારણ, કે પ્રીતિ પ્રિયતમનો જ સ્વભાવ અને પ્રીતિમાં જ પ્રિયતમનો નિત્યવાસ છે. 'હું' અને 'છે' નો ભેદ 'છે' માં નથી, આ 'છે' ની જ મહાનતા છે. પરંતુ 'હું' 'છે' નો અસ્વીકાર કરી 'હું' ને જ સ્વીકાર કરે, શું આ 'હું' ની ભૂલ નથી ? 'હું' અને 'છે' નો ભેદ પ્રીતિ અને પ્રીતમનાં સ્વરૂપમાં છે. પ્રીતિમાં સત્તા પ્રીતમથી ભિન્નની નથી હોતી અને પ્રીતિએ પ્રીતમથી ભિન્નને

પામ્યો જ નથી. 'હું' ની અભિન્નતા પ્રીતિ સાથે થાય છે અને પ્રીતિ સદૈવ પ્રીતમ સાથે અભિન્ન છે. આ દૃષ્ટિએ પ્રીતિ થઈને પ્રીતમની પ્રાપ્તિ સહજ, સુલભ તથા સ્વાભાવિક છે. આથી પોતાનાંમાં જ પોતાનાં પ્રેમાસ્પદને સ્વીકાર કરવામાં સફળતા અનિવાર્ય છે.

'આ' ની શોધ કરવાથી 'આ' નું સ્વતંત્ર અસ્તિત્વ નથી રહેતું અને 'હું' ની શોધ કરવાથી પણ 'હું' 'છે' ની પ્રીતિ થઈ જાય છે. 'આ' અને 'હું' બન્નેમાં જો માનેલી એકતા ન હોત, તો 'હું' ને 'આ' ની પ્રતીતિ જ ન થાત. 'આ' અને 'હું' ભોગની રુચિથી ભિન્ન માલૂમ પડે છે. મૂક-સત્સંગ દ્વારા નિત્ય-યોગ પ્રાપ્ત થવાથી 'આ' અને 'હું' ની વાસ્તવિકતાનો બોધ સ્વતઃ થઈ જાય છે. 'આ' ની આસક્તિ 'હું' નો 'આ' સાથે સંબંધ જોડી દે છે, જે વાસ્તવમાં ભૂલ-જનિત છે. 'છે' ની પ્રીતિ 'આ' ની આસક્તિને ખાઈને 'હું' ને 'છે' સાથે અભિન્ન કરે છે અને પછી પ્રીતિ અને પ્રીતમનો નિત્ય-વિહાર જ શેષ રહે છે, જે વાસ્તવિક જીવન છે. 'આ' કાંઈ નથી, અથવા 'છે' ની જ અભિવ્યક્તિ છે — આ દાર્શનિક તથ્ય છે. 'આ' ની આસક્તિથી જ 'હું' નો 'આ' સાથે સંબંધ થાય છે. 'છે' ની ઉત્કટ લાલસા 'હું' નો 'આ' સાથે સંબંધ-વિચ્છેદ કરવામાં સમર્થ છે. સર્વાંશમાં આસક્તિનો નાશ થવાથી લાલસાની પૂર્તિ સ્વતઃ થાય છે, આ વૈજ્ઞાનિક તથ્ય છે. 'છે' ની લાલસા 'છે' માં અને 'આ' ની આસક્તિ 'આ' માં નથી હોતી. જેમાં 'આ' ની આસક્તિ અને 'છે' ની લાલસા છે, એ જ 'હું' છે.

આસક્તિની નિવૃત્તિ અને લાલસાની પૂર્તિ થવાથી 'હું' 'છે' નાં યોગ, બોધ તેમજ પ્રેમથી ભિન્ન કાંઈ નથી. પણ આ રહસ્ય મૂક-સત્સંગથી જ સ્પષ્ટ થાય છે.

યોગ, બોધ અને પ્રેમ માનવની વાસ્તવિક માંગ છે; કારણ, કે ભોગ, મોહ અને આસક્તિનું પરિણામ માનવને પરાધીનતા, જડતા તેમજ અભાવમાં આબદ્ધ કરે છે, જેની નિવૃત્તિ અત્યંત આવશ્યક છે, જે એકમાત્ર યોગ, બોધ તથા પ્રેમથી જ સંભવ છે. યોગ, બોધ અને પ્રેમની પ્રાપ્તિ કોઈ પરિસ્થિતિ-વિશેષની અપેક્ષા નથી રાખતી, પરંતુ પ્રત્યેક પરિસ્થિતિમાં સંભવ છે. પરંતુ પ્રાપ્ત

પરિસ્થિતિનો સદુપયોગ અને અપ્રાપ્ત પરિસ્થિતિનાં ચિંતનનો નાશ અનિવાર્ય છે, જે એકમાત્ર નિર્મમતા તથા નિષ્કામતાથી જ સાધ્ય છે.

યોગની પૂર્ણતામાં બોધ અને બોધની પૂર્ણતામાં પ્રેમ ઓત-પ્રોત છે. આ કારણે નિત્ય-યોગની અભિવ્યક્તિ અત્યંત આવશ્યક છે, જેનાં માટે મૂક-સત્સંગ જ અચૂક ઉપાય છે. સંયોગ-જનિત સુખ-લોલુપતાનો નાશ થવાથી જ નિત્ય-યોગની અભિવ્યક્તિ થાય છે. મૂક-સત્સંગ માનવને સંયોગની દાસતાથી રહિત કરવામાં સમર્થ છે. સંયોગની દાસતાનો અંત થવાથી વિયોગનો ભય સ્વતઃ નાશ થઈ જાય છે, જેનાં થતાં જ મોહની નિવૃત્તિ તથા બોધની અભિવ્યક્તિ થાય છે. બોધની અભિવ્યક્તિમાં જ અખંડ-સ્મૃતિ અર્થાત્ અગાધ પ્રિયતા નિહિત છે. આ દૃષ્ટિએ યોગમાં બોધ અને બોધમાં પ્રેમ ઓત-પ્રોત છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ યોગ, બોધ વગેરેનાં અભિમાનથી રહિત થઈ જાય છે. નિરભિમાનતા વિના સર્વાંશમાં પરિચ્છિન્નતાનો નાશ નથી થતો, જે ભેદ તથા ભિન્નતાની જનની છે. પરિચ્છિન્નતા કોઈ-ને-કોઈ અવસ્થાનાં આશ્રયથી જ જીવિત રહે છે. બધી અવસ્થાઓથી અસંગ થવાથી નિરભિમાનતાની અભિવ્યક્તિ થાય છે અને પછી પરિચ્છિન્નતા શેષ નથી રહેતી.

ક્રિયાશીલતા, ચિંતન તથા સ્થિતિ અવસ્થાઓ છે. અકર્તવ્યનાં નાશમાં કર્તવ્ય-પરાયણતા અને વ્યર્થ-ચિંતનનો નાશ થતાં જ સાર્થક-ચિંતનની જાગૃતિ તથા અચિંતતા સ્વતઃ આવે છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે. અકર્તવ્ય તથા વ્યર્થ-ચિંતનનાં મૂળમાં અસત્‌નો સંગ જ હેતુ છે. આથી અસત્‌નાં સંગનાં ત્યાગમાં જ સમસ્ત દોષોની નિવૃત્તિ નિહિત છે. ભેદની ઉત્પત્તિ થવાથી જ માનવ સંયોગની દાસતા તથા વિયોગનાં ભયમાં આબદ્ધ થાય છે. આ કારણે ભેદનો અંત કરવો અનિવાર્ય છે, જે પરિચ્છિન્નતાનાં નાશથી જ સંભવ છે. પરિચ્છિન્નતાનો નાશ કોઈ અભ્યાસથી સંભવ નથી; કારણ, કે અભ્યાસ માટે દેહનો આશ્રય અપેક્ષિત હોય છે. દેહાભિમાન રહેતાં પરિચ્છિન્નતાનો નાશ સંભવ નથી. દેહાભિમાન ગાળવામાં મૂક-સત્સંગ જ મૂળ મંત્ર છે.

પ્રાણ તથા વૃત્તિઓનો નિરોધ એક અવસ્થા છે, નિત્ય-યોગ નથી.

નિત્ય-યોગની અભિવ્યક્તિ અવસ્થાઓથી અસંગ થવામાં જ નિહિત છે. બધી અવસ્થાઓનો પ્રકાશક સ્વરૂપથી બધી અવસ્થાઓથી અતીત છે. અવસ્થાઓનાં આશ્રયથી જ માનવ નિત્ય-યોગથી વિમુખ થાય છે. જો કે પ્રત્યેક અવસ્થા સ્વભાવથી જ પરિવર્તનશીલ છે, પરંતુ માનવ અવસ્થાઓ સાથે તદ્‌રૂપ થઈને અવસ્થાઓમાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરી લે છે, જે વાસ્તવમાં અસત્‌નો સંગ છે.

સત્ બધી અવસ્થાઓમાં જેન-નું-તેમ છે. તેનો સંગ કોઈ અવસ્થાને આશ્રિત નથી, પરંતુ વિશ્રામથી જ સાધ્ય છે. સત્‌નાં સંગમાં સત્‌ની અનુરક્તિ જ હેતુ છે. અનુરક્તિ કોઈ શ્રમ-સાધ્ય પ્રયોગથી જાગ્રત નથી થતી, પરંતુ આત્મીયતાથી જ સાધ્ય છે. અનુરક્તિ જેનાંમાં જાગ્રત થાય છે, તેને પોતાની સાથે અભિન્ન કરી લે છે, અર્થાત્ અનુરક્તિથી ભિન્ન અનુરક્તમાં બીજું કાંઈ નથી; પરંતુ જેનાં પ્રત્યે જાગ્રત થાય છે, તેનાં માટે રસરૂપ સિદ્ધ થાય છે; આ અનુરક્તિની વિલક્ષણતા છે.

બધી આસક્તિઓનો સર્વાંશમાં સમાવેશ અનુરક્તિમાં જ થાય છે. જો વિરક્તિ અસત્‌થી અસંગ કરે છે, તો અનુરક્તિ સત્ સાથે અભિન્ન કરે છે. એટલું જ નહિ, વિરક્તિનો અંત અનુરક્તિમાં જ થાય છે. આસક્તિ જેનાંમાં ઉત્પન્ન થાય છે, તેને પોતાની સાથે અભિન્ન નથી કરી શકતી. આ જ કારણે આસક્તિ રહેતાં પરિચ્છિન્નતા શેષ રહે છે. પરંતુ અનુરક્તિની આ વિલક્ષણતા છે કે જેમાં જાગ્રત થાય છે, તેનાં અસ્તિત્વને પોતાનાંથી ભિન્ન નથી રહેવા દેતી. આ જ કારણે અનુરક્તિની જાગૃતિથી જ પરિચ્છિન્નતાનો અત્યંત અભાવ થાય છે. યોગ, બોધ, પ્રેમ કોઈ અવસ્થા-વિશેષ નથી, પરંતુ માનવનું જીવન છે. આ દૃષ્ટિએ યોગ, બોધ તથા પ્રેમ સાથે અભિન્ન થવું અનિવાર્ય છે. ભોગ, મોહ તથા આસક્કિત રહેતાં નિત્ય-યોગની માંગ શિથિલ ભલેને થઈ જાય, નાશ નથી થતીી.

મૂક-સત્સંગથી નિત્ય-યોગની માંગ તીવ્ર થાય છે. જેમ-જેમ નિત્ય-યોગની માંગ તીવ્ર થતી જાય છે, તેમ-તેમ ભોગની રુચિ સ્વતઃ મટતી જાય છે. ભોગની રુચિનો નાશ થતાં જ મોહ તથા આસક્તિ શેષ નથી રહેતાં. સર્વાંશમાં

ભોગની રુચિનો નાશ તથા નિત્ય-યોગ એકસાથે થાય છે. નિત્ય-યોગ વર્તમાન જીવનની વસ્તુ છે. તેનાંથી નિરાશ થવા સમાન બીજી કોઈ ભારે ભૂલ નથી. કરેલાનું પરિણામ કાલાન્તરે સ્વતઃ નાશ થઈ જાય છે; પરંતુ મૂક-સત્સંગથી સાધ્ય નિત્ય-યોગ અવિનાશી જીવન સાથે અભિન્ન કરે છે. એટલું જ નહિ, નિત્ય-મિલન તથા નિત્ય-વિરહ નિત્ય-યોગમાં જ નિહિત છે. વિરહ અને મિલનમાં સ્વરૂપથી ભેદ નથી; કારણ, કે વિરહમાં મિલન અને મિલનમાં વિરહ ઓત-પ્રોત છે. આ જ કારણે 'અનુરક્તિ' ક્ષતિ, પૂર્તિ તેમજ નિવૃત્તિથી રહિત છે. ક્ષતિ, પૂર્તિ તેમજ નિવૃત્તિથી રહિત હોવાથી જ અનુરક્તિ નિત-નવીન તથા અનંત છે. અનંતને રસ દેવામાં અનુરક્તિ જ સમર્થ છે. અનુરક્તિમાં સત્તા તેની જ છે, જેની એ અનુરક્તિ છે. આ દૃષ્ટિએ પ્રેમ અને પ્રમાસ્પદનાં નિત્ય-વિહારમાં જ માનવ-જીવનની પૂર્ણતા નિહિત છે, જે એકમાત્ર નિત્ય-યોગથી જ સાધ્ય છે.

સંયોગની દાસતા જ એકમાત્ર નિત્ય-યોગમાં બાધક છે. સંયોગની રુચિ માનવને નિત્ય-પ્રાપ્તથી વિમુખ કરી પ્રતીતિ તરફ આકર્ષિત કરે છે અને કોઈ-ને-કોઈ પ્રવૃત્તિને જન્મ આપે છે. પ્રવૃત્તિથી પ્રાપ્ત સામર્થ્યનો હ્રાસ જ થાય છે, પ્રાપ્ત કાંઈ નથી થતું. એ સ્પષ્ટ જ છે કે પ્રવૃત્તિઓનું પરિણામ જે વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેનાં રૂપમાં પ્રતીત થાય છે, તેમાં પણ તો સતત પરિવર્તન જ છે. પરિવર્તન ઉત્પત્તિ-વિનાશનો ક્રમ છે. આથી પ્રવૃત્તિનાં પરિણામમાં કોઈ અસ્તિત્વની પ્રાપ્તિ નથી થતી. ઉત્પત્તિ, સ્થિતિ તથા વિનાશમાં સ્થિતિ કેવલ પ્રતીતિ-માત્ર છે. વાસ્તવમાં તો તે ઉત્પત્તિ-વિનાશનો પ્રવાહ જ છે, સ્થિતિ નહિ. પરંતુ સંયોગની રુચિ નાશ થતાં જ સહજ નિવૃત્તિપૂર્વક સ્વતઃ નિત્ય-યોગની અભિવ્યક્તિ થાય છે. આ દૃષ્ટિએ સંયોગની દાસતાનો અંત કરવો અનિવાર્ય છે. સંયોગ-જનિત ચેષ્ટાઓ અખંડ નથી હોતી. સંયોગની રુચિને કારણે નિવૃત્તિમાં પણ પ્રવૃત્તિ ભાસે છે. સંયોગની રુચિનો નાશ થતાં જ પ્રત્યેક પ્રવૃત્તિ સ્વતઃ નિવૃત્તિમાં વિલીન થાય છે. નિવૃત્તિમાં જ નિત્ય-યોગ નિહિત છે. નિવૃત્તિ કરવી નથી પડતી, પરંતુ આપો-આપ થાય છે.

પ્રવૃત્તિનાં મૂળમાં કરવાની રુચિ હોય છે, જે માનવને દેહાભિમાનમાં આબદ્ધ કરે છે. દેહાભિમાન રહેતાં સંયોગની દાસતાનો નાશ નથી થતો. દેહાભિમાનનો અંત કરવા માટે સહજ નિવૃત્તિપૂર્વક મૂક-સત્સંગ અનિવાર્ય છે. 'પ્રતીતિ' અને 'પ્રાપ્ત' માં એક મોટો ભેદ એ છે કે 'પ્રતીતિ' ની આસ્થા પ્રવૃત્તિઓને જન્મ આપે છે; પરંતુ પરિણામમાં અભાવ જ શેષ રહે છે. જો કે 'પ્રાપ્ત' ની પ્રતીતિ નથી થતી, પરંતુ 'પ્રાપ્ત' માં આસ્થા નિવૃત્તિપૂર્વક અભાવનો અભાવ કરવામાં સમર્થ હોય છે. કોઈ પણ પ્રવૃત્તિ દ્વારા અભાવનો અભાવ નથી થતો, આ વૈજ્ઞાનિક તથ્ય છે. સહજ તથા સ્વાભાવિક નિવૃત્તિથી આપોઆપ અભાવનો અભાવ થઈ જાય છે; કારણ, કે નિવૃત્તિ 'પ્રાપ્ત' થી દૂરતા, ભેદ, ભિન્નતા નથી રહેવા દેતી. આ દૃષ્ટિએ સહજ નિવૃત્તિ, અર્થાત્ મૂક-સત્સંગ અભાવનો અભાવ કરવામાં સમર્થ છે.

નિત્ય-પ્રાપ્તમાં અવિચલ આસ્થા અથવા પ્રતીતિની વાસ્તવિકતાનો પરિચય સહજ નિવૃત્તિમાં હેતુ છે. સહજ નિવૃત્તિનો ક્યારેય નાશ નથી થતો. પ્રવૃત્તિ-કાળમાં પણ નિવૃત્તિ જેમ-ની-તેમ રહે છે; પરંતુ તેનો અનુભવ પ્રવૃત્તિનાં આરંભની પૂર્વે અને પ્રવૃત્તિનાં અંતમાં સ્વતઃ થાય છે. જે આદિમાં અને અંતમાં થાય છે, તે મધ્યમાં પણ રહે છે, તેનો ભાસ ભલેને ન થાય. જે વસ્તુ જેવી ભાસિત થાય છે, શું એ વાસ્તવમાં તેવી જ હોય છે ? જો હોત, તો પ્રવૃત્તિ જે આકર્ષણથી આરંભ થાય છે, માનવને તેની પ્રાપ્તિ થવી જોઈતી હતી. પણ એવું થતું નથી. પ્રતીતિનું આકર્ષણ પ્રવૃત્તિને જન્મ આપીને પ્રવૃત્તિ-કર્તાને અભાવમાં જ આબદ્ધ કરે છે. આ દૃષ્ટિએ એ સ્પષ્ટ જ છે કે પ્રતીતિનું આકર્ષણ વાસ્તવિક નથી, પરંતુ ભૂલ-જનિત જ છે. ભૂલનો અંત થતાં જ પ્રતીતિનું આકર્ષણ શેષ નથી રહેતું અને આવશ્યક કાર્યનાં અંતમાં સ્વતઃ સહજ નિવૃત્તિ સજીવ થાય છે, જે વિકાસની ભૂમિ છે.

પ્રવૃત્તિની સાર્થકતા પ્રતીતિની વાસ્તવિકતાનાં બોધમાં જ છે. પ્રતીતિની વાસ્તવિકતાનો બોધ સ્વતઃ પ્રવૃત્તિ-કર્તાને નિત્ય-યોગ સાથે અભિન્ન કરે છે.

અવિચલ આસ્થા તેમાં જ થાય છે, જેને ઇન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિથી

જોયો નથી, અર્થાત્ પ્રતીતિમાં અવિચલ આસ્થા સંભવ નથી. પ્રતીતિનાં સંબંધમાં જિજ્ઞાસા થાય છે, આસ્થા નહિ. પ્રતીતિનું આકર્ષણ નાશ થતાં જ નિષ્કામતાની અભિવ્યક્તિ થાય છે, જેનાં થતાં જ સ્વતઃ જિજ્ઞાસાની પૂર્તિ, અર્થાત્ વાસ્તવિકતાનો બોધ થઈ જાય છે; કારણ કે, નિષ્કામતા પ્રતીતિથી વિમુખ કરી નિત્ય-પ્રાપ્ત સાથે અભિન્ન કરે છે. અભિન્નતા પ્રીતિની પ્રતીક છે. આ દૃષ્ટિએ જિજ્ઞાસાની પૂર્તિ અને પ્રીતિની જાગૃતિ યુગપદ્ હોય છે; કારણ કે, જ્ઞાનમાં પ્રેમ અને પ્રેમમાં જ્ઞાન ઓત-પ્રોત છે. જો જ્ઞાન અને પ્રેમનું વિભાજન થઈ જાય, તો જ્ઞાન-રહિત પ્રેમ 'કામ' અને પ્રેમ-રહિત જ્ઞાન 'શૂન્યતા'માં આબદ્ધ કરે છે, જે અભાવરૂપ છે. વાસ્તવામાં જ્ઞાન અને પ્રેમનું વિભાજન સંભવ જ નથી. જિજ્ઞાસાની પૂર્તિમાં પ્રેમનો પ્રાદુર્ભાવ અને પ્રેમની અભિવ્યક્તિમાં જિજ્ઞાસાની પૂર્તિ સ્વતઃ થાય છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ પ્રતીતિનાં આકર્ષણથી રહિત થઈ, સહજ નિવૃત્તિથી નિત્ય-યોગને અપનાવે.

નિત્ય-પ્રાપ્તની અવિચળ આસ્થા પણ માનવને સહજ નિવૃત્તિ પ્રદાન કરે છે; કારણ કે, 'આસ્થા' શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક શરણાગતિ પ્રદાન કરે છે. શરણાગતમાં અન્ય વિશ્વાસ, અન્ય સંબંધ તથા અન્ય ચિંતન શેષ નથી રહેતાં, પરંતુ અખંડ-સ્મૃતિની જાગૃતિ થાય છે. અખંડ-સ્મૃતિ અન્યની વિસ્મૃતિ કરી દૂરતા, ભેદ તથા ભિન્નતાને શેષ નથી રહેવા દેતી, અર્થાત્ નિત્ય-પ્રાપ્તમાં અગાધ પ્રિયતા જાગ્રત કરે છે, જે વાસ્તવિક જીવન છે. આ દૃષ્ટિએ પ્રતીતિની વાસ્તવિકતાનાં પરિચયથી જે જીવન મળે છે, એ જ 'પ્રાપ્ત'ની અવિચળ આસ્થાથી પણ મળે છે. પણ વિશ્વાસ તથા વિચાર બન્નેય સ્વતંત્ર પથ છે. વિશ્વાસ અને વિચાર બન્નેયથી સત્‌નો સંગ થાય છે. સત્સંગમાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે. મૂક-સત્સંગ વિશ્વાસ તથા વિચાર બન્નેય પથો માટે સમાન છે; કારણ કે, વિચારનો ઉદય તથા પ્રીતિની જાગૃતિ મૂક-સત્સંગથી સ્વતઃ થાય છે. સત્‌નો સંગ શ્રમ-સાધ્ય નથી. એ કારણે મૂક-સત્સંગ જ વાસ્તવિક સત્સંગ છે.

સત્-ચર્ચા તથા સત્-ચિંતનથી સત્સંગની અભિરુચિ જાગ્રત થાય છે. પરંતુ સર્વાશમાં અસત્‌નો ત્યાગ કર્યા વિના સત્‌નો સંગ નથી થતો. સત્સંગ માટે

'પર'ની અપેક્ષા નથી; પોતાનાં જ દ્વારા પોતે કરવાનો છે. એ કારણે એને પ્રત્યેક માનવ કરી શકે છે. એ નિયમ છે કે સત્સંગી જ સાધનનિષ્ઠ થાય છે. આ દૃષ્ટિએ સત્સંગ માનવમાત્ર માટે અત્યંત આવશ્યક છે. સત્સંગ વિના કોઈ એવો ઉપાય છે જ નહિ, જેનાંથી માનવ સર્વાંશમાં અસાધન-રહિત થઈને સાધનનિષ્ઠ થઈ જાય. આંશિક સાધન અને અસાધનનું દ્વંદ્વ તો માનવમાત્રમાં જન્મજાત છે, પણ સર્વાંશમાં અસાધનનો અંત કરવો એ જ વાસ્તવમાં માનવનો પુરુષાર્થ છે. અસાધનનો નાશ તથા સાધનની અભિવ્યક્તિ થઈ શકે છે; કારણ કે, સાધનપરાયણતા પ્રાપ્ત પરિસ્થિતિમાં જ સંભવ છે.

સાધનનિષ્ઠ થવા માટે માનવે નિત્ય-પ્રાપ્ત વર્તમાન નિર્દોષતાને સુરક્ષિત રાખવી અનિવાર્ય છે. એ ત્યારે જ સંભવ થશે, જ્યારે માનવ કરેલી ભૂલ ન દોહરાવે અને જાણેલી બુરાઈ ન કરે. એ સ્પષ્ટ જ છે કે સમસ્ત દોષો ભૂલ-જનિત હોય છે. પોતાને માટે માનવે કાંઈ પણ નથી કરવાનું, પણ આ વાત માનવ ભૂલી જાય છે. તેનું પરિણામ એ થાય છે કે માનવ એ કરવા લાગે છે, જે તેણે ન કરવું જોઈએ અને સામર્થ્ય-વિરોધી કાર્ય કરવા ચાહે છે, જો કે કરી નથી શકતો; પરંતુ એ કાર્યોને પોતાનાંમાં જમા રાખે છે, જે વાસ્તવમાં વ્યર્થ-ચિંતન છે. વ્યર્થ-ચિંતનનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. સાર્થક-ચિંતનની અભિવ્યક્તિ વ્યર્થ-ચિંતનનાં નાશ થવાથી થાય છે.

જે ન કરવું જોઈએ તથા જેને નથી કરી શકતાં, એ કાર્ય સૌને માટે સર્વથા ત્યાજ્ય છે. આમ કરતાં જ, જે કરવું જોઈએ અને જેને માનવ કરી શકે છે, તે સમષ્ટિ શક્તિઓથી સ્વતઃ થવા લાગે છે. એટલું જ નહિ, તેને કરવાનું અભિમાન પણ અંકિત નથી થતું. તેનું પરિણામ એ થાય છે કે વિદ્યમાન રાગની નિવૃત્તિ થાય છે અને નવીન રાગની ઉત્પત્તિ નથી થતી, અર્થાત્ માનવ બહુ જ સુગમતાપૂર્વક રાગ-રહિત થઈ જાય છે, જે નિત્ય-યોગની ભૂમિ છે. જે સર્વથા ત્યાજ્ય છે, તેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. આથી જાણેલી બુરાઈને કોઈ પણ પ્રલોભન તથા ભયથી નથી કરવાની અને કરેલી બુરાઈને દોહરાવવાની નથી. બસ, સ્વતઃ નિર્દોષતા સાથે અભિન્નતા થઈ જશે. નિર્દોષતા અપ્રાપ્ત નથી,

પણ નિત્ય-પ્રાપ્ત છે. પરંતુ બુરાઈને 'બુરાઈ' જાણી લેવા છતાં પણ બુરાઈનો ત્યાગ નથી કરતાં, તેનું જ પરિણામ એ થાય છે કે વિદ્યમાન નિર્દોષતા અપ્રાપ્ત પ્રતીત થાય છે.

આંશિક નિર્દોષતાનો અનુભવ તો માનવ-માત્રને સ્વભાવથી જ છે, પણ સર્વાંશમાં નિર્દોષતાની પ્રાપ્તિ જાણેલાં દોષોનાં ત્યાગથી જ થાય છે, કોઈ અન્ય પ્રકારે નથી થતી. કોઈ ગુણ-વિશેષથી દોષ નિવૃત્ત થઈ જાય — એ સંભવ નથી. જાણેલાં દોષોનાં ત્યાગથી સમસ્ત દિવ્ય-ગુણોની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે, આ પ્રાકૃતિક તથ્ય છે. પણ આ રહસ્ય એ જ માનવો જાણી શકે છે, જેઓ આંશિક નિર્દોષતામાં સંતુષ્ટ નથી થતાં, પરંતુ દોષોની સર્વાંશ નિવૃત્તિ જ જેમને અભીષ્ટ છે. નિર્દોષતાની માંગમાં જ દોષોનાં ત્યાગનું સામર્થ્ય નિહિત છે. જેની પ્રાપ્તિ આવશ્યકતા અનુભવ કરવા-માત્રથી જ થાય છે, તેને વર્તમાનમાં પ્રાપ્ત ન કરવી ભારે ભૂલ, અર્થાત્ અસત્‌નો સંગ છે, જે સર્વથા ત્યાજ્ય છે.

દોષયુક્ત જીવન કોઈને ક્યારેય પણ સ્વભાવથી પ્રિય નથી; પરંતુ આંશિક નિર્દોષતાનાં અભિમાનથી માનવ દોષોને પોષિત કરે છે. આંશિક નિર્દોષતાનું અભિમાન સમસ્ત દોષોનું મૂળ છે. સર્વાંશમાં દોષી થવું કોઈ પણ માનવ માટે સંભવ નથી, આ પ્રાકૃતિક તથ્ય છે. આથી આંશિક દોષોની નિવૃત્તિ પ્રત્યેક માનવે વર્તમાનમાં જ કરવાની છે. દોષનો ત્યાગ અને નિર્દોષતાની અભિવ્યક્તિ યુગપદ્ થાય છે. નિર્દોષ જીવનમાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે. નિર્દોષ થવામાં કોઈ પણ માનવ પરાધીન તથા અસમર્થ નથી, આ પ્રાકૃતિક તથ્ય છે. દોષોનું અસહ્ય થવું અને નિર્દોષતાની ઉત્કટ લાલસા માનવને બહુ જ સુગમતાપૂર્વક નિર્દોષતા સાથે અભિન્ન કરે છે. વગર કર્યે કોઈ પણ દોષ આપોઆપ નથી થતો; કારણ કે, દોષ પ્રાકૃતિક તથ્ય નથી, પરંતુ દોષોની ઉત્પત્તિ માનવની અસાવધાનીનું જ પરિણામ છે.

મૂક-સત્સંગથી અસાવધાનીનો અંત બહુ જ સુગમતાપૂર્વક થઈ જાય છે. પ્રાકૃતિક નિયમાનુસાર શ્રમ-રહિત થતાં જ આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ થાય છે. અસમર્થતાનો અંત થતાં જ અસાવધાની શેષ નથી રહેતી. સામર્થ્યનો

**અભાવ અસમર્થતા નથી, પરંતુ પ્રાપ્ત સામર્થ્યનો દુરુપયોગ જ વાસ્તવિક અસમર્થતા છે.** સાવધાન થતાં જ પ્રાપ્ત સામર્થ્યનો સદુપયોગ સુલભ થઈ જાય છે. સામર્થ્યનાં દુરુપયોગથી જ દોષોની ઉત્પત્તિ થાય છે. આથી સામર્થ્યનો દુરુપયોગ ન કરવાથી કોઈ પણ દોષની ઉત્પત્તિ જ નથી થતી. એટલું જ નહિ, ગુણોનું અભિમાન પણ નથી થતું. દોષોની ઉત્પત્તિ તથા ગુણોનું અભિમાન ન થાય, એ જ વાસ્તવિક નિર્દોષતા છે, જે માનવ-માત્રને મળી શકે છે.

અદૂરદર્શિતા, દ્વંદ્વ, સંવેગાત્મક-અસંતુલન, અશાંતિ વગેરેથી અસાવધાની ઉત્પન્ન તથા પોષિત થાય છે. અદૂરદર્શિતાનો નાશ સજાગતાથી જ સંભવ છે. સજાગતા શાંતિનાં સંપાદનથી જ સાધ્ય છે. આ દૃષ્ટિએ મૂક સત્સંગથી જ અસાવધાની મટી શકે છે. એ સ્પષ્ટ જ છે કે શ્રમિત થવાથી જડતા આપોઆપ આવે છે, જેનાં આવતાં જ દૂરદર્શિતા નથી રહેતી અને પછી માનવ દ્વંદ્વાત્મક સ્થિતિમાં આબદ્ધ થઈ જાય છે, જેનાં થતાં જ સંતુલન નથી રહેતું, જે અશાંતિમાં હેતુ છે. શાંતિ ભંગ થતાં જ સાવધાની નથી રહેતી, જે વિનાશનું મૂળ છે.

શ્રમ-રહિત થતાં જ જડતા શેષ નથી રહેતી અને પછી સ્વતઃ સજાગતા તથા શાંતિનું સંપાદન થાય છે. શાંતિનાં સંપાદનમાં જ વિચારનો ઉદય, સામર્થ્યની અભિવ્યક્તિ તથા સ્મૃતિની જાગૃતિ થાય છે. વિચારનો ઉદય થતાં જ અવિચાર સ્વતઃ નાશ થઈ જાય છે. અવિચારનાં અંતમાં જ દેહાભિમાનની નિવૃત્તિ નિહિત છે, જે વિકાસની ભૂમિ છે.

અસમર્થતાનો નાશ તથા સામર્થ્યની અભિવ્યક્તિ થતાં જ અકર્તવ્ય શેષ નથી રહેતું અને પછી માનવ બહુ જ સુગમતાપૂર્વક પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવામાં સફળ થાય છે. પ્રાપ્ત પરિસ્થિતિનાં સદુપયોગમાં જ દ્વંદ્વાત્મક સ્થિતિનો નાશ નિહિત છે. દ્વંદ્વ-રહિત થતાં જ સંવેગાત્મક-અસંતુલન શેષ નથી રહેતું અને પછી બહુ જ સુગમતાપૂર્વક માનવ અસાવધાનીનો અંત કરવામાં સમર્થ થાય છે.

અસાવધાનીનાં અંતમાં જ વિસ્મૃતિનો નાશ તથા સ્મૃતિની જાગૃતિ નિહિત છે. વિસ્મૃતિને કારણે જ, જે નિત્ય-પ્રાપ્ત છે, તે અપ્રાપ્ત જવું પ્રતીત થાય છે. વિસ્મૃતિનાં નાશ તથા સ્મૃતિની જાગૃતિથી નિત્ય-પ્રાપ્તની પ્રાપ્તિ થાય છે અને

પછી દૂરતા, ભેદ તેમજ ભિન્નતા શેષ નથી રહેતી. દૂરતાનાં નાશમાં જ નિત્ય-યોગ અને ભેદનો અંત થતાં જ બોધ તેમજ અભિન્નતામાં અગાધ પ્રિયતા ઓત-પ્રોત છે. આ દૃષ્ટિએ સ્મૃતિથી જ પ્રાપ્તિ, બોધ તેમજ પ્રીતિની જાગૃતિ થાય છે, જે વાસ્તવિક જીવન છે. અકર્તવ્ય, દેહાભિમાન તથા આસક્તિઓની ઉત્પત્તિમાં વિસ્મૃતિ જ હેતુ છે. વિસ્મૃતિનો નાશ કોઈ અભ્યાસથી નથી થતો, પરંતુ સ્મૃતિની જાગૃતિ તથા વિસ્મૃતિનો નાશ યુગપદ્ થાય છે. સ્મૃતિ જગાડવા માટે શ્રમ-રહિત થવું અનિવાર્ય છે.

જ્યારે માનવ ક્રિયા-જનિત સુખમાં આબદ્ધ રહે છે, ત્યારે વિસ્મૃતિ ઉત્પન્ન થાય છે; કારણ કે, ક્રિયામાં રત માનવ ઉત્પન્ન થયેલી વસ્તુ વગેરે સાથે તદ્રૂપ થઈ જાય છે, જેનાં થતાં જ વિસ્મૃતિ ઉત્પન્ન થાય છે. શ્રમ-રહિત થવાથી સ્વતઃ ઉત્પન્ન થયેલી વસ્તુ વગેરેની વાસ્તવિકતાનો પરિચય તથા તેનાથી અસંગતા થાય છે. શ્રમાસક્તિ જ ત્રણેય શરીરો સાથે સંગ ઉત્પન્ન કરે છે. શ્રમ-રહિત થયા વિના અસંગતા ઉદિત નથી થતી અને અસંગતા વિના જડતા, પરાધીનતા વગેરે વિકારોનો નાશ નથી થતો. આ કારણે શ્રમ-રહિત થવા, અર્થાત્ મૂક-સત્સંગથી જ અસંગતાની અભિવ્યક્તિ થાય છે, જેનાં થતાં જ અખંડ સ્મૃતિ સ્વતઃ જાગ્રત થાય છે, જે પ્રીતિ, પ્રાપ્તિ તેમજ બોધમાં હેતુ છે. સ્મૃતિમાં જ તત્ત્વ-જ્ઞાન, પરમ-પ્રેમ તેમજ નિત્ય-યોગ નિહિત છે. સ્મૃતિ માટે કોઈ કરણની અપેક્ષા નથી, પરંતુ એ મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

મૂક-સત્સંગ વિના દેહાભિમાનનો નાશ સંભવ નથી. દેહાભિમાન રહેતાં ચિર-વિશ્રામ, પરમ-શાંતિ, સ્વાધીનતા તેમજ પ્રેમની અભિવ્યક્તિ સંભવ નથી. દેહાભિમાન દેહ-જનિત શ્રમથી જ પોષિત છે. આ કારણે વિશ્રામ જ દેહાભિમાન ગાળવામાં હેતુ છે. આ વાસ્તવિકતાની વિસ્મૃતિએ જ માનવને પરાધીનતા, જડતા, અશાંતિ, વિષમતા, પરિચ્છિન્નતા વગેરે વિકારોમાં આબદ્ધ કરી દીધો છે. પ્રાકૃતિક નિયમાનુસાર શ્રમ વિશ્રામ માટે જ આદરણીય છે અને વિશ્રામથી જ આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ થાય છે, જે શ્રમમાં હેતુ છે. વિશ્રામનો મહિમા ન જાણવા તથા ન માનવાથી, જે દુર્ગતિ થઈ છે, તે માનવ-

માત્રને સ્પષ્ટ જ છે. જે જીવન પોતાનાં માટે, જગત માટે તેમજ પ્રભુ માટે ઉપયોગી છે, તે વિશ્રામને ન અપનાવવાથી સૌને માટે અનુપયોગી થઈ ગયું છે. આ દુર્ગતિનું કારણ કાંઈ બીજું નથી, પરંતુ 'વિશ્રામમાં જીવન છે' — આ તથ્યમાં અવિચળ આસ્થા ન કરવી છે.

એ સ્પષ્ટ જ છે કે જ્યાં સુધી માનવ પોતાનો સંકલ્પ રાખે છે, અર્થાત્ નિઃસંકલ્પ નથી થતો, ત્યાં સુધી વિશ્રામ, અર્થાત્ નિત્ય-યોગથી વિમુખ જ રહે છે. પ્રાકૃતિક નિયમાનુસાર પ્રત્યેક માનવ નિઃસંકલ્પ થવામાં પરાધીન તથા અસમર્થ નથી, પરંતુ સર્વદા સ્વાધીન તથા સમર્થ છે. પ્રત્યેક સંકલ્પની પૂર્તિ કોઈ અન્યનાં સંકલ્પથી જ થાય છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ વર્તમાન વસ્તુસ્થિતિથી સારી રીતે પરિચિત થઈ જાય. જો કે સંકલ્પની ઉત્પત્તિ પ્રાકૃતિક તથ્ય છે, પરંતુ તેની સાથે અસહયોગ કરવામાં માનવ સર્વદા સ્વાધીન છે. ઉત્પન્ન થયેલાં સંકલ્પો સાથે અસહયોગ કરતાં જ, અનાવશ્યક તથા અશુદ્ધ સંકલ્પો સ્વતઃ નાશ થઈ જાય છે અને આવશ્યક તથા શુદ્ધ સંકલ્પો પૂરા થઈને નાશ થઈ જાય છે. પોતાનો સંકલ્પ રાખવામાં માનવ સંકલ્પ-પૂર્તિનું સુખ ભોગવવા લાગે છે. તેનું પરિણામ એ આવે છે કે નવીન સંકલ્પો ઉત્પન્ન થતાં રહે છે અને અંતમાં સંકલ્પ-અપૂર્તિ જ શેષ રહે છે, જે કોઈ પણ માનવને અભીષ્ટ નથી. જો કે સંકલ્પ-પૂર્તિ-કાળમાં પણ પરાધીનતા જ રહે છે, પરંતુ સંકલ્પ-અપૂર્તિ-કાળમાં તો પરાધીનતા-જનિત વ્યથા ઉત્પન્ન થાય છે. સંકલ્પ-પૂર્તિ-કાળની પરાધીનતા મધુર વિષ છે અને સંકલ્પ-અપૂર્તિ-કાળની પરાધીનતા ક્ષોભ તથા ક્રોધથી દગ્ધ કરે છે. આ દૃષ્ટિએ પોતાનો સંકલ્પ પોતાનાં માટે અનુપયોગી સિદ્ધ થાય છે.

એ વૈધાનિક તથ્ય છે કે જે પોતાનાં માટે અનુપયોગી છે, તે કોઈનાં માટે પણ ઉપયોગી નથી થતો. આ કારણે પોતાને માટે ઉપયોગી થવું અનિવાર્ય છે. જે એકમાત્ર નિઃસંકલ્પતાથી જ થઈ શકે છે. જેનો પોતાનો સંકલ્પ નથી રહેતો, તે બહુ જ સુગમતાપૂર્વક સમતાનાં સામ્રાજ્યમાં નિત્ય વાસ પામે છે. સમતાથી ઉદિત જે રસ છે, તે સંકલ્પ-પૂર્તિથી ક્યારેય પણ સંભવ નથી. સંકલ્પ માનવને

ઉત્પન્ન થયેલી વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેમાં આબદ્ધ કરે છે. સંકલ્પ અને આવશ્યકતામાં એક મોટો ભેદ છે. સંકલ્પનું ઉદ્‌ગમ દેહાભિમાન છે અને આવશ્યકતા પોતાનાંમાં જાગ્રત થાય છે. એ જ કારણે આવશ્યકતાની પૂર્તિ તથા સંકલ્પની નિવૃત્તિ અનિવાર્ય છે.

વિષમતા, જડતા, પરાધીનતા, પરિચ્છિન્નતા વગેરેની નિવૃત્તિ માનવની આવશ્યકતા છે. તેની પૂર્તિ અનિવાર્ય છે. જ્યારે માનવ પોતાનાંમાં પોતાનો સંકલ્પ નથી રાખતો, ત્યારે બહુ જ સુગમતાપૂર્વક નિર્વિકારતા સાથે અભિન્ન થાય છે અને સ્વતઃ ઉદારતાની અભિવ્યક્તિ થાય છે, જેનાં થતાં જ જીવન જગત માટે ઉપયોગી થઈ જાય છે. ઉદારતાની માંગ સમસ્ત વિશ્વને સદૈવ રહે છે. ઉદારતાયુક્ત જીવન જ જગત માટે ઉપયોગી થાય છે. ઉદારતાની અભિવ્યક્તિ થતાં જ, સૌ પોતાનાં થઈ જાય છે, તથા પરાધીનતાની ગંધ પણ નથી રહેતી. ઉદારતા પ્રેમનું જ ક્રિયાત્મક રૂપ છે. ઉદારતામાં ત્યાગ સ્વાભાવિક છે. આ દૃષ્ટિએ ઉદારતા, ત્યાગ તથા પ્રેમમાં રસ-ભેદ ભલે હોય, સ્વરૂપ-ભેદ નથી.

પોતાનાં સંકલ્પમાં બંધાયેલો માનવ પરાધીનતા, અશાંતિ, વિષમતા વગેરેથી પીડિત તથા જડતામાં આબદ્ધ રહે છે. એ કારણે વર્તમાનમાં જ પોતાને સંકલ્પ-રહિત કરવાનાં છે, જે મૂક-સત્સંગથી જ સાધ્ય છે. પોતાનાં સંકલ્પે જ પોતાને પરિચ્છિન્નતામાં આબદ્ધ કરી દીધા છે, જે ભેદ તથા ભિન્નતાની જનની છે. ભેદે તત્ત્વ-જ્ઞાનથી અને ભિન્નતાએ પ્રેમથી માનવને વિમુખ કરી દીધો છે. તત્ત્વ-જ્ઞાન વિના જીવન પોતાનાં માટે અને પ્રેમ વિના જીવન પ્રભુ માટે અનુપયોગી હોય છે. પરિચ્છિન્નતાનો અંત કરવા માટે પોતાનાંમાં પોતાનો સંકલ્પ નથી રાખવાનો. વિશ્વનાં સંકલ્પમાં પોતાનો સંકલ્પ વિલીન કરવાથી ઉદારતા સ્વતઃ જાગ્રત થાય છે તથા સંકલ્પાતીત જીવનની શોધ કરવાથી અસંગતાથી પ્રાપ્ત સ્વાધીનતા અને વિશ્વનાં આશ્રય તથા પ્રકાશકનાં સંકલ્પમાં પોતાનો સંકલ્પ વિલીન કરવાથી આત્મીયતાથી જાગ્રત અગાધ પ્રિયતા સ્વતઃ પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિએ માનવ ઉદારતા, અસંગતા તેમજ આત્મીયતાથી યુક્ત થઈને વિશ્વ માટે, પોતાને માટે તેમજ પ્રભુ માટે ઉપયોગી થાય છે, જે વાસ્તવિક જીવન છે.

પોતાનાં અસ્તિત્વને સ્વીકાર કરતાં રહીને એ અનિવાર્ય થઈ જાય છે કે માનવ પોતાનાં પર કોઈ દાયિત્વ પણ અનુભવ કરે. પ્રાકૃતિક નિયમાનુસાર દાયિત્વ એ જ છે, જેને પૂરું કરવાની સ્વાધીનતા માનવને સ્વતઃ પ્રાપ્ત છે. આ દૃષ્ટિએ માનવ સ્વાધીનતાપૂર્વક દાયિત્વને પૂરું કરી પોતાનાં અભીષ્ટને પ્રાપ્ત કરી શકે છે. આથી માનવ-જીવનમાં અસફળતા માટે કોઈ સ્થાન જ નથી. સફળતા માનવનો જન્મસિદ્ધ અધિકાર છે. એ અસત્‌નાં સંગનું પરિણામ છે કે માનવ પોતાને અસફળ પામે છે. દાયિત્વ અને લક્ષ્યનું સ્પષ્ટ જ્ઞાન માનવમાત્રને થઈ શકે છે. પણ તેનાં માટે તેણે મૂક-સત્સંગ અપનાવવો અનિવાર્ય થશે; કારણ કે, શ્રમ-રહિત થઈને અવિનાશીનો સંગ કર્યા વિના માનવ પોતાનાં દાયિત્વ તથા લક્ષ્યનું સ્પષ્ટ દર્શન નથી કરી શકતો. અવિનાશીનો સંગ માનવને મળેલાંનો દુરુપયોગ ન કરવાની પ્રેરણા આપે છે. આથી માનવ અવિનાશીનો સંગ કરતાં જ કર્તવ્યનિષ્ઠ થઈ જાય છે.

વિનાશીનાં સંગથી કામની ઉત્પત્તિ થાય છે, જે માનવને પરાધીનતા, જડતા તેમજ અભાવમાં આબદ્ધ કરે છે. એ સ્વાધીનતા માનવને છે કે તે વિનાશી અથવા અવિનાશીનો સંગ કરે. ઉત્પન્ન થયેલી વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેમાં મમતા તથા તેની કામના વિનાશીનો સંગ છે. તેનું જ આ પરિણામ છે કે બિચારો માનવ વિષમતામાં આબદ્ધ થઈ ગયો છે, જેનાં થવાથી જ અનેક પ્રકારનાં સંઘર્ષો તથા દ્વંદ્વો ઉત્પન્ન થઈ ગયા છે. સંઘર્ષે અસમર્થતમાં અને દ્વંદ્વે અશાંતિમાં આબદ્ધ કરી દીધા છે, જે વિનાશનું મૂળ છે. અસમર્થતાનો અર્થ સામર્થ્યનો અભાવ નથી, પરંતુ પ્રાપ્ત સામર્થ્યનો દુરુપયોગ છે, જે વાસ્તવમાં અસત્‌નો સંગ છે.

પ્રાપ્તનો દુરુપયોગ કરતાં રહીને કોઈ પણ માનવ ક્યારેય પણ સફળતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ નથી પામતો. જો અસફળતા છે, તો પ્રાપ્તનો દુરુપયોગ અવશ્ય કર્યો છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનો દુરુપયોગ ન કરવાનો અવિચળ નિર્ણય સત્સંગ છે; કારણ કે, કોઈ પણ માનવ કોઈની પાસેથી પોતાનાં પ્રત્યે વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનાં

દુરુપયોગની આશા નથી કરતો.

આથી એ સ્પષ્ટ જ છે કે પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનાં દુરુપયોગનો કોઈ પણ માનવને અધિકાર નથી. જે નથી, તેને અપનાવવો એ જ અસત્‌નો સંગ છે, અર્થાત્ અનધિકાર ચેષ્ટા કરવી અસત્‌નો સંગ છે. તેને ન કરવાનો અવિચળ નિર્ણય સત્‌નો સંગ છે. 'ન કરવા' થી અવિનાશીનો સંગ સ્વતઃ થાય છે. આથી વિશ્રામમાં અવિનાશીનો સંગ નિહિત છે. અકર્તવ્યનાં સ્પષ્ટ દર્શનમાં કર્તવ્યનું યથેષ્ટ જ્ઞાન નિહિત છે. આ કારણે પ્રત્યેક માનવ પોતાનાં દાયિત્વને સારી રીતે અનુભવ કરી શકે છે. દાયિત્વની પૂર્તિ અને લક્ષ્યની પ્રાપ્તિ યુગપદ્ થાય છે. આથી એ નિર્વિવાદ છે કે માનવ-જીવનમાં અસફળતા માટે કોઈ સ્થાન જ નથી. અસફળતા-જનિત વેદના અસત્‌નાં ત્યાગની અભિરુચિ તથા સામર્થ્ય પ્રદાન કરે છે. 'સફળતા અનિવાર્ય છે' — આ અવિચળ આસ્થા અસફળતા-જનિત વેદના જાગ્રત કરે છે, જેમાં સર્વતોમુખી વિકાસ નિહિત છે.

સફળતાની ભૂખ માનવની પોતાની ભૂખ છે. તેને શિથિલ કરી દેવી ભારે ભૂલ છે. ભૂતકાળ ભલે ગમે તેવો કેમ ન વીત્યો હોય, જો વર્તમાનમાં સફળતાની ભૂખ જાગ્રત છે, તો વિકાસ અનિવાર્ય છે. એ સૌને વિદિત છે કે અસફળતા કોઈને ગમતી નથી, આ પ્રાકૃતિક તથ્ય છે. એ કારણે સફળતાની ભૂખ જગાડવી અત્યંત આવશ્યક છે. તેનાં વિના માનવ-જીવનની સાર્થકતા સંભવ નથી. જે ગમતું નથી તેની વ્યથા, અને જે અભીષ્ટ છે તેની ઉત્કટ લાલસા, શું સ્વાભાવિક નથી ? જો છે, તો સફળતાની ભૂખ જાગ્રત થઈ શકે છે. તેનાંથી નિરાશ થવું અને અસફળતાને સહન કરવી, પોતાનાં જ દ્વારા પોતાનો વિનાશ કરવો છે. અપ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેની પ્રાપ્તિમાં ભલેને પરાધીનતા હોય; પરંતુ પ્રાપ્ત વસ્તુ વગેરેનો દુરુપયોગ ન કરવામાં તો માનવ સર્વથા સ્વાધીન છે.

પ્રાકૃતિક નિયમાનુસાર પ્રાપ્તનાં સદુપયોગમાં જ અપ્રાપ્ત પ્રાપ્તિ નિહિત છે અથવા પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્યનાં દુરુપયોગથી જ માનવ વસ્તુ, અવસ્થા વગેરેથી અતીતનાં જીવનમાં પ્રવેશ પામે છે, જેમાં વિષમતાની ગંધ પણ નથી.

સમતાનાં સામ્રાજ્યમાં જ સર્વોત્કૃષ્ટ જીવનની ઉપલબ્ધિ નિહિત છે. આ

દૃષ્ટિએ માનવમાત્ર વાસ્તવિક જીવન સાથે અભિન્ન થઈ શકે છે. આથી અસફળતા સહન કરવી અને સફળતાથી નિરાશ થવું પ્રાકૃતિક તથ્ય નથી, પણ પોતાની જ ભૂલ છે. પોતાની ભૂલનાં જ્ઞાનમાં જ ભૂલનો નાશ નિહિત છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે. જ્યારે માનવ પોતાનાં દ્વારા પોતાનાં દાયિત્વનો અનુભવ કરી લે છે, ત્યારે તેને દાયિત્વ પૂરું કરવામાં કોઈ કઠિનતા નથી થતી, અર્થાત્ દાયિત્વ પૂરું કરવું સ્વાભાવિક થઈ જાય છે.

પોતાનાં દાયિત્વનું જ્ઞાન પોતાનાંમાં જ છે. જે પોતાનાંમાં જ છે, તેનાં માટે 'પર' તરફ જોવું એ પોતાનાં જ દ્વારા પોતાને વાસ્તવિકતાથી વિમુખ કરવા છે, જે વાસ્તવમાં અસત્‌નો સંગ છે. માંગ અને દાયિત્વ, બન્નેનું સ્થાન એક છે. એકનાં બોધમાં બીજાનો બોધ નિહિત છે. આ કારણે પ્રત્યેક માનવ દાયિત્વની પૂર્તિ તેમજ લક્ષ્યની પ્રાપ્તિમાં સર્વદા સ્વાધીન છે. પોતાનાં દાયિત્વ તથા પોતાની માંગને પોતાનાં દ્વારા અનુભવ ન કરવાને કારણે જ માનવ પોતાને દાયિત્વ પૂરું કરવામાં અસમર્થ અનુભવ કરે છે અને લક્ષ્યથી નિરાશ થાય છે. આ વાસ્તવિકતા નથી, પરંતુ અસત્‌નાં સંગનું પરિણામ છે, જેની નિવૃત્તિ મૂક-સત્સંગથી જ થાય છે.

પ્રત્યેક માનવને એ પ્રાપ્ત છે, જેનાં સદુપયોગમાં તેનો સર્વતોમુખી વિકાસ નિહિત છે. પ્રાપ્તનાં દુરુપયોગને કારણે જ માનવ અપ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનું ચિંતન કરે છે અને પોતાને પરાધીન બનાવે છે. જો કે માનવ-જીવન પરાધીનતાનાં નાશ માટે જ મળ્યું છે, પરાધીન થવા માટે હિ; પરંતુ પોતાની તરફ ન જોવાને કારણે માનવ પરાધીનતામાં આબદ્ધ થાય છે. અનંતકાળની પરાધીનતાનો અંત માનવ-જીવનમાં જ સંભવ છે, કારણ કે, સ્વાધીનતાની માંગ માનવ-માત્રમાં સ્વાભાવિક છે. સ્વાભાવિક માંગને દબાવી દેવી અને અસ્વાભાવિક કામનાઓમાં આબદ્ધ થવું અસત્‌નો સંગ છે.

દાયિત્વનો સંબંધ પ્રાપ્ત પરિસ્થિતિ સાથે છે. આ કારણે માનવ પોતાનાં દાયિત્વને વર્તમાનમાં જ પૂરું કરી શકે છે. વાસ્તવિક માંગ માનવની પોતાની માંગ છે. પોતાની માંગથી કોઈ પણ માનવે ક્યારેય પણ નિરાશ નથી થવાનું, પરંતુ

નિત્ય-નવીન આશા અનિવાર્ય છે. પ્રાકૃતિક નિયમાનુસાર નિરાશાનાં નાશમાં જ વાસ્તવિક આશા સજીવ તથા જાગ્રત થાય છે, જે વિકાસની ભૂમિ છે. વાસ્તવિક માંગથી નિરાશ થવાથી દાયિત્વ પૂરું કરવાનો ઉત્સાહ નથી થતો. ઉત્સાહ-હીન જીવનમાં નીરસતા ઉત્પન્ન થાય છે. એ સ્પષ્ટ જ છે કે નીરસતાની ભૂમિમાં જ કામની ઉત્પત્તિ થાય છે, જે વિનાશનું મૂળ છે, અર્થાત્ સમસ્ત દોષોની ઉત્પત્તિ કામમાં જ નિહિત છે. નીરસતાનો નાશ નિત્ય-નવીન ઉત્સાહની જાગૃતિમાં જ નિહિત છે. 'સફળતા અનિવાર્ય છે' — આ અવિચળ આસ્થા જ માનવમાં નિત્ય-નવીન ઉત્સાહ વધારે છે.

અસફળતા અસહ્ય થઈ જાય, તો બહુ જ સુગમતાપૂર્વક સફસળતામાં અવિચળ આસ્થા થઈ શકે છે. અસફળતાને સહન કરતાં રહેવી, પોતાની જ બનાવેલી દુર્બળતા છે. અસફળતા-જનિત વેદનાથી પોતાને બચાવવાનો પ્રયાસ કરવો અસત્નો સંગ છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી.

પ્રાકૃતિક નિયમાનુસાર વર્તમાનની વેદના જ ભવિષ્યની ઉપલબ્ધિ હોય છે. એ કારણે અસફળતા-જનિત વેદનામાં જ સફળતા નિહિત છે. વેદના માનવમાં ભૂલ નથી રહેવા દેતી. ભૂલ-રહિત થતાં જ સમસ્ત દોષો સ્વતઃ નાશ થાય છે. આ દૃષ્ટિએ વેદના વિકાસની ભૂમિ છે; પણ એ બહુ જ સજાગતાપૂર્વક જોવાનું છે કે વેદના સુખ-લોલુપતા માટે તો નથી ને ? જો નથી, તો વેદના એકમાત્ર ચિર-વિશ્રામ, સ્વાધીનતા તેમજ પ્રેમ માટે જ થશે, જે પ્રાપ્ય છે. વેદનાનો ઉપયોગ કામના-પૂર્તિમાં કરવો પોતાને આસક્તિઓમાં આબદ્ધ કરવા છે, જે વિનાશનું મૂળ છે. સુખ-લોલુપતાથી ઉત્પન્ન થયેલી વ્યથા માનવને સુખની દાસતા, અર્થાત્ પરાધીનતામાં આબદ્ધ કરે છે. પરાધીનતામાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી વાસ્તવિક જીવનથી વિમુખ થવું છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. વાસ્તવિક જીવનની માંગની પૂર્તિ અનિવાર્ય છે. એટલું જ નહિ, માનવ-જીવનનો એ મહિમા છે કે પ્રત્યેક માનવ વાસ્તવિકતા સાથે અભિન્ન થઈ શકે છે. આ દૃષ્ટિએ વાસ્તવિક જીવનની ઉત્કટ તીવ્ર લાલસામાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે.

વાસ્તવિક જીવનથી દેશ-કાળની દૂરતા નથી. જેનાંથી દેશ-કાળની દૂરતા નથી, તેની સાથે સાધકને અભિન્ન કરવામાં એકમાત્ર મૂક-સત્સંગ જ સમર્થ છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ કોઈ પણ પ્રકારની પરાધીનતા સ્વીકાર નથી કરતો. પરાધીનતા સહન કરતાં રહેવું એ જ પોતાને સત્સંગથી વિમુખ કરવા છે. જો કે સ્વાધીનતાની ભૂખ સ્વાભાવિક છે, પરંતુ અસત્‌નાં સંગથી પરાધીનતામાં જીવન-બુદ્ધિ ઉત્પન્ન થાય છે, જે પ્રત્યેક માનવને સર્વથા ત્યાજ્ય છે. 'પરાધીનતામાં જીવન નથી' — આ માનવમાત્રની પોતાની અનુભૂતિ છે. છતાં પણ ઉત્પન્ન થયેલી પરિસ્થિતિઓમાં જીવન-બુદ્ધિ થઈ જાય છે, જે વાસ્તવમાં અસત્‌નો સંગ છે. અસત્‌નો સંગ પ્રાકૃતિક દોષ નથી, પરંતુ ભૂલ-જનિત છે. અસત્‌નાં સંગનાં પરિણામથી જ્યારે અસહ્ય વેદના જાગ્રત થાય છે, ત્યારે માનવ આપોઆપ ભૂલ-રહિત થઈ જાય છે; કારણ કે, વેદના ભૂલ-રહિત કરવામાં સમર્થ છે. ઉત્પન્ન થયેલાં સંકલ્પોની પૂર્તિ તથા અપૂર્તિનો પ્રભાવ માનવને સુખની દાસતા તથા દુઃખનાં ભયમાં આબદ્ધ કરે છે.

પ્રાકૃતિક નિયમાનુસાર દાસતા તથા ભય કોઈ પણ માનવને સ્વભાવથી પ્રિય નથી અને સ્વાધીનતા તથા નિર્ભયતા સૌને સ્વભાવથી પ્રિય છે. પરંતુ 'ઉત્પન્ન થયેલી વસ્તુ, અવસ્થા વગેરેમાં વાસ્તવિક જીવન નથી' — આ વાસ્તવિકતા પર વિચાર ન કરવાથી પરાધીનતામાં જીવન-બુદ્ધિ ઉત્પન્ન થાય છે, જે અવિચાર-સિદ્ધ છે. અવિચારનો અંત વિચારથી જ સાધ્ય છે. વિચારની જાગૃતિ એકમાત્ર મૂક-સત્સંગથી જ થાય છે, કોઈ અભ્યાસથી નહિ. પણ આ રહસ્ય ત્યારે જ સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ વર્તમાનમાં જ અવિચારનો અંત કરવા માટે તત્પર થઈ જાય.

નિજ-અનુભવનાં અનાદરથી જ અવિચાર પોષિત થાય છે, જે વિનાશનું મૂળ છે. નિજ-અનુભવનાં આદરનું દાયિત્વ માનવમાત્ર પર છે. પોતાનાં દાયિત્વને પૂરું કરવાની સ્વાધીનતા વૈધાનિક તથ્ય છે. આ દૃષ્ટિએ દાયિત્વ પૂરું ન કરવામાં પોતાની જ અસાવધાની છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. દાયિત્વ પૂરું કરવામાં પરાધીનતા તથા અસમર્થતા સ્વીકાર કરવી

પ્રાકૃતિક દોષ નથી, પરંતુ ભૂલ-જનિત છે. એ સ્પષ્ટ જ છે કે ભૂલ જાણેલાંની જ થાય છે. અર્થાત્ જેનાં સંબંધમાં માનવ કાંઈ નથી જાણતો, તેને ભૂલવાની વાત જ નથી આવતી. આથી જાણેલાંને જ ભૂલીએ છીએ.

શ્રમ-રહિત થતાં જ આવશ્યક સ્મૃતિ સ્વતઃ જાગ્રત થાય છે, આ પ્રાકૃતિક તથ્ય છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગમાં વિસ્મૃતિનો નાશ તથા સ્મૃતિની જાગૃતિ નિહિત છે. સ્મૃતિ અભ્યાસ નથી, પણ અનંતની દેન અર્થાત્ સ્વતઃ સિદ્ધ છે. જે સ્વતઃ સિદ્ધ છે, તેમાં જ જીવન છે. આ કારણે અખંડ સ્મૃતિમાં જ જીવન છે. સ્મૃતિ દૂરતા, ભેદ તથા ભિન્નતા નથી રહેવા દેતી. દૂરતાનાં નાશમાં યોગ અને ભેદનાં અંતમાં બોધ તેમજ ભિન્નતાનાં અભાવમાં અગાધ પ્રિયતા નિહિત છે. યોગ, બોધ તથા પ્રેમ જેનાંમાં અભિવ્યક્ત થાય છે, તેને પોતાની સાથે અભિન્ન કરી લે છે, અને જેનાં પ્રત્યે થાય છે, તેની સાથે પણ કોઈ પ્રકારનો ભેદ નથી રહેવા દેતાં. એટલું જ નહિ, જેની જીવનમાં માંગ છે, યોગ, બોધ, પ્રેમ તેનો જ સ્વભાવ છે. પ્રત્યેક માનવ પોતાની વાસ્તવિક માંગથી પરિચિત થઈ શકે છે, પરંતુ અસત્‌નાં સંગને કારણે કામને જ માંગ માની લે છે. જો કે કામની નિવૃત્તિ તથા જિજ્ઞાસાની પૂર્તિ તેમજ પ્રેમની જાગૃતિ જ માનવની સ્વાભાવિક માંગ છે, પરંતુ અસત્‌નાં સંગનાં પ્રભાવથી માંગની વિસ્મૃતિ અને કામની ઉત્પત્તિ થાય છે અને પછી માનવ પરાધીનતામાં આબદ્ધ થઈ જાય છે.

કોઈ પણ માનવને સદૈવ પરાધીનતા સહન નથી થતી. એ વિદિત જ છે કે ઘોર પ્રવૃત્તિમાં પણ માનવ સ્વભાવથી નિવૃત્તિ અપનાવે છે. પરંતુ પ્રવૃત્તિનાં રાગને કારણે નિવૃત્તિને સુરક્ષિત નથી રાખી શકતો. તેનું જ પરિણામ એ થાય છે કે પરાધીનતામાં જીવન માની લે છે. પણ આ વૈધાનિક તથ્ય છે કે સ્વભાવથી પરાધીનતા પ્રિય નથી. મૂક-સત્સંગથી પ્રવૃત્તિનો રાગ સ્વતઃ નાશ થઈ જાય છે, જેનાં થતાં જ જાગ્રત-સુષુપ્તિ ઉદિત થાય છે, જે સર્વતોમુખી વિકાસની ભૂમિ છે. જાગ્રત-સુષુપ્તિમાં જ સામર્થ્યની અભિવ્યક્તિ, વિચારનો ઉદય તેમજ પ્રીતિની જાગૃતિ નિહિત છે. સામર્થ્યની અભિવ્યક્તિમાં જ અસમર્થતાનો નાશ છે. અસમર્થતાનો નાશ થતાં જ દોષોની ઉત્પત્તિ તથા ગુણોનું અભિમાન શેષ નથી

રહેતું. ગુણ-દોષ-રહિત થતાં જ પરિચ્છિન્નતા સ્વતઃ નાશ થઈ જાય છે અને પછી અસીમ, અનંત, નિત્ય, ચિન્મય જીવન સાથે અભિન્નતા થાય છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગમાં જ વાસ્તવિક જીવન નિહિત છે.

ઉત્પન્ન થયેલી વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિઓનો આશ્રય માનવને પરાધીનતામાં આબદ્ધ રાખે છે — આ માનવમાત્રનો પોતાનો અનુભવ છે. આ અનુભવનો આદર કરતાં જ અનુત્પન્ન થયેલાં નિત્ય-જીવનની માંગ સ્વતઃ જાગ્રત થાય છે. વિચારશીલ માનવો આ સ્વાભાવિક માંગથી નિરાશ નથી થતાં. આ માંગની પૂર્તિ પરાધીનતામાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવાથી સંભવ નથી, અર્થાત્ સર્વદા અસંભવ છે. આ કારણે નિત્ય-જીવનની અભિવ્યક્તિ સ્વાધીનતામાં જ નિહિત છે. સ્વાધીનતાની પ્રાપ્તિમાં માનવ સર્વદા સ્વાધીન છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ પ્રવૃત્તિ તથા નિવૃત્તિનાં વાસ્તવિક તથ્યને અનુભવ કરી લે છે. પ્રવૃત્તિની વાસ્તવિકતા પ્રાપ્ત પરિસ્થિતિનાં સદુપયોગમાં છે. અપ્રાપ્ત પરિસ્થિતિનું આવાહ્ન માનવને કામ-રહિત નથી થવા દેતું.

આનું જ એ પરિણામ થાય છે કે માનવ પરાધીનતામાં જ જીવન માની લે છે અને પોતાનાં આ અનુભવનો અનાદર કરી બેસે છે કે જ્યારે પ્રાપ્ત પરિસ્થિતિ જ જીવન નથી, તો અપ્રાપ્ત પરિસ્થિતિથી કેવું જીવન મળશે ! પરંતુ પરિસ્થિતિઓની દાસતા નિજ-અનુભવનાં અનાદરમાં હેતુ છે. પરિસ્થિતિઓની દાસતાથી રહિત થવા માટે એ અનિવાર્ય છે કે માનવ આવેલ સહજ નિવૃત્તિને અપનાવે, અર્થાત્ આ વૈધાનિક તથ્યમાં અવિચળ આસ્થા કરે કે પ્રત્યેક કાર્યનાં આરંભની પૂર્વે અને કાર્યનાં અંતમાં જે સહજ નિવૃત્તિ છે તે પોતાને માટે ઉપયોગી છે, તેમાં જીવન છે.

પ્રવૃત્તિની વાસ્તવિકતા બીજાઓનાં અધિકારોની સુરક્ષામાં છે. પ્રવૃત્તિથી પોતાને કાંઈ મળી શકે છે, અથવા તે પોતાનાં માટે ઉપયોગી થઈ શકે છે — આ ભ્રાંતિ છે. આ ભ્રાંતિનો અંત મૂક-સત્સંગથી જ થાય છે; કારણ કે, ભ્રાંતિનું મૂળ અસત્નો સંગ છે, બીજું કાંઈ નહિ. બીજાઓનાં અધિકારો સુરક્ષિત થવાથી પરસ્પર સંઘર્ષનો નાશ, સુંદર સમાજનું નિર્માણ અને આવશ્યક સંકલ્પોની પૂર્તિ

થાય છે. પરંતુ વાસ્તવિક જીવનનો અભિલાષી સંકલ્પ-પૂર્તિનું સુખ નથી ભોગવતો. સંકલ્પ-પૂર્તિ જીવનનો એ ભાગ છે, જે માનવને ક્ષણિક સંતોષ આપે છે, પણ પરાધીનતાથી રહિત નથી કરતો. પરાધીનતા રહેતાં સુધી માનવ પોતાની દૃષ્ટિમાં પોતાને ન તો આદરને યોગ્ય પામે છે અને ન વાસ્તવિક સંતુષ્ટિ જ થાય છે. એટલું જ નહિ, માનવ પોતાનાંમાં પોતાનું કાંઈ મૂલ્ય જ નથી પામતો, કેવળ પરિસ્થિતિઓની દાસતામાં જ આબદ્ધ રહે છે. પોતાનું મૂલ્ય ન રહેવાથી જ પરિસ્થિતિઓમાં મહત્ત્વ-બુદ્ધિ ઉત્પન્ન થાય છે.

પ્રાકૃતિક નિયમાનુસાર પ્રત્યેક પરિસ્થિતિ સતત પરિવર્તનશીલ છે, તો પછી પરિસ્થિતિ જીવન કેવી રીતે હોઈ શકે છે ? અર્થાત્ નથી હોઈ શકતી. પરિસ્થિતિઓનાં સદ્દુપયોગનું મહત્ત્વ છે, પરિસ્થિતિનું નહિ. આ વૈધાનિક તથ્યઓ આદર કરવાથી બધી પરિસ્થિતિઓમાં સમાનતાનાં દર્શન થાય છે અને પછી માનવ બહુ જ સુગમતાપૂર્વક અપ્રાપ્ત પરિસ્થિતિનાં ચિંતનથી રહિત થઈને, નિશ્ચિંતતા તથા નિર્ભયતાપૂર્વક પ્રાપ્ત પરિસ્થિતિનો સદ્દુપયોગ કરવામાં સમર્થ થાય છે, જે વિકાસની ભૂમિ છે. બધી પરિસ્થિતિઓ સુખ તથા દુઃખથી યુક્ત છે. સુખ-દુઃખનાં સદ્દુપયોગમાં જ પ્રવૃત્તિ તથા નિવૃત્તિની સાર્થકતા છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ પથ છે, જીવન નહિ; અથવા એમ કહો કે વાસ્તવિક જીવન સુધી પહોંચવા માટે જમણાં-ડાબા પગની સમાન છે. એટલું જ નહિ, જે પ્રમાણે દિવસ-રાત આપોઆપ આવતાં-જતાં રહે છે, એ જ પ્રમાણે પ્રવૃત્તિ અને નિવૃત્તિ આપોઆપ આવે-જાય છે.

મૂક-સત્સંગમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિનાં સદ્દુપયોગનું સામર્થ્ય વિદ્યમાન છે. તેની અભિવ્યક્તિ થવાથી જ માનવ સર્વાંશમાં પરાધીનતાથી રહિત થાય છે. સ્વાધીન થતાં જ નિત્ય-યોગ, નિત્ય-જીવન તેમજ નિત્ય-રસની અભિવ્યક્તિ થાય છે, જે સૌને સ્વભાવથી પ્રિય છે. આ દૃષ્ટિએ પ્રવૃત્તિ અને નિવૃત્તિનો સદ્દુપયોગ અનિવાર્ય છે, જે ઉદારતા તથા વિરક્તિ જ સંભવ છે. અર્થાત્ ઉત્પન્ન થયેલી પરિસ્થિતિઓમાં જીવન નથી, આ અનુભવથી જ ઉદારતા તથા વિરક્તિની અભિવ્યક્તિ થાય છે. મૂક-સત્સંગથી સ્વતઃ પરિસ્થિતિઓથી

અસંગતા થઈ જાય છે; કારણ કે, વિશ્રામમાં પરાશ્રય નથી. વિશ્રામ પોતાને માટે ઉપયોગી છે અને આવશ્યક પ્રવૃત્તિ દ્વારા પર-સેવા થાય છે; પરંતુ સેવાનો ભાવ સ્વાધીન માનવમાં જ અભિવ્યક્ત થાય છે. સેવા કર્મ નથી, પરંતુ સર્વ-હિતકારી સદ્ભાવના છે.

ભાવનાનું ક્રિયાત્મક રૂપ પરિસ્થિતિને અનુરૂપ હોય છે, પણ ભાવના વાસ્તવિકતાથી પોષિત થાય છે. સેવાનું ક્રિયાત્મક રૂપ સીમિત અને ભાવાત્મક રૂપ અસીમ હોય છે. સીમિત ક્રિયા અસીમ ભાવને સજીવ અને અસીમ ભાવ સીમિત ક્રિયાને શુદ્ધ કરે છે. અર્થાત્ કર્મની શુદ્ધિ સદ્ભાવનાથી અને સદ્ભાવનામાં સજીવતા પરિસ્થિતિને અનુરૂપ પ્રવૃત્તિથી થાય છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિનું ઉદ્ગમ પોતાનાંમાં જ છે. જો માનવ પોતાને મૂક-સત્સંગ દ્વારા અસત્નાં સંગથી રહિત કરી લે, તો બહુ જ સુગમતાપૂર્વક સર્વ-હિતકારી પ્રવૃત્તિ ઉદિત થાય છે તથા સહજ નિવૃત્તિ સજીવ થાય છે, જે નિત્ય-યોગ સાથે અભિન્ન કરવામાં સમર્થ છે.

જ્યાં સુધી માનવ પ્રવૃત્તિ દ્વારા પોતાનાં સુખ-સંપાદનનો પ્રયાસ કરે છે, ત્યાં સુધી સર્વહિતકારી સદ્ભાવના જાગ્રત જ નથી થતી, જેનાં જાગ્રત થયા વિના પ્રાપ્ત પરિસ્થિતિઓનો સદુપયોગ સંભવ નથી. પરિસ્થિતિઓનાં સદુપયોગ વિના ન તો માનવ પરિસ્થિતિઓથી અતીત વાસ્તવિક જીવન સાથે અભિન્ન થાય છે અને ન અપ્રાપ્ત પરિસ્થિતિનાં ચિંતનથી પણ રહિત થઈ શકે છે. એટલું જ નહિ, વ્યર્થ-ચિંતનને કારણે પ્રાપ્ત સામર્થ્યનો હ્રાસ જ થાય છે, જે વિનાશનું મૂળ છે. પ્રાકૃતિક નિયમાનુસાર પ્રત્યેક માનવમાં પ્રાપ્ત પરિસ્થિતિનાં સદુપયોગનું સામર્થ્ય વિદ્યમાન છે, પણ વ્યર્થ-ચિંતનમાં આબદ્ધ થઈ જવાથી માનવ પરિસ્થિતિનો સદુપયોગ નથી કરી શકતો. આ અસમર્થતા પ્રાકૃતિક દોષ નથી, પરંતુ ભૂલ-જનિત છે. આ કારણે આ અસમર્થતાનો નાશ થઈ શકે છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

જ્યારે માનવ પરિસ્થિતિઓને આશ્રિત પોતાનું મૂલ્યાંકન કરે છે, ત્યારે તે દીનતા તથા અભિમાનની અગ્નિમાં દગ્ધ થતો રહે છે. દીનતા તથા

અભિમાનમાં આબદ્ધ માનવ પોતાનાં માટે, જગત માટે તથા પોતાનાં નિર્માતા માટે અનુપયોગી જ સિદ્ધ થાય છે. આ કારણે દીનતા તથા અભિમાનથી રહિત થવું અનિવાર્ય છે. પરિસ્થિતિઓથી અતીતનાં જીવનમાં અવિચળ આસ્થા ન કર્યે સમતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ સંભવ નથી અને સમતા વિના માનવ સર્વાંશમાં દીનતા તથા અભિમાનથી રહિત નથી થઈ શકતો.

જીવનની માંગ માનવમાં છે. પરિસ્થિતિઓમાં જીવન-બુદ્ધિ ભૂલ છે; કારણ કે, જીવન તેને નથી કહેતાં, જે સર્વદા, સર્વત્ર નથી. પરિસ્થિતિઓની પ્રીતિ થાય છે, તેનો સદુપયોગ થઈ શકે છે; પરંતુ પરિસ્થિતિઓમાં નિત્યતા નથી. આ દૃષ્ટિએ પરિસ્થિતિમાં જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી પોતાનાં જ દ્વારા પોતાને દગો દેવો છે, જે વિનાશનું મૂળ છે. પરિસ્થિતિઓમાં જીવન-બુદ્ધિ ન રહેવાથી પરિસ્થિતિઓથી અતીતનાં જીવનમાં આસ્થા અથવા તેની શોધ સ્વતઃ થાય છે. પરિસ્થિતિઓથી અતીતનાં જીવનની શોધ એકમાત્ર મૂક-સત્સંગથી જ થાય છે, કોઈ અન્ય પ્રયોગથી સંભવ નથી; કારણ કે, નિત્ય-જીવનની પ્રાપ્તિ માટે કોઈ વસ્તુ, યોગ્યતા, સામર્થ્યની અપેક્ષા નથી, પરંતુ એ વિશ્રામથી જ સાધ્ય છે.

આથી એ નિર્વિવાદ સિદ્ધ છે કે મૂક-સત્સંગથી પરિસ્થિતિથી અતીતનાં જીવનની પ્રાપ્તિ થાય છે. મૂક-સત્સંગમાં આસ્તિકની શરણાગતિ અને અધ્યાત્મવાદીની અસંગતા તેમજ ભૌતિકવાદીની કર્તવ્ય-પરાયણતા નિહિત છે. 'મૂક-સત્સંગ' અકર્મણ્યતા, જડતા તેમજ અભાવમાં આબદ્ધ નથી થવા દેતો, પરંતુ કર્તવ્ય-પરાયણતા, ચિન્મયતા તેમજ પૂર્ણતા સાથે અભિન્ન કરે છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ પરિસ્થિતિઓમાં જીવન-બુદ્ધિ સ્વીકાર નથી કરતો તથા વાસ્તવિક જીવનથી નિરાશ નથી થતો.

પ્રત્યેક માનવ પોતાનાંમાં આસક્તિ તથા આવશ્યકતા અનુભવ કરે છે. આસક્તિ તેની, જેની પ્રતીતિ છે, અને આવશ્યકતા તેની, જેને જોયા નથી. આસક્તિઓનાં નાશમાં જ આવશ્યકતાની પૂર્તિ નિહિત છે, આ વૈધાનિક તથ્ય છે. જે માનવ આસક્તિ-જનિત કામનાઓને જ આવશ્યકતા માની લે છે, તે કોઈ પણ પ્રકારે પોતાને પરિસ્થિતિઓની દાસતાથી રહિત નથી કરી શકતો; અર્થાત્

પોતાને તેની દાસતામાં આબદ્ધ કરી લે છે, જેનું સ્વતંત્ર અસ્તિત્વ જ નથી. પરિસ્થિતિઓનાં આશ્રય તથા પ્રકાશકની આવશ્યકતા માનવની પોતાની આવશ્યકતા છે. આથી એ સ્પષ્ટ જ છે કે આવશ્યકતા તેની છે, જેને જોયા નથી, અને આસક્તિ તેની છે, જેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. આસક્તિ અને આવશ્યકતા જેનાંમાં છે, એ ન તો તે છે, જેની પ્રતીતિ છે અને ન તે છે, જેની આવશ્યકતા છે, પરંતુ જોયેલાં તથા ન જોયેલાંને આસક્તિ અને આવશ્યકતાનાં રૂપમાં જે પોતાનાંમાં આરોપ કરે છે, તે છે — માનવ. જેનાંમાં આસક્તિ અને આવશ્યકતા છે, શું તેનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ હોય છે ? શું તે જોયેલાં, તથા ન જોયેલાં, બે વિરોધી સત્તાઓ સાથે સંબંધ રાખી શકે છે ? કદાપિ નહિ. બે વિરોધી સત્તાઓ સાથે એ જ સંબંધ રાખી શકે છે, જેનું પોતાનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ ન હોય. જેનું પોતાનું કોઈ અસ્તિત્વ હોય છે, તે કોઈની સાથે અભિન્ન નથી થઈ શકતો.

આ દૃષ્ટિએ માનવનું જો કે કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી, પરંતુ તે આસક્તિનાં રૂપમાં જગતને અને આવશ્યકતાનાં રૂપમાં જગતનાં પ્રકાશકને સ્વીકાર કરે છે. આસક્તિ ભૂલ-જનિત હોવાને કારણે નાશ થાય છે, અને આવશ્યકતા વાસ્તવિક હોવાને કારણે પૂરી થાય છે. આસક્તિની નિવૃત્તિ અને આવશ્યકતાની પૂર્તિમાં વિકલ્પ કરવો ભારે ભૂલ છે. પ્રાકૃતિક નિયમાનુસાર ભૂલનું કોઈ અસ્તિત્વ નથી હોતું. કેવળ પ્રાપ્ત વિવેકનો અનાદર જ ભૂલ છે. વિવેકરૂપી પ્રકાશ માનવ-માત્રને પ્રાપ્ત છે. મૂક-સત્સંગથી બહુ જ સુગમતાપૂર્વક નિજ-વિવેકનો આદર માનવ કરી શકે છે; કારણ કે, મૂક-સત્સંગથી આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ થાય છે, આ પ્રાકૃતિક તથ્ય છે. આ દૃષ્ટિએ નિજ-વિવેકનો આદર મૂક-સત્સંગથી જ સંભવ છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થશે, જ્યારે માનવ આસક્તિની નિવૃત્તિ અને આવશ્યકતાની પૂર્તિથી નિરાશ ન થાય.

આ કેવી વિલક્ષણતા છે કે આસક્તિ અને આવશ્યકતા એકમાં જ મૌજુદ છે. આસક્તિ આવશ્યકતાને શિથિલ ભલેને કરે, પણ તેનો નાશ નથી કરી શકતી, પરંતુ આવશ્યકતાની પૂર્ણ જાગૃતિ આસક્તિનાં નાશમાં હેતુ છે. આવશ્યકતાની પૂર્ણ જાગૃતિ ત્યારે જ સંભવ થાય છે, જ્યારે આસક્તિ-જનિત

પ્રવૃત્તિ ન રહે. આસક્તિ-જનિત પ્રવૃત્તિનો અંત કરવા માટે પ્રવૃત્તિનાં આદિ અને અંતમાં નિવૃત્તિ, અર્થાત્ વિશ્રામને સુરક્ષિત રાખવો અનિવાર્ય છે, જે વાસ્તવમાં મૂક-સત્સંગ છે.

'વિશ્રામમાં જીવન છે' — આ અનુભવ થવાથી પ્રવૃત્તિઓનો રાગ સ્વયં નાશ થઈ જાય છે અને આવશ્યક પ્રવૃત્તિ સ્વતઃ થાય છે. પ્રવૃત્તિઓનાં રાગથી રહિત થવાથી કર્તવ્ય-પરાયણતા સ્વતઃ આવી જાય છે. વિશ્રામ માનવને અકર્મણ્ય નથી બનાવતો, પરંતુ કર્તવ્યનિષ્ઠ બનાવે છે, તથા તેની કર્તવ્યમાં ફળાસક્તિ નથી રહેતી; કારણ કે, અહંકૃતિ-રહિત થવામાં જે જીવન છે, તે કોઈ પણ પ્રવૃત્તિથી સાધ્ય નથી.

આળસ તથા અકર્મણ્યતા માટે તો માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી. આવશ્યક કાર્યની પૂર્તિ અને અનાવશ્યક કાર્યની નિવૃત્તિ અનિવાર્ય છે. આવશ્યક કાર્ય કરવામાં માનવ સર્વદા સ્વાધીન તથા સમર્થ છે. પણ અનાવશ્યક કાર્યનો ત્યાગ કર્યા વિના આવશ્યક કાર્યની પૂર્તિ સંભવ નથી. અનાવશ્યક કાર્યનું ચિંતન માનવને અસમર્થ બનાવે છે. અસમર્થતાને કારણે આવશ્યક કાર્યની પૂર્તિમાં પરાધીનતા અનુભવ થાય છે. આ કારણે સામર્થ્ય તથા વિવેક-વિરોધી કાર્યનો ત્યાગ અત્યંત આવશ્યક છે, જેને કરતાં જ આવશ્યક કાર્યની પૂર્તિ પ્રાકૃતિક નિયમાનુસાર સ્વતઃ થવા લાગે છે; કારણ કે, અનાવશ્યક કાર્યની નિવૃત્તિ તથા આવશ્યક કાર્યની પૂર્તિ યુગપદ્ છે. આવશ્યક કાર્ય પૂરું કરવાથી અહંકૃતિ-રહિત થવું પ્રાકૃતિક તથ્ય છે. પણ કાર્ય-જનિત સુખ-લોલપતાને કારણે માનવ કાર્યનાં અંતમાં પણ કાર્યનું ચિંતન જ કરતો રહે છે, જે વાસ્તવમાં પ્રમાદ છે. કાર્યનું ચિંતન એ સિદ્ધ કરે છે કે કર્તામાં કોઈ દોષ છે. જે કરવાનું છે, તેનું ચિંતન અપેક્ષિત નથી; કારણ કે, કર્તામાં એ વિદ્યમાન છે, જે તેણે કરવાનું છે, અર્થાત્ કાર્ય કર્તાનું જ ચિત્ર છે.

ફળાસક્તિ-રહિત થતાં જ કાર્યનાં અંતમાં કર્તા સ્વયં નિત્ય-યોગ સાથે અભિન્ન થાય છે, આ વૈધાનિક તથ્ય છે. જો કાર્યનાં અંતમાં નિત્ય-યોગની અભિવ્યક્તિ ન થઈ, તો એ માનવું પડશે કે આવશ્યક કાર્ય પૂરું નથી કર્યું, અથવા

અનાવશ્યક કાર્યનો ત્યાગ નથી કર્યો. કાર્યનો આશ્રય જ માનવને પરિચ્છિન્નતામાં આબદ્ધ રાખે છે. પરિચ્છિન્નતા રહેતાં સુધી વાસ્તવિકતાથી દૂરતા, ભેદ તથા ભિન્નતા બનેલી જ રહે છે. પરિચ્છિન્નતાનો અંત કરવા માટે વિશ્રામ અનિવાર્ય છે. કોઈ ને કોઈ શ્રમનાં આશ્રયથી જ પરિચ્છિન્નતા જીવિત રહે છે. શ્રમ-રહિત થતાં જ પરિચ્છિન્નતા શેષ નથી રહેતી અને પછી સ્વતઃ યોગ, બોધ તેમજ પ્રેમની અભિવ્યક્તિ થાય છે, જે વાસ્તવિક જીવન છે.

અહંકૃતિ-રહિત થયા વિના દેહાભિમાનનો નાશ નથી થતો. દેહાભિમાન રહેતાં સુધી નિષ્કામતા નથી આવતી અને નિષ્કામતા વિના ન તો પરમ શાંતિ ય પ્રાપ્ત થાય છે, ન સ્વાધીનતા ય મળે છે અને ન પ્રીતિની પણ જાગૃતિ થાય છે. કામના-યુક્ત માનવ તો પરાધીનતા, અશાંતિ તેમજ આસક્તિઓમાં જ આબદ્ધ રહે છે, જે વિનાશનું મૂળ છે. આ દૃષ્ટિએ પ્રત્યેક માનવે અહંકૃતિ-રહિત થવું અનિવાર્ય છે.

ભૌતિકવાદની દૃષ્ટિએ કર્તવ્ય-પરાયણતા જ માનવનો પરમ પુરુષાર્થ છે, પણ ફળાસક્તિ-રહિત થયા વિના અને અનાવશ્યક કાર્યનો ત્યાગ કર્યા વિના કર્તવ્ય-પરાયણતા સિદ્ધ નથી થતી. કર્તવ્ય-પરાયણતા સિદ્ધ થવાથી કર્તા સ્વયં અહંકૃતિ-રહિત થાય છે, જે વાસ્તવમાં મૂક-સત્સંગ છે. આ દૃષ્ટિએ કર્તવ્યનો અંત સત્સંગમાં જ નિહિત છે. ફળાસક્તિ તથા અનાવશ્યક કાર્યોનો ત્યાગ ન કરવો અસત્‌નો સંગ છે; કારણ કે, કોઈ પણ કર્મનું ફળ માનવને અમરત્વ સાથે અભિન્ન નથી કરી શકતું. આ કારણે ફળાસક્તિનો ત્યાગ અનિવાર્ય છે. નિત્ય-યોગમાં જ નિત્ય-જીવન નિહિત છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

અસત્‌નાં ત્યાગમાં સત્‌નો સંગ નિહિત છે અને સત્‌નાં સંગથી અસત્‌નો ત્યાગ સ્વતઃ થઈ જાય છે. આ કારણે અસત્‌નો ત્યાગ, અથવા સત્‌નો સંગ, જે પણ પોતાને સુલભ પ્રતીત થાય, એ જ કરવાનો છે. કરવામાં કરવાનો અંત સ્વતઃ સિદ્ધ છે. એ જ કરવાની સાર્થકતા છે. કરવાથી કરવાનો જન્મ થતો રહે, આ વસ્તુસ્થિતિ પ્રમાદ-જનિત છે. જો કરવાની સાર્થકતા કરવામાં જ હોત, તો કરવાથી જ નિત્ય-જીવન પ્રાપ્ત થાત, પણ આવો અનુભવ નથી. આથી કરવાની

પૂર્ણતા અહંકૃતિ-રહિત થવામાં જ છે, જે વાસ્તવમાં મૂક-સત્સંગ છે.

અધ્યાત્મવાદની દૃષ્ટિએ પોતાનાં પર પોતાનાં જાણેલાંનો પ્રભાવ અનિવાર્ય છે, અર્થાત્ નિજ-જ્ઞાનનો આદર જ અધ્યાત્મવાદીનો પરમ પુરુષાર્થ છે. નિજ-જ્ઞાનનો આદર કરતાં જ નિર્મમતા, નિષ્કામતા તેમજ અસંગતા સ્વતઃ પ્રાપ્ત થાય છે, જેનાં થતાં જ અહંકૃતિ શેષ નથી રહેતી. આથી વિચારની પૂર્ણતા પણ મૂક-સત્સંગમાં જ નિહિત છે. એ સ્પષ્ટ જ છે કે નિર્મમતાથી નિર્વિકારતા અને નિષ્કામતાથી પરમ-શાંતિ તથા અસંગતાથી સ્વાધીનતા સ્વતઃ પ્રાપ્ત થાય છે, પરંતુ નિર્વિકારતા, પરમ-શાંતિ તેમજ સ્વાધીનતાનો આશ્રય અહં-ભાવરૂપી અણુને જીવિત રાખે છે. અસત્‌નાં સંગથી ઉત્પન્ન થયેલી મમતા, કામના તેમજ તાદાત્મ્યથી માનવ જડતા, પરાધીનતા વગેરે દોષોમાં આબદ્ધ થાય છે. અસત્‌નો ત્યાગ કરતાં જ દોષોનો નાશ તથા નિર્વિકારતા, પરમ-શાંતિ, સ્વાધીનતા વગેરે દિવ્ય-ગુણોની અભિવ્યક્તિ થાય છે.

સમસ્ત દોષો ભૂલજનિત અને દિવ્ય-ગુણો પ્રાકૃતિક છે. ગુણ-દોષનાં આશ્રયથી જ અહંભાવ જીવિત રહે છે. અહંનો અંત કરવા માટે એ અનિવાર્ય છે કે માનવ ભૂલ-જનિત દોષોની નિવૃત્તિ અને ગુણોનાં અભિમાનથી રહિત થઈ જાય, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે. જો કે દિવ્ય ગુણો અવિનાશી છે, પરંતુ તેનાં આશ્રયથી સીમિત અહંભાવને જીવિત રાખવો અસત્‌નો જ સંગ છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ સર્વાંશમાં અસત્‌નાં સંગથી રહિત થઈ જાય. વિચાર-પથની દૃષ્ટિએ નિર્મમ, નિષ્કામ તેમજ અસંગ થવું અનિવાર્ય છે. પરંતુ પોતાનાંમાં નિર્મમતા, નિષ્કામતા તેમજ અસંગતાને આરોપિત કરવી પ્રમાદ જ છે, જેની નિવૃત્તિ અહંકૃતિ-રહિત થવાથી જ થાય છે, જે વાસ્તવમાં મૂક-સત્સંગ છે.

મમતા, કામના અને તાદાત્મ્ય ભૂલ-જનિત છે, વાસ્તવિક નહિ. ભૂલ-રહિત થવું એ જ અધ્યાત્મવાદની દૃષ્ટિએ પરમ-પુરુષાર્થ છે. ભૂલને 'ભૂલ' અનુભવ કરવી એ જ ભૂલ-રહિત થવાનો ઉપાય છે. પ્રાપ્ત વિવેકનાં પ્રકાશમાં જ ભૂલનો અનુભવ થાય છે. પણ જ્યાં સુધી માનવ ઇન્દ્રિય તથા બુદ્ધિનાં દૃષ્ટિ-

વ્યાપારમાં જ રમણ કરે છે, ત્યાં સુધી પ્રાપ્ત વિવેકનાં પ્રકાશમાં પોતાની વર્તમાન વસ્તુસ્થિતિને નથી અનુભવ કરી શકતો. બસ, આ જ ભૂલનું મૂળ છે. ઈન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિનાં વ્યાપારથી વિમુખ થઈને શ્રમ-રહિત થતાં જ, નિજ-વિવેકનો પ્રભાવ સ્વતઃ થાય છે અને પછી માનવ બહુ જ સુગમતાપૂર્વક ભૂલ-રહિત થઈ જાય છે, જે વિકાસનું મૂળ છે.

અહંકૃતિ રહેતાં સુધી કોઈ પણ માનવ ઈન્દ્રિય તથા બુદ્ધિ-દૃષ્ટિથી વિમુખ નથી થઈ શકતો અને તેનાં વિના નિજ-વિવેકનો આદર તથા પ્રભાવ સંભવ નથી. આ વૈજ્ઞાનિક તથ્ય છે કે દૃષ્ટિ અને દૃશ્ય પ્રકાશને જ આશ્રિત છે; પરંતુ દૃષ્ટિ અને દૃશ્યનાં પ્રભાવથી પ્રભાવિત માનવ પ્રકાશથી વિમુખ થઈ જાય છે. જો કે નિજ-વિવેકનો પ્રકાશ માનવમાત્રને નિત્ય-પ્રાપ્ત છે, પરંતુ દૃષ્ટિ અને દૃશ્યનાં તાદાત્મ્યને કારણે માનવ તેનો આદર નથી કરતો. નિજ-વિવેકનો અનાદર જ ભૂલ છે. તેનો અંત કરવો પ્રત્યેક માનવ માટે અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સંભવ છે.

મૂક-સત્સંગ વિના દૃશ્ય અને દૃષ્ટિનું તાદાત્મ્ય નાશ નથી થતું અને તેનાં ન થયે નિર્મમતા, નિષ્કામતા તેમજ અસંગતા સિદ્ધ નથી થતી. જો બુદ્ધિ-દૃષ્ટિનાં પ્રભાવથી માનવ પોતાને નિર્મમ, નિષ્કામ તેમજ અસંગ સ્વીકાર કરે, અને નિર્વિકારતા, પરમ-શાંતિ તેમજ સ્વાધીનતામાં સંતુષ્ટ થઈ જાય, તો પણ અહંભાવનો અંત નથી થતો; કારણ કે, બુદ્ધિનો આશ્રય શેષ રહે છે. નિરાશ્રય થયા વિના અહંભાવરૂપી અણુનો નાશ નથી થતો. ઈન્દ્રિય-દૃષ્ટિનાં પ્રભાવથી રહિત થવામાં બુદ્ધિ-દૃષ્ટિનો પ્રભાવ ઉપયોગી છે, પણ પરિચ્છિન્નતાનો અંત કરવામાં બુદ્ધિ-દૃષ્ટિ ઉપયોગી સિદ્ધ નથી થતી. અહંકૃતિ-રહિત થવાથી જ બુદ્ધિ-દૃષ્ટિ સમ થાય છે, જે વાસ્તવમાં મૂક-સત્સંગ છે. બુદ્ધિ-દૃષ્ટિ સમ થતાં જ દૃશ્ય અને દૃષ્ટિ પોતાનાં ઉદ્‌ગમ સાથે અભિન્ન થાય છે. બસ, આ જ અધ્યાત્મ-જીવનની પૂર્ણતા છે. અધ્યાત્મવાદી દૃષ્ટિકોણથી પણ મૂક-સત્સંગ ઉપયોગી છે.

મૂક-સત્સંગ માનવને કોઈ સ્થિતિમાં આબદ્ધ નથી કરતો, પરંતુ બધાથી

અસંગ કરે છે. અસંગતામાં જ અભિન્નતા નિહિત છે, આ વૈધાનિક તથ્ય છે. અસંગતા તેને, જે અસંગ થયો છે, અવિનાશી સાથે અભિન્ન કરે છે. અર્થાત્ અસંગતા માનવને યોગ, બોધ તથા પ્રેમ પ્રદાન કરે છે. દૂરતા, ભેદ તથા ભિન્નતાનો નાશ અસંગતાથી સ્વતઃ થઈ જાય છે અને અહંકૃતિ-રહિત થતાં જ અસંગતાની સ્વતઃ અભિવ્યક્તિ થાય છે, અર્થાત્ જેને પોતાનાં માટે કાંઈ નથી કરવાનું તેનું કોઈની સાથે તાદાત્મ્ય નથી રહેતું. તાદાત્મ્યનો નાશ અને અસંગતા યુગપદ્ હોય છે. આથી અહંકૃતિ-રહિત થવું અનિવાર્ય છે, જે વિકાસની ભૂમિ છે.

આસ્થાવાન માનવ માટે પણ મૂક-સત્સંગ અપેક્ષિત છે; કારણ કે, આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસ માનવને શરણાગતિની પ્રેરણા આપે છે. શરણાગતિ કોઈ અભ્યાસ નથી, પરંતુ આસ્થાવાનનો અંતિમ પ્રયાસ છે. પ્રાકૃતિક નિયમાનુસાર આસ્થા જેનાંમાં ઉદિત થાય છે, તેનાંમાં આસ્થાસ્પદની અવિચળ શ્રદ્ધા તથા વિશ્વાસ જાગ્રત કરે છે, આ આસ્થાનો મહિમા છે. આસ્થા સદૈવ તેનાં પ્રત્યે થાય છે કે જેની આવશ્યકતા તો હોય, પણ જેને જોયા ન હોય, અર્થાત્ જે ઇન્દ્રિય તથા બુદ્ધિ-ગોચર નથી, પરંતુ બીજ-રૂપે જેની માંગ છે, તેમાં જ અવિચળ આસ્થા થાય છે. વિચાર-પથથી માનવ કામ-રહિત થાય છે. નિષ્કામ થતાં જ જોયેલાંનો પ્રભાવ શેષ નથી રહેતો અને પછી માનવ બહુ જ સુગમતાપૂર્વક તેમાં આસ્થા કરે છે, જેને જોયા નથી, પરંતુ સાંભળ્યા છે. જે મળ્યું છે, જેને જોયું છે, તેમાં અવિચળ આસ્થા નથી થઈ શકતી; કારણ કે, મળેલું સદૈવ નથી રહેતું અને સમસ્ત દશ્ય સતત પરિવર્તનશીલ છે. આથી મળેલાં તથા જોયેલામાં આસ્થા નથી રહી શકતી. હા, મળેલાંનો સદુપયોગ અને જોયેલાં પ્રત્યે જિજ્ઞાસા થઈ શકે છે.

આસ્થા કેવળ એમાં જ થાય છે, જે દષ્ટિગોચર નથી; પરંતુ જેની સ્વભાવથી જ માંગ છે. પોતાની માંગનાં બોધમાં આસ્થા નિહિત છે. જે પ્રમાણે કામ દશ્ય સાથે સંબંધ જોડી દે છે, એ જ પ્રમાણે માંગ આસ્થાસ્પદમાં આત્મીયતા જાગ્રત કરે છે. દશ્યની પ્રતીતિ છે, તેનાં પ્રત્યે પ્રવૃત્તિ છે; પરંતુ પ્રાપ્તિ નથી.

શ્રમિત માનવે વિવશ થઈને વિશ્રામ અપનાવવો અનિવાર્ય છે, આ પ્રાકૃતિક તથ્ય છે. વિશ્રામમાં જ આસ્થાસ્પદની અખંડ સ્મૃતિ નિહિત છે. સ્મૃતિ અને વ્યર્થ-ચિંતનમાં ભેદ છે. વ્યર્થ-ચિંતનનાં મૂળમાં ભૂલ રહે છે અને સ્મૃતિ ભૂલ-રહિત છે; કારણ કે, સ્મૃતિ નિત્ય-પ્રાપ્તમાં આત્મીયતા પ્રદાન કરે છે અને વ્યર્થ-ચિંતન, જે નથી, અથવા જે મળ્યું છે, તેની આસક્તિમાં આબદ્ધ કરે છે, અર્થાત્ વ્યર્થ-ચિંતન દેહાભિમાન તથા અભાવમાં આબદ્ધ કરી દે છે. એટલું જ નહિ, વ્યર્થ-ચિંતનની ઉત્પત્તિ પણ દેહાભિમાનથી જ થાય છે. પણ અખંડ સ્મૃતિની જાગૃતિ અવિચળ આસ્થામાં જ નિહિત છે.

આસ્થા કોઈ અભ્યાસથી સજીવ નથી થતી. જેમાં આસ્થા છે, તેમાં કોઈ પ્રકારનું દોષ-દર્શન નથી થતું; કારણ કે, તેને બુદ્ધિ-દૃષ્ટિથી જોવામાં નથી આવતું. જે પરમ-તત્ત્વ બુદ્ધિની સીમામાં આબદ્ધ નથી, તેમાં દોષ-દર્શન માટે કોઈ સ્થાન જ નથી. હા, તેમાં કોઈ આસ્થા કરે, અથવા ન કરે, એ વૈધાનિક સ્વાધીનતા માનવ-માત્રને પ્રાપ્ત છે. પણ આસ્થા ન કરવા છતાં પણ જે પોતાનાં છે, તેમને ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેની સીમામાં બાંધી નથી શકાતાં. જે ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેની સીમાથી પર છે, અર્થાત્ અસીમ છે, તેમની શરણાગતિ જ તેમની પ્રિયતા તથા પ્રાપ્તિમાં હેતુ છે. અહંકૃતિ રહેતાં શરણાગતિ સિદ્ધ નથી થતી. આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસપૂર્વક પોતાને સમર્પણ કરવામાં જ શરણાગતિ નિહિત છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગથી જ શરણાગતિ સજીવ થાય છે.

અહંનાં સમર્પણમાં જ અહંનો નાશ છે. 'અહં' અને 'મમ'નો નાશ જ વાસ્તવિક શરણાગતિ છે. શરણાગતમાં શરણ્યની અગાધ પ્રિયતા સ્વતઃ જાગ્રત થાય છે. પ્રિયતાની જાગૃતિમાં જ જીવનની પૂર્ણતા નિહિત છે. આથી આસ્થાનાં પથમાં પણ મૂક-સત્સંગ અપેક્ષિત છે. 'અહં' નો નાશ કોઈ કૃતિથી સાધ્ય નથી, પરંતુ અહંકૃતિ-રહિત થવાથી જ 'અહં'નો નાશ થાય છે, આ વૈજ્ઞાનિક તથ્ય છે. જો કે આસ્થા તથા આવશ્યકતાને આધારે માનવ શરણાગત થવાનો નિર્ણય કરે છે, પણ કૃતિનો આશ્રય રાખીને શરણાગત નથી થઈ શકતો, એ ધ્રુવ સત્ય છે. જેને પોતાનાં માટે કાંઈ પણ કરવાનું છે, ભલા તે પોતાને કેવી રીતે સમર્પિત કરી

શકે ? અને જે પોતાને સમર્પિત નથી કરી શકતો, તે ભલા શરણાગત કેવી રીતે થઈ શકે ? શરણાગત થયા વિના શરણ્યની અગાધ પ્રિયતા કેવી રીતે મળી શકે ? કદાપિ નહિ.

અગાધ પ્રિયતા વિના નીરસતાનો સર્વાંશમાં નાશ સંભવ નથી. નીરસતાની ભૂમિમાં જ કામની ઉત્પત્તિ થાય છે. આથી નિષ્કામતા માટે નીરસતાનો નાશ અનિવાર્ય છે, જે એકમાત્ર અગાધ પ્રિયતાથી જ સાધ્ય છે. પ્રિયતા પોતાનાંમાં થાય છે. એ સ્પષ્ટ જ છે કે 'જે મળ્યું છે', અને 'જે દેખાય છે' , તે વ્યક્તિગત, અર્થાત્ પોતાનું નથી. તેમનો આશ્રય અને પ્રકાશક જે છે, તેમને જોયા નથી, પરંતુ આશ્રય તથા પ્રકાશક વિના ઉત્પત્તિ તથા પ્રતીતિ સંભવ નથી. આથી એ યુક્તિ-યુક્ત છે કે ઉત્પન્ન થયેલી વસ્તુઓનો જે આશ્રય તથા પ્રતીતિનાં જે પ્રકાશક છે, તેમની જ માંગ માનવની પોતાની માંગ છે. એટલા માટે એમનાંમાં અવિચળ આસ્થા કરવી અનિવાર્ય છે. અવિચળ આસ્થામાં શ્રદ્ધા તથા વિશ્વાસ સ્વતઃ અભિવ્યક્ત થાય છે, એ નિર્વિવાદ સિદ્ધ છે. આથી આસ્થાવાન માનવે શરણાગત થવા માટે પોતાને સમર્પણ કરવો પડશે, જે એકમાત્ર અહંકૃતિ-રહિત, અર્થાત્ મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

સર્વનાં પ્રકાશક તથા આશ્રયને પોતાનાં સ્વીકાર કરવા આસ્થાનો પથ છે. તેમનાં હોવામાં વિકલ્પ ન રહે, એ જ આસ્થા છે. આ આસ્થાથી ઉત્પન્ન થયેલી વસ્તુઓની મમતા તથા કામના નાશ થાય છે. આશ્રય પોતાનાં છે, ઉત્પન્ન થયેલી વસ્તુ પોતાની નથી. હા, તેમને જ નાતે, મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનો સદુપયોગ કરવાનો છે. મળેલાંનાં સદુપયોગમાં પરાધીનતા તથા અસમર્થતાની ગંધ પણ નથી અને જે પોતાનાં છે, તેનામાં આત્મીયતા સ્વીકાર કરવામાં પણ માનવ સર્વદા સ્વાધીન તથા સમર્થ છે. પોતાનાંમાં પોતાની પ્રિયતા સ્વભાવ-સિદ્ધ છે, શ્રમ-સાધ્ય નથી. પ્રિયતામાં જીવન છે, આ અનુભવ-સિદ્ધ તથ્ય છે. એ કારણે આસ્થાનો પથ પણ સ્વતંત્ર પથ છે. માનવને સાધન-નિષ્ઠ થવામાં સ્વાધીનતા છે, પરંતુ સાધન-નિષ્ઠ થવા માટે એકમાત્ર મૂક-સત્સંગ જ સર્વોત્કૃષ્ટ ઉપાય છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ પોતાની

વર્તમાન વસ્તુસ્થિતિથી સારી રીતે પરિચિત થઈ જાય. જ્યારે મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરે સાથે નિત્ય સંબંધ સંભવ નથી, ત્યારે પ્રકાશક તથા આશ્રયમાં આસ્થા ન કરવી ભારે ભૂલ છે. આ ભૂલનો અંત આસ્થાવાન સાધકે વર્તમાનમાં જ કરવો અનિવાર્ય છે.

મળેલાંની મમતાએ અપ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેની કામનામાં માનવને આબદ્ધ કર્યો છે અને એનાંથી જ વ્યર્થ-ચિંતન ઉત્પન્ન થાય છે. વ્યર્થ-ચિંતન રહેતાં સુધી બળપૂર્વક સાર્થક-ચિંતન કરવું એ પોતાને મિથ્યા અભિમાનમાં આબદ્ધ રાખવા છે. વ્યર્થ-ચિંતનનાં નાશમાં જ સાર્થક-ચિંતનની અભિવ્યક્તિ થાય છે. સાર્થક-ચિંતનની જાગૃતિ ઇન્દ્રિય-જન્ય સ્વભાવથી માનવને મુક્ત કરી દે છે, અને પછી આપોઆપ દેહાભિમાન ગળી જાય છે, જેનાં ગળતાં જ વાસ્તવિક જીવનથી દૂરતા, ભેદ તથા ભિન્નતા શેષ નથી રહેતી, અર્થાત્ સ્વતઃ યોગ, બોધ તથા પ્રેમની અભિવ્યક્તિ થાય છે. વ્યર્થ-ચિંતનનાં નાશ તથા સાર્થક-ચિંતનની અભિવ્યક્તિ માટે નિર્મમતા, નિષ્કામતાપૂર્વક સર્વનાં પ્રકાશકમાં અવિચળ આસ્થા, શ્રદ્ધા તેમજ વિશ્વાસ આવશ્યક છે.

પ્રાકૃતિક નિયમાનુસાર આસ્થા, શ્રદ્ધા, વિશ્વાસ જેમાં અભિવ્યક્ત થાય છે, તેમાં તેમની આત્મીયતા જાગ્રત કરે છે, જેમાં આસ્થા કરી છે. આત્મીયતા સ્વભાવથી જ અગાધ પ્રિયતામાં પરિણત થાય છે. પ્રિયતામાં પ્રિયથી ભિન્ન કાંઈ નથી. પ્રિયતા પોતાનાં પ્રેમાસ્પદ માટે રસરૂપ છે. અર્થાત્ અગાધ પ્રિયતાથી સર્વનાં આશ્રય તથા પ્રકાશકને રસ મળે છે, અર્થાત્ પ્રિયતાથી આનંદઘન પણ આનંદિત થાય છે, આ પ્રિયતાનો મહિમા છે. જે પ્રમાણે પ્રત્યેક છોડ માટે ભૂમિ અનિવાર્ય છે, એ જ પ્રમાણે પ્રત્યેક સાધક માટે મૂક-સત્સંગ અનિવાર્ય છે. સાધકનું પદ માનવથી ભિન્ન કોઈ અન્ય પ્રાણીને નથી મળી શકતું, અર્થાત્ માનવ જ સાધક છે. ન તો ઉત્પન્ન થયેલું શરીર સાધક છે અને ન અનુત્પન્ન પરમ-તત્ત્વ સાધક છે. જેમાં ઉત્પન્ન થયેલાં શરીરની મમતા અને અનુત્પન્ન થયેલાં પરમ-તત્ત્વની આસ્થા વિદ્યમાનછે, તે સ્વયં શરીર તથા પરમ-તત્ત્વ નથી.

ઉત્પન્ન થયેલાં શરીર વગેરે વસ્તુઓની મમતા ભૂલ-જનિત છે અને

અનત્પન્ન થયેલાં અવિનાશી જીવનની આસ્થા સ્વભાવ-સિદ્ધ છે. મમતા અને આસ્થાનો પુંજ જ માનવ-જીવન છે. મમતાની નિવૃત્તિ અને આસ્થાની પૂર્તિમાં જ માનવ-જીવનની પૂર્ણતા છે. મમતાની નિવૃત્તિ તથા આસ્થાની પૂર્તિ મૂક-સત્સંગથી જ સાધ્ય છે; કારણ કે, અહંકૃતિ-રહિત થતાં જ દેહ સાથે તાદાત્મ્ય નથી રહેતું અર્થાત્ સ્વતઃ અસંગતાની અભિવ્યક્તિ થાય છે. અસંગતામાં જ આસ્થાની પૂર્તિ નિહિત છે; કારણ કે, અસંગતાથી 'નહિ' ની નિવૃત્તિ અને 'છે' ની પ્રાપ્તિ સ્વતઃ થાય છે, આ વૈધાનિક તથ્ય છે. 'છે' માં અગાધ પ્રિયતા તથા તેનો બોધ તેમજ તેની સાથે નિત્ય-યોગ જ માનવનાં વિકાસની પરાકાષ્ઠા છે.

નિત્ય-યોગ, બોધ તથા અગાધ પ્રિયતામાં તત્ત્વ-ભેદ નથી, કેવળ રસનો ભેદ છે. નિત્ય-યોગમાં ચિર-શાંતિ, બોધમાં અમરત્વ તેમજ અગાધ પ્રિયતામાં અનંત રસ સ્વતઃ સિદ્ધ છે. ચિર-શાંતિ તેમજ અનંત રસથી પરિપૂર્ણ જીવન જ વાસ્તવિક જીવન છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે. નિત્ય-યોગ, બોધ તેમજ પ્રેમની પ્રાપ્તિમાં પ્રત્યેક માનવ સ્વાધીન તથા સમર્થ છે. પરાધીનતા એકમાત્ર ભોગ, મોહ, આસક્તિ-જનિત સુખ-લોલુપતામાં જ છે. પરાધીનતાની પીડામાં જ સ્વાધીનતાની માંગ જાગ્રત થાય છે. સ્વાધીનતાની માંગ માનવને અચાહ તથા અપ્રયત્ન કરવામાં સમર્થ છે, જે વાસ્તવમાં મૂક-સત્સંગ છે. અચાહ તથા અપ્રયત્ન થવાથી કર્તવ્ય-પરાયણતા તથા અસંગતા સ્વતઃ આવે છે. કર્તવ્ય-પરાયણતા વિશ્વ સાથે અને અચાહ નિત્ય-યોગપૂર્વક અમરત્વ સાથે અને અપ્રયત્ન શરણાગતિપૂર્વક અનંત સાથે માનવને અભિન્ન કરે છે. પણ આ રહસ્ય ત્યારે સ્પષ્ટ થાય છે, જ્યારે માનવ મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનો દુરુપયોગ, નિજ અનુભવનો અનાદર તથા સર્વનાં આશ્રય તથા પ્રકાશકમાં અશ્રદ્ધા ન કરે. વિશ્રામમાં સર્વતોમુખી વિકાસ નિહિત છે, આ તથ્યમાં અવિચળ આસ્થા તથા તેનો અનુભવ ન કરવાથી જ માનવ મળેલાંનો દુરુપયોગ કરે છે, જે વિનાશનું મૂળ છે.

પ્રાકૃતિક નિયમાનુસાર પ્રત્યેક દોષમાં સમસ્ત દોષો નિહિત છે. આ દૃષ્ટિએ જ્યારે માનવ નિજ-અનુભવનો અનાદર કરે છે, ત્યારે મળેલાંનો

દુરુપયોગ પણ કરવા લાગે છે અને સર્વનાં આશ્રય તથા પ્રકાશકમાં અશ્રદ્ધા પણ કરે છે. આ કારણે વિશ્રામમાં જીવન છે, આ અનુભવ માનવમાત્ર માટે અનિવાર્ય છે. વિશ્રામ માટે પ્રત્યેક કાર્યનાં આરંભની પૂર્વે અને અંતમાં શાંત થવું આવશ્યક છે, આ જ વાસ્તવમાં મૂક-સત્સંગ છે.

મૂક-સત્સંગ માનવમાત્ર માટે અત્યંત ઉપયોગી છે, અર્થાત્ માનવનો પરમ પુરુષાર્થ તથા સ્વધર્મ છે. તેનાં વિના સર્વતોમુખી વિકાસ સંભવ નથી. મૂક-સત્સંગ માટે શરીર, ઈન્દ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ વગેરે વસ્તુઓનાં સહયોગની અપેક્ષા નથી, પરંતુ પોતાનાં જ દ્વારા પોતાનો સંગ કરવાનો છે. સત્ચર્ચા તથા સત્-ચિંતન માટે ઈન્દ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ વગેરેનાં સહયોગની અપેક્ષા હોય છે; પરંતુ મૂક-સત્સંગ સ્વાધીનતા-પૂર્વક માનવ કરી શકે છે. એ માનવમાત્રનો અનુભવ છે કે નિદ્રાની પૂર્વે સ્વભાવથી જ તે પોતાને એકલો અનુભવ કરી સુષુપ્તિ પ્રાપ્ત કરે છે. જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં માનવ પોતાને એકલો નથી પામતો, અર્થાત્ સામાન તથા સાથીઓથી રહિત નથી હોતો. સુષુપ્તિ, અર્થાત્ ગાઢ નિદ્રામાં અચેતન-જેવો હોય છે. સુષુપ્તિનાં ઉત્થાન-કાળમાં પોતાને એકલો પામે છે અને વિચારે છે કે, 'બહુ સુખેથી સૂતો'. આનાંથી એ સ્પષ્ટ જ થાય છે કે માનવ સુષુપ્તિની પૂર્વે જાગ્રત તેમજ સ્વપ્નનાં અંતમાં અલ્પ-થી-અલ્પ કાળ માટે પોતાને એકલો પામે છે અને સુષુપ્તિનાં ઉત્થાન-કાળમાં પણ પોતાને એકલો પામે છે. જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થાઓ પ્રાકૃતિક તથ્ય છે, એ આપોઆપ આવે-જાય છે. પરંતુ ત્રણેય અવસ્થાઓ જાગ્રતમાં પણ થાય છે, અર્થાત્ જાગ્રતમાં જાગ્રત-સ્વપ્ન તથા જાગ્રત-સુષુપ્તિ. પણ આ રહસ્ય મૂક-સત્સંગથી જ સ્પષ્ટ થાય છે. શારીરિક, માનસિક ચેષ્ટાઓમાં આબદ્ધ રહેતાં સુધી ગાઢ નિદ્રા નથી આવતી, અર્થાત્ જે કાળમાં માનવ શારીરિક તથા માનસિક ચેષ્ટા કરતો રહે છે, એ કાળમાં ગાઢ નિદ્રા નથી હોતી.

નિદ્રાની તૈયારીમાં જ સ્વભાવથી માનવને કર્મ તથા ચિંતનથી અરુચિ થાય છે. આ અનુભૂતિ સિદ્ધ કરે છે કે માનવ શ્રમ-રહિત થયા વિના શ્રમિત-કાળની અસમર્થતાની વ્યથાથી રહિત નથી થઈ શકતો. એ કારણે જાગ્રત અને

સ્વપ્નનાં અંતમાં સુષુપ્તિ અનિવાર્ય છે. સજાગતાપૂર્વક કાર્યમાં રત થવું જાગ્રત છે. પણ એક કાર્ય કરતાં-કરતાં અકસ્માત્ ક્યારેક-ક્યારેક કોઈ અન્ય કાર્યની યાદ આવે છે, આ જ જાગ્રતનું સ્વપ્ન છે, અર્થાત્ અપ્રાપ્ત વસ્તુ વગેરેનું ચિંતન થાય છે, જે કોઈને સ્વભાવથી પ્રિય નથી. કાર્યનાં અંતમાં કોઈ અન્ય કાર્યનું ચિંતન ન થાય, તો આપોઆપ જાગ્રત-સુષુપ્તિ થાય છે. એ કાળમાં માનવ પોતાને એકલો તથા શ્રમ-રહિત પામે છે. એ જ કાળ મૂક-સત્સંગ માટે સર્વોત્કૃષ્ટ છે. પણ એ ત્યારે સંભવ થશે, જ્યારે માનવ પ્રત્યેક કાર્યનાં અંતમાં કાર્ય-રહિત થઈને જ અન્ય કાર્યનો આરંભ કરે.

કાર્ય-રહિત થઈને અન્ય કાર્યનો આરંભ કરવાની પૂર્વે, પૂર્વકૃત્-કાર્યનો સ્પષ્ટ પરિચય થાય છે અને ભાવી કાર્ય-સંબંધી જ્ઞાનનો પણ પ્રાદુર્ભાવ થાય છે, આ વૈધાનિક તથ્ય છે. આ વિધાનનો આદર કરવા માટે પ્રત્યેક કાર્યનાં અંતમાં મૂક-સત્સંગ અનિવાર્ય છે. ગાઢ નિદ્રામાં પ્રવેશ કરવા માટે માનવ સ્વતઃ સર્વ તરફથી વિમુખ થાય છે. જો એ જ સમયે નિદ્રાની પૂર્વે, શાંત થઈ જાય, તો મૂક-સત્સંગ થઈ જાય છે, જેનાં થતાં જ આગળ-પાછળનું ચિંતન ઉત્પન્ન થાય છે, જેથી માનવ પોતાની વર્તમાન વસ્તુસ્થિતિનો પરિચય મેળવે છે અને પછી બહુ જ સુગમતાપૂર્વક, જે ન કરવું જોઈએ, તેને ન કરવાનો નિર્ણય કરી શકે છે, જેનાં કરતાં જ માનવ વર્તમાન નિર્દોષતા સાથે અભિન્ન થાય છે, જે વિકાસની ભૂમિ છે.

શરીરનું તાદાત્મ્ય માનવને જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ — ત્રણેય અવસ્થાઓમાં આબદ્ધ રાખે છે; પણ મૂક-સત્સંગથી અવસ્થાતીત જીવનમાં પ્રવેશ થાય છે. પણ આ રહસ્ય ત્યાં સુધી સ્પષ્ટ નથી થતું, જ્યાં સુધી માનવ પ્રયત્ન-રહિત થઈને શાંત ન થઈ જાય. પ્રયત્ન-રહિત થવામાં પરાધીનતા તથા અસમર્થતા નથી, પરંતુ અપ્રયત્ન સ્વભાવ-સિદ્ધ તથ્ય છે. કર્માસક્તિ પ્રમાદથી ઉત્પન્ન થાય છે. કોઈ પણ માનવે પોતાને માટે કાંઈ નથી કરવાનું. દેહાભિમાનને કારણે કરવાની રુચિ ઉત્પન્ન થાય છે, જે અવિવેક-સિદ્ધ છે. દેહની પ્રતીતિ અને પોતાનો ભાસ માનવને સ્વતઃ થાય છે. પોતાનાંમાં જ જીવનની માંગ છે, દેહમાં નહિ. દેહની જાતીય એકતા સમસ્ત સૃષ્ટિ સાથે છે.

આ જ કારણે પ્રત્યેક ઉત્પન્ન થયેલી વસ્તુ સદૈવ સૃષ્ટિમાં જ રહે છે. શરીરનું સૃષ્ટિથી વિભાજન નથી થઈ શકતું અને પોતાનો શરીર સાથે નિત્ય સંબંધ નથી રહી શકતો. જેની સાથે નિત્ય સંબંધ નથી રહી શકતો, તેનાં આશ્રયનો ત્યાગ સહજ તથા સ્વાભાવિક છે. પણ નિજ-અનુભવનો અનાદર કરવાથી શરીરનાં આશ્રયનો ત્યાગ અસંભવ પ્રતીત થાય છે, જે વાસ્તવમાં ભ્રાંતિ છે. આ ભ્રાંતિનો અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે. જે પ્રમાણે શરીરની સમસ્ત દૃશ્ય સાથે એકતા છે, એ જ પ્રમાણે માનવની અવિનાશી જીવન, અર્થાત્ સત્ સાથે પોતાની એકતા છે. એ જ કારણે પોતાનાં દ્વારા સત્‌નો સંગ થાય છે, તેનાં માટે શરીરની અપેક્ષા નથી. પોતાનાં દ્વારા કાંઈ પણ કરવાની વાત ઉત્પન્ન જ નથી થતી. આથી ન કરવાની સ્થિતિ પોતાનાં દ્વારા સિદ્ધ થાય છે.

આશ્રય સ્વીકાર કરવો પોતાનો સ્વભાવ છે. શરીરનો આશ્રય લેતાં જ સમસ્ત દોષોની ઉત્પત્તિ થાય છે, આ વૈધાનિક તથ્ય છે અને સત્‌નાં આશ્રયમાં જ સમસ્ત દોષોની નિવૃત્તિ તથા દિવ્ય-જીવનની અભિવ્યક્તિ નિહિત છે. આ દૃષ્ટિએ સત્‌નાં આશ્રયનો મોટો મહિમા છે. સત્‌નો આશ્રય જો કે સ્વતઃ પ્રાપ્ત છે, પરંતુ શરીરમાં અહં-બુદ્ધિ તથા મમ-બુદ્ધિ સ્વીકાર કરવાથી સત્‌નાં આશ્રયનો પ્રભાવ પ્રગટ નથી થતો, પરંતુ અસત્‌નો સંગ થઈ જાય છે, જે વિનાશનું મૂળ છે. સ્વીકૃતિનો નાશ એકમાત્ર અસ્વીકૃતિથી જ થાય છે, કોઈ અન્ય પ્રકારે નહિ. નિજ-અનુભવનો આદર કરવાથી એ સ્વીકૃતિ કે 'શરીર હું છું' અથવા 'મારું છે', શેષ નથી રહેતી. શરીરનાં રહેતાં જ શરીરથી અસંગતા થઈ જાય છે, જે વાસ્તવમાં મૂક-સત્સંગ છે. જે પોતાનું નથી; તે તેમની જ દેન છે, જેમની સૃષ્ટિ છે. પણ જેમની દેન છે, તે પોતાનાં છે. પણ આ રહસ્ય અવિચળ આસ્થા વિના સ્પષ્ટ નથી થતું. મમતા, કામના, તાદાત્મ્યનો નાશ અનુભવનાં આદરમાં નિહિત છે અને આત્મીયતા આસ્થાથી સાધ્ય છે.

અનુભવનો આદર કરવા માટે કાર્યનાં અંતમાં કેટલોક કાળ કાર્ય-રહિત થવું અનિવાર્ય છે. કાર્ય-રહિત થવામાં કાંઈ કરવાનું નથી, પરંતુ કર્મનાં આરંભ

તથા અંતનો સારી રીતે અનુભવ કરવાનો છે. પ્રતીતિ કરણ-સાપેક્ષ છે, પણ અનુભવ કરણ-નિરપેક્ષ છે. આ દૃષ્ટિએ અનુભવ માટે શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ વગેરેનાં સહયોગની અપેક્ષા નથી. મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનાં ઉપયોગમાં શરીર, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેની અપેક્ષા છે. અનુભવનો આદર કરવા માટે સર્વ તરફથી વિમુખ થવું એ જ મૂળ મંત્ર છે. **જ્યાં સુધી માનવ મળેલી વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય દ્વારા પોતાનું મૂલ્યાંકન કરે છે, ત્યાં સુધી મૂક-સત્સંગ સિદ્ધ નથી થતો.** માનવનું પોતાનું મૂલ્ય કોઈ ઉત્પન્ન થયેલી વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિ પર નિર્ભર નથી. જ્યાં સુધી માનવ આ વાસ્તવિકતાનો આદર નથી કરતો, ત્યાં સુધી સર્વ તરફથી વિમુખ થઈને પોતાનાંમાં જ પોતાનાં પ્રેમાસ્પદને નથી પામતો. સર્વ તરફથી વિમુખ થવું એ જ વાસ્તવિક સત્સંગ છે અને સત્સંગથી જ પ્રેમી પ્રેમાસ્પદ સાથે, જિજ્ઞાસુ તત્ત્વજ્ઞાન સાથે, અશાંત પરમ-શાંતિ સાથે અને અસમર્થ સામર્થ્ય સાથે અભિન્ન થાય છે. આ દૃષ્ટિએ સત્સંગમાં જ સર્વતોમુખી વિકાસ નિહિત છે.

સર્વ તરફથી વિમુખ થવા માટે કોઈ અભ્યાસની અપેક્ષા નથી, પરંતુ અનભ્યાસ જ અપેક્ષિત છે. અનભ્યાસનો અર્થ અભ્યાસનાં અભાવ સિવાય બીજો કોઈ નથી, અર્થાત્ કર્તૃત્વનાં અભિમાનથી રહિત થવું તથા કરવાનાં રાગની નિવૃત્તિ તેમજ કર્મથી ઉત્પન્ન થયેલી પરિસ્થિતિઓનાં આશ્રયનો ત્યાગ જ અનભ્યાસ છે. અનુત્પન્ન થયેલું નિત્ય-જીવન સદૈવ સૌ સાથે અભિન્ન છે. જે અભિન્ન છે, તેનો ત્યાગ નથી થઈ શકતો. જેનો ત્યાગ નથી થઈ શકતો, તેમાં નિત્ય-યોગ તથા બોધ તેમજ અગાધ પ્રિયતા થાય છે, જે વાસ્તવિક જીવન છે. અનભ્યાસ માનવને નિત્ય-યોગ, બોધ તથા પ્રેમ પ્રદાન કરવામાં સમર્થ છે. અનભ્યાસ સિદ્ધ થવાથી અકર્તવ્યનો નાશ, કર્તવ્ય-પરાયણતાની અભિવ્યક્તિ, ભોગની રુચિનો નાશ અને નિત્ય-યોગની પ્રાપ્તિ તેમજ આસક્તિઓનો નાશ તથા પ્રીતિની જાગૃતિ સ્વતઃ થાય છે; કારણ કે, અનભ્યાસ માનવને અહંકૃતિ-રહિત કરવામાં સમર્થ છે, જે મૂક-સત્સંગ છે.

દૃશ્યને જોવાની રુચિમાં જ દેહાભિમાન નિહિત છે તથા દૃશ્યની

જિજ્ઞાસામાં જ જોવાની રુચિનો નાશ છે. રુચિનો નાશ તથા જિજ્ઞાસાની પૂર્તિ યુગપદ્ હોય છે. દશ્યનું આકર્ષણ માનવને કામમાં આબદ્ધ કરે છે. કામ-જનિત સુખ-લોલુપતા માનવને પરાધીનતા, જડતા તેમજ અભાવમાં આબદ્ધ કરે છે. અભાવ-જનિત વેદના કામ-રહિત કરવામાં સમર્થ છે. નિષ્કામતાની અભિવ્યક્તિમાં જ નિત્ય-યોગ તથા મૂક-સત્સંગ નિહિત છે. દશ્યને જોવાની રુચિ, શું દશ્યમાં છે ? અથવા તેમાં જે તેનો આશ્રય તથા પ્રકાશક છે ? કદાપિ નહિ. દશ્યને જોવાની રુચિ જેમાં છે, જો કે તે દશ્ય નથી, પરંતુ તેમાં દશ્યનું આકર્ષણ છે અને તેનાંમાં જ દશ્યનાં આશ્રય તથા પ્રકાશકની લાલસા છે. દશ્યની રુચિ તથા સર્વનાં આશ્રય તથા પ્રકાશકની લાલસા માનવમાં છે. આ દષ્ટિએ માનવ દશ્યની આસક્તિ અને પ્રકાશકની માંગ પોતાનાંમાં જ પામે છે.

મૂક-સત્સંગ દશ્યની રુચિની નિવૃત્તિમાં અને પ્રકાશકની પ્રિયતામાં હેતુ છે. 'નહિ'માં 'છે' -બુદ્ધિ રુચિથી જ જીવિત છે, અને 'છે' થી દૂરતા, ભેદ તથા ભિન્નતાનાં ભાસમાં પણ રુચિ જ હેતુ છે. જો દશ્યની રુચિ દશ્યની જિજ્ઞાસામાં તેમજ સર્વનાં આશ્રય તથા પ્રકાશકની આવશ્યકતામાં પરિણત થઈ જાય, તો માનવ બહુ જ સુગમતાપૂર્વક પૂર્ણતા સાથે અભિન્ન થઈ શકે છે. જો કે કોઈ પણ દશ્યનો આશ્રય નિત્ય નથી, પરંતુ જોયેલાંનો પ્રભાવ દશ્ય સાથે સંબંધ જીવિત રાખે છે. એટલું જ નહિ, દશ્ય નથી રહેતું, પણ તેનો સંબંધ રહે છે. દશ્યનો સંબંધ માનવને મૂક-સત્સંગ તથા નિત્ય-યોગથી વિમુખ કરે છે. સંબંધી નથી, સંબંધ છે, આ વસ્તુસ્થિતિ, શું ભૂલ-જનિત નથી ? અવશ્ય છે. ભૂલ-જનિત વસ્તુસ્થિતિનો વર્તમાનમાં જ અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

દશ્યનો પ્રભાવ જોવાની રુચિથી પોતાનાંમાં ઉત્પન્ન થઈ ગયો છે. જિજ્ઞાસાની જાગૃતિ દશ્યનાં પ્રભાવનો નાશ કરે છે. જિજ્ઞાસાની પૂર્તિ જિજ્ઞાસુને નિસ્સંદેહતા સાથે અભિન્ન કરે છે. દશ્યનાં પ્રભાવને બનાવી રાખવો, 'નહિ'માં 'છે' - બુદ્ધિ સ્વીકાર કરવી છે, અર્થાત્ અસત્નો સંગ છે, જે વિનાશનું મૂળ છે. જોવાની રુચિથી દષ્ટિ દશ્યનો આશ્રય સ્વીકાર કરે છે. પરંતુ દશ્યમાં સતત

પરિવર્તન થઈ રહ્યું છે, અર્થાત્ દૃશ્ય અદૃશ્ય થઈ જાય છે, આ અનુભવનો આદર કરવાથી દૃષ્ટિ દૃશ્યનાં આશ્રયને છોડીને પોતાનાં ઉદ્‌ગમમાં વિલીન થાય છે, જેનાં થતાં જ મૂક-સત્સંગ તથા નિત્ય-યોગ સિદ્ધ થાય છે, જે સર્વતોમુખી વિકાસની ભૂમિ છે. દૃષ્ટિ અને દૃશ્યનો સંબંધ ત્યાં સુધી રહે છે, જ્યાં સુધી માનવ કોઈ એક દૃશ્ય પર દૃષ્ટિ નથી રાખતો. જો કે સ્વરૂપથી દૃશ્ય એક છે, પણ પ્રતીતિ અનેક છે. જો અનેક પ્રતીતિઓથી વિમુખ થઈને એક જ પ્રતીતિ પર દૃષ્ટિ રહે, તો આપોઆપ દૃષ્ટિ દૃશ્યથી વિમુખ થઈ, પોતાનાં ઉદ્‌ગમમાં વિલીન થાય છે; આ વૈજ્ઞાનિક તથ્ય છે.

મૂક-સત્સંગથી દૃષ્ટિ, વગર દૃશ્યે સ્થિર થાય છે, જે વાસ્તવમાં નિત્ય-યોગ છે. એ નિયમ છે કે જ્યારે દૃષ્ટિ, વગર દૃશ્યે સ્થિર થાય છે, ત્યારે ચિત્ત, વગર આધારે શાંત અને પ્રાણ, વગર નિરોધે જ સમ થાય છે. આ કારણે દૃશ્યની વાસ્તવિકતાનો અનુભવ કરી, દૃશ્યથી વિમુખ થવું અનિવાર્ય છે. પ્રાકૃતિક નિયમાનુસાર જોયેલાં પ્રત્યે જિજ્ઞાસા અને ન જોયેલાંમાં અવિચળ આસ્થા થાય છે. જ્યારે માનવ જોયેલાંમાં વિશ્વાસ અને ન જોયેલાંમાં સંદેહ કરે છે, ત્યારે પોતાનાં જ દ્વારા પોતાનાં વિનાશનું બીજ વાવે છે. મૂક-સત્સંગથી જોયેલાંમાં સંદેહ અને ન જોયેલાંમાં અવિચળ આસ્થા સ્વતઃ થાય છે. આ દૃષ્ટિએ જિજ્ઞાસાની જાગૃતિ તથા તેની પૂર્તિમાં મૂક-સત્સંગ સમર્થ છે. મૂક-સત્સંગ આસ્થાવાનની આસ્થાને સજીવ કરી શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક આત્મીયતા જાગ્રત કરી 'પ્રીતિ' સાથે અભિન્ન કરે છે. આથી જિજ્ઞાસાની પૂર્તિ તથા પ્રેમની પ્રાપ્તિમાં મૂક-સત્સંગ હેતુ છે.

દૃશ્યની વાસ્તવિકતાનાં બોધમાં જ કામની નિવૃત્તિ નિહિત છે. કામની નિવૃત્તિ, જિજ્ઞાસાની પૂર્તિ તેમજ પ્રેમની પ્રાપ્તિ યુગપદ્ થાય છે. આ કારણે દૃશ્યની વાસ્તવિકતાનો અનુભવ કરવો માનવ-માત્ર માટે અનિવાર્ય છે. જોયેલાંની સત્યતા તથા સુંદરતા, જોવાની રુચિથી જ ભાસિત થાય છે. જેનાંમાં જોવાની રુચિ છે, તેનાંમાં જ જિજ્ઞાસા છે. જિજ્ઞાસાની પૂર્ણ જાગૃતિ અને જોવાની રુચિની નિવૃત્તિ યુગપદ્ થાય છે. જોવાની રુચિનો નાશ થતાં જ દૃશ્યથી અસંગતા

સ્વતઃ પ્રાપ્ત થાય છે. અને પછી માનવ નિત્ય-યોગ સાથે અભિન્ન થાય છે. નિત્ય-યોગમાં જ નિત્ય-જીવન નિહિત છે. આ દૃષ્ટિએ દૃશ્યની વાસ્તવિકતાનો પરિચય અત્યંત આવશ્યક છે. જો કે પ્રવૃત્તિ પ્રાકૃતિક તથ્ય છે, પરંતુ પ્રવૃત્તિનો રાગ વિનાશનું મૂળ છે. મૂક-સત્સંગથી પ્રવૃત્તિનો રાગ નિવૃત્ત થાય છે અને પછી બહુ જ સુગમતાપૂર્વક માનવ પોતાનાંમાં જ બધું પામીને વાસ્તવિક જીવન સાથે અભિન્ન થઈ જાય છે.

પ્રવૃત્તિનો રાગ નવીન પ્રવૃત્તિને જન્મ આપે છે અને આવશ્યક પ્રવૃત્તિ, જે પ્રાકૃતિક તથ્ય છે, સહજ નિવૃત્તિ પ્રદાન કરે છે. આવશ્યક પ્રવૃત્તિની પૂર્તિમાં માનવ સર્વદા સમર્થ છે. પણ આ રહસ્ય પ્રવૃત્તિનાં રાગની નિવૃત્તિ વિના સ્પષ્ટ નથી થતું. પ્રવૃત્તિનો રાગ માનવને દેહાભિમાનથી રહિત નથી થવા દેતો, જે વિનાશનું મૂળ છે. પ્રવૃત્તિની વાસ્તવિકતાનો અનુભવ કરાવવા માટે આવશ્યક પ્રવૃત્તિની સ્વાધીનતા વૈધાનિક તથ્ય છે, પણ પ્રવૃત્તિ-જનિત સુખ-લોલુપતા પ્રમાદ છે. પ્રત્યેક પ્રવૃત્તિ માટે વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય વગેરેનો આશ્રય આવશ્યક છે. આ દૃષ્ટિએ પ્રવૃત્તિ-કાળમાં માનવ કોઈ-ને-કોઈ રૂપમાં પરાધીનતાને સ્વીકાર કરે છે. પ્રવૃત્તિ-જનિત સુખ-લોલુપતા પરાધીનતામાં જીવન-બુદ્ધિ પોષિત કરે છે. પરાધીનતામાં આબદ્ધ માનવ સદૈવ અભાવથી પીડિત રહે છે. આ કારણે પ્રવૃત્તિ-જનિત સુખ-લોલુપતાનો અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર સહજ નિવૃત્તિપૂર્વક મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

નિવૃત્તિ માટે કોઈ પ્રયાસ અપેક્ષિત નથી હોતો, પરંતુ પ્રત્યેક પ્રવૃત્તિનાં અંતમાં નિવૃત્તિની સ્વતઃ અભિવ્યક્તિ થાય છે; પરંતુ પ્રવૃત્તિનો રાગ નિવૃત્તિને સુરક્ષિત નથી રહેવા દેતો અને પછી માનવ નિત્ય-યોગથી વિમુખ થઈ, સંયોગની દાસતા તથા વિયોગનાં ભયમાં આબદ્ધ થઈ જાય છે, જે કોઈને પણ અભીષ્ટ નથી. સંયોગની દાસતા તથા વિયોગનો ભય ન રહે, આ માનવની સ્વાભાવિક માંગ છે. મૂક-સત્સંગથી માંગની પૂર્તિ થાય છે, એ કારણે પ્રત્યેક પ્રવૃત્તિનાં અંતમાં મૂક-સત્સંગ અનિવાર્ય છે. મૂક-સત્સંગ તથા નિત્ય-યોગની પ્રાપ્તિમાં જ માનવનો સર્વતોમુખી વિકાસ નિહિત છે.

પ્રાકૃતિક નિયમાનુસાર નિરંતર સંયોગ, વિયોગમાં વિલીન થઈ રહ્યો છે, પણ આ વૈધાનિક તથ્ય પર દૃષ્ટિ ન રાખવાથી સંયોગની દાસતા તથા વિયોગનો ભય જીવિત રહે છે. મૂક-સત્સંગથી માનવ સંયોગમાં જ વિયોગનો અનુભવ કરે છે. સંયોગમાં વિયોગનો અનુભવ થતાં જ નિત્ય-યોગની અભિવ્યક્તિ થાય છે, જે વિકાસની ભૂમિ છે. નિત્ય-યોગથી નિરાશ થવાનો અને સંયોગને સુરક્ષિત રાખવાનો પ્રયાસ કરવા સમાન બીજી કોઈ ભારે ભૂલ નથી. આ ભૂલનો અંત કર્યા વિના માનવ 'માનવ-જીવન'નાં વાસ્તવિક મહત્ત્વનો અનુભવ નથી કરી શકતો, જે વિનાશનું મૂળ છે. માનવમાત્રે માનવ-જીવનનાં મહિમાથી સારી રીતે પરિચિત થવું અત્યંત આવશ્યક છે; કારણ કે, માનવ પોતાનાં મહત્ત્વને ભૂલીને જ પરિસ્થિતિઓની દાસતામાં આબદ્ધ થાય છે. પરિસ્થિતિઓની દાસતાએ જ માનવને બધી પરિસ્થિતિઓથી અતીત દિવ્ય-ચિન્મય જીવનથી વિમુખ કરી દીધો છે. આથી મૂક-સત્સંગ તથા નિત્ય-યોગ દ્વારા પ્રત્યેક માનવ પરિસ્થિતિઓથી અતીત દિવ્ય-ચિન્મય જીવન સાથે અભિન્ન થઈ, કૃતકૃત્ય થઈ શકે છે, એ નિર્વિવાદ સત્ય છે.

જ્યાં સુધી માનવ ક્રિયાશીલતામાં જ આબદ્ધ રહે છે, ત્યાં સુધી તેનાંમાં મૂક-સત્સંગની અભિરુચિ જાગ્રત નથી થતી; કારણ કે, ક્રિયાજનિત-સુખ-લોલુપતા દેહાદિ વસ્તુઓનાં આશ્રયથી રહિત નથી થવા દેતી, અર્થાત્ સર્વાંશમાં અસત્‌નો ત્યાગ નથી થતો, જે વિનાશનું મૂળ છે. કર્મ અને ક્રિયાનો ભેદ સ્પષ્ટ થવાથી માનવ બહુ જ સુગમતાપૂર્વક કર્મ-રહિત થઈ, મૂક-સત્સંગનો અધિકારી થઈ જાય છે. કર્મનું ઉદ્‌ગમ કામ છે અને કામની ઉત્પત્તિ અસત્‌નાં સંગથી થાય છે, અર્થાત્ જ્યાં સુધી માનવ પોતાને દેહ સાથે તદ્‌રૂપ નથી કરી લેતો, ત્યાં સુધી કામનો જન્મ જ નથી થતો અને તેનાં ન થયે માનવમાં કર્માસક્તિ ઉત્પન્ન નથી થતી, જે પરાધીનતાની જનની છે. પરાધીનતા સહન કરતાં રહેવું એ પોતાને ભોગ, મોહ તથા આસક્તિમાં આબદ્ધ કરવા છે. જો કે પરાધીનતા, સ્વાધીનતાની માંગ છે, બીજું કાંઈ નહિ. પરંતુ પરાધીનતામાં જ સ્વાધીનતાનો આરોપ કરી લેવો ભૂલ છે. આ ભૂલથી જ માનવ સુખની દાસતામાં આબદ્ધ થાય છે.

પ્રાકૃતિક નિયમાનુસાર પરાધીનતા-જનિત સુખ શેષ નથી રહેતું, પણ સુખની દાસતા રહી જાય છે, જે કોઈને પણ સ્વભાવથી અભીષ્ટ નથી. સુખાસક્તિ-રહિત થયા વિના સુખની દાસતાનો નાશ નથી થતો. સુખાસક્તિ--રહિત થવા માટે પરાધીનતા-જનિત અસહ્ય વેદના અનિવાર્ય છે. સ્વાધીનતાથી નિરાશ થવું અને પરાધીનતામાં જ જીવન-બુદ્ધિ સ્વીકાર કરવી એ પોતાનાં જ દ્વારા પોતાનો વિનાશ કરવો છે. ઉદારતા, સમતા તેમજ પ્રિયતાની જાગૃતિ થવાથી પરાધીનતા સ્વતઃ નાશ થઈ જાય છે, એ વૈજ્ઞાનિક તથ્ય છે. ઉદારતા માનવને કરુણા તથા પ્રસન્નતા પ્રદાન કરે છે, અર્થાત્ ઉદાર-ચરિત માનવ દુઃખીઓને જોઈને કરુણિત અને સુખીઓને જોઈને પ્રસન્ન થાય છે. કરુણા સુખ-ભોગની રુચિને શેષ નથી રહેવા દેતી અને પ્રસન્નતાથી માનવ નિષ્કામ થાય છે. નિષ્કામતા પરમ-શાંતિ સાથે અભિન્ન કરે છે. ભોગની રુચિનો નાશ થવાથી નિત્ય-યોગની અભિવ્યક્તિ થાય છે. આ દૃષ્ટિએ ઉદારતામાં જ નિત્ય-યોગ નિહિત છે.

પરમ-શાંતિ સાથે અભિન્ન થતાં જ વિષમતા શેષ નથી રહેતી અર્થાત્ સમતાની અભિવ્યક્તિ થાય છે. સમતાની અભિવ્યક્તિમાં જ બોધ નિહિત છે. સૌની સાથે એકતા અનુભવ કરવાથી સ્વતઃ ઉદારતાનો પ્રાદુર્ભાવ થાય છે. ભેદ-રહિત થવા માટે મૂક-સત્સંગ અનિવાર્ય છે; કારણ કે, કર્માસક્તિ જ માનવમાં દૂરતા, ભેદ તથા ભિન્નતા ઉત્પન્ન કરે છે, અર્થાત્ એકતા સુરક્ષિત નથી રહેવા દેતી. કર્માસક્તિનો અંત ત્યારે જ સંભવ થશે, જ્યારે માનવ મૂક-સત્સંગ અપનાવે. મૂક-સત્સંગને અપનાવવામાં કોઈ પ્રકારની પરાધીનતા તથા અસમર્થતા નથી. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ માનવ-માત્ર માટે ઉપયોગી છે. એટલું જ નહિ, મૂક-સત્સંગથી કર્માસક્તિ નાશ થતાં જ ક્રિયા અને કર્મનો ભેદ સ્પષ્ટ થઈ જાય છે. ક્રિયા સ્વતઃ થાય છે અને કર્મ અવિવેક-સિદ્ધ છે. મૂક-સત્સંગથી અવિવેકનો નાશ અને વિવેકની જાગૃતિ થાય છે. વિવેકનાં અનાદર સિવાય અવિવેક કાંઈ નથી અને વિવેકનાં આદરમાં જ અવિવેકની નિવૃત્તિ છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે. અવિવેકનો અંત થવાથી કામનો નાશ

**સ્વતઃ થઈ જાય છે, જેનાં થતાં જ અહંકૃતિની ગંધ પણ નથી રહેતી અને પછી આપોઆપ મૂક-સત્સંગ થવા લાગે છે.**

સમસ્ત અસાધનોની ઉત્પત્તિ અવિવેક-સિદ્ધ છે; એ કારણે અવિવેકનો અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે. અવિવેકનો અંત થતાં જ અસાધનોનો નાશ અને સમસ્ત સાધનોની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. મૂક-સત્સંગ સમસ્ત સાધનોનો ઉદ્‌ગમ પણ છે અને સમસ્ત સાધનો મૂક-સત્સંગમાં જ વિલીન થાય છે. જે પ્રમાણે સમસ્ત છોડવાઓ ભૂમિથી ઉત્પન્ન થઈને, તેમાં જ સ્થિત રહે છે અને તેમાં જ વિલીન પણ થાય છે; એ જ પ્રમાણે મૂક-સત્સંગ સમસ્ત સાધનોની અભિવ્યક્તિની પૂર્વે અપેક્ષિત છે અને સમસ્ત સાધનોની પૂર્ણતા પણ મૂક-સત્સંગમાં જ નિહિત છે.

સત્ અને અસત્‌નાં સંગમાં એક મોટો ભેદ છે. સત્ સ્વભાવથી જ સર્વનું આશ્રય તથા પ્રકાશક છે. સત્ કોઈનું નાશક નથી. એ કારણે અસત્‌નાં સંગથી ઉત્પન્ન થયેલાં અસાધનો પણ સત્‌થી જ પ્રકાશિત થાય છે. પરંતુ અસત્‌થી ઉત્પન્ન થયેલાં અસાધનો સત્‌ની જિજ્ઞાસાનો નાશ નથી કરી શકતાં; કારણ કે, કોઈ પણ માનવ સર્વાંશમાં અસત્‌નો સંગ નથી કરી શકતો. આંશિક રૂપમાં જ અસત્‌નો સંગ કરે છે. તેનું જ પરિણામ એ છે કે આંશિક અસાધન તથા સાધનનું દ્વંદ્વ જીવનમાં છે. આ દ્વંદ્વાત્મક સ્થિતિનો નાશ થયા વગર માનવ સાધનનિષ્ઠ નથી થઈ શકતો અને સાધન-પરાયણતા વિના વાસ્તવિક જીવન સાથે અભિન્નતા નથી થતી. **સત્‌નો સંગ થતાં જ અસત્‌થી ઉત્પન્ન થયેલાં સમસ્ત અસાધનો સ્વતઃ નાશ થઈ જાય છે અને પછી દ્વંદ્વાત્મક સ્થિતિ શેષ નથી રહેતી. આ દષ્ટિએ સત્‌થી પણ ક્યાંય વધારે સત્સંગનું મહત્ત્વ છે.** સત્-ચર્ચા તથા સત્-ચિંતન કરતાં છતાં આંશિક અસત્‌નો આશ્રય રહે છે; પરંતુ મૂક-સત્સંગથી સર્વાંશમાં સત્સંગ થાય છે, અથવા એમ કહો કે મૂક-સત્સંગ જ સત્સંગ છે. સત્‌થી ક્યારેય કોઈની દેશ-કાળની દૂરતા નથી થતી, અર્થાત્ જે સર્વદા-સર્વત્ર છે, એ જ સત્ય છે; પરંતુ સત્સંગ વિના નિત્ય-પ્રાપ્ત સત્ય અપ્રાપ્ત-જેવું ભાસિત થાય છે. એટલું જ નહિ, અસત્‌નાં સંગથી, જે 'નથી', તે 'છે' ની સમાન પ્રતીત થાય છે અને જે 'છે', તે

અપ્રાપ્ત-જેવું ભાસિત થાય છે. 'નહિ' ની નિવૃત્તિ અને 'છે' ની પ્રાપ્તિમાં એકમાત્ર સત્સંગ જ હેતુ છે.

મમતા, કામના અને તાદાત્મ્ય જેની સાથે છે, તે સત્ છે કે અસત્, એમાં વિકલ્પ થઈ શકે છે; પણ મમતા, કામના અને તાદાત્મ્ય અસત્ છે, એમાં કોઈ સંદેહ નથી. સર્વાંશમાં મમતાનો નાશ થવાથી કામનાનો નાશ અને કામનાઓનાં નાશમાં જ તાદાત્મ્યનો નાશ નિહિત છે. જે ઉત્પન્ન થયેલી વસ્તુઓ સાથે મમતા સ્વીકાર કરી છે, તે વસ્તુઓ જડ છે, અનિત્ય છે કે મિથ્યા છે — એમાં મતભેદ થઈ શકે છે. પણ તે વ્યક્તિગત નથી — એમાં કોઈ મતભેદ નથી. આથી મમતા બનાવી રાખવી અસત્નો સંગ છે, જેનું માનવ-જીવનમાં કોઈ સ્થાન જ નથી.

મૂક-સત્સંગથી નિર્મમ, નિષ્કામ તેમજ અસંગ થવાનું સામર્થ્ય સ્વતઃ આવી જાય છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગ સર્વપ્રથમ પુરુષાર્થ છે અને નિર્મમ, નિષ્કામ તથા અસંગ થવાથી નિત્યયોગ, કે જેમાં અહંકૃતિની ગંધ પણ નથી, સ્વતઃ પ્રાપ્ત થાય છે. એ કારણે અંતિમ પ્રયાસ પણ મૂક-સત્સંગ જ છે. જે આદિ અને અંતમાં છે, તે મધ્યમાં પણ છે, એ પ્રાકૃતિક તથ્ય છે. આથી મૂક-સત્સંગમાં જ જીવન છે અને જીવનમાં મૂક-સત્સંગ છે.

મૂક-સત્સંગ તથા નિત્ય-યોગ એક જ સિક્કાની બે બાજુઓ છે. એ બન્નેમાં સ્વરૂપથી વિભાજન નથી. પરંતુ મૂક-સત્સંગમાં જ નિત્ય-યોગ અને નિત્ય-યોગમાં જ મૂક-સત્સંગ ઓત-પ્રોત છે. આસ્થા અને અનુભવ, બન્નેયથી મૂક-સત્સંગ સાધ્ય છે. એટલું જ નહિ, આસ્થામાં સજીવતા અને અનુભવનો આદર મૂક-સત્સંગથી જ પોષિત થાય છે. મૂક-સત્સંગ વિના દેહાભિમાનનો નાશ સંભવ નથી. અહંકૃતિથી દેહાભિમાન જ પુષ્ટ થાય છે અને અહંકૃતિ-રહિત થતાં જ ઉત્પન્ન થયેલી વસ્તુઓનો આશ્રય અપેક્ષિત નથી રહેતો. **એ નિયમ છે કે જ્યારે માનવ વસ્તુ, અવસ્થા, પરિસ્થિતિનાં આશ્રયથી રહિત થાય છે, ત્યારે સર્વાધારનો આધાર સ્વતઃ પ્રાપ્ત થઈ જાય છે.** આ દૃષ્ટિએ આસ્થામાં સજીવતા મૂક-સત્સંગથી જ સાધ્ય છે.

વસ્તુ વગેરેનાં આશ્રયથી રહિત થતાં જ અસંગતાની સ્વતઃ અભિવ્યક્તિ

થાય છે અને પછી માનવ બહુ જ સુગમતાપૂર્વક મમતા, કામના તેમજ તાદાત્મ્યથી રહિત થઈ જાય છે. જેનાં થતાં જ પરિચ્છિન્નતા, ભેદ, ભિન્નતા શેષ નથી રહેતી. એ કારણે તત્ત્વ-સાક્ષાત્કારમાં મૂક-સત્સંગ જ હેતુ છે. મૂક-સત્સંગ કોઈ અભ્યાસ, અનુષ્ઠાન તેમજ શ્રમ-સાધ્ય પ્રયોગ નથી, પરંતુ સહજ તથા સ્વાભાવિક સ્વતઃ સિદ્ધ તથ્ય છે. નિત્ય-પ્રાપ્તની પ્રાપ્તિ અને પરાશ્રયની નિવૃત્તિ મૂક-સત્સંગમાં જ નિહિત છે. પરાશ્રય રહેતાં ભોગની રુચિનો નાશ નથી થતો. ભોગની રુચિમાં જ મોહ તથા આસક્તિ પોષિત થાય છે, જે વિનાશનું મૂળ છે. પરાશ્રય માનવને પરાધીનતા, જડતા તેમજ અભાવમાં જ આબદ્ધ કરે છે.

સ્વાધીનતા, ચિન્મયતા તેમજ પૂર્ણતા માટે, જેની સાથે જાતીય તથા સ્વરૂપની એકતા નથી, અથવા જેની પ્રતીતિ છે અને પ્રાપ્તિ નથી, તેનાંથી વિમુખતા અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે. સ્વાધીનતા સ્વભાવથી જ માનવ-માત્રને પ્રિય છે, પણ શ્રમ-રહિત અર્થાત્ વિશ્રામ વિના સ્વાધીનતાનાં સામ્રાજ્યમાં પ્રવેશ સંભવ નથી. આ દૃષ્ટિએ મૂક-સત્સંગમાં જ નિત્ય-યોગ, પરમ-શાંતિ તેમજ સ્વાધીનતા નિહિત છે.

મૂક-સત્સંગથી સાધ્ય નિત્ય-યોગમાં માનવને કોઈ કરણનાં સહયોગની અપેક્ષા નથી હોતી; પરંતુ ઇન્દ્રિય, મન, પ્રાણ, બુદ્ધિ વગેરે સ્વતઃ પોતાનાં અધિષ્ઠાનમાં વિલીન થાય છે; કારણ કે, મૂક-સત્સંગથી અસત્નો ત્યાગ, અર્થાત્ મમતા, કામના તેમજ તાદાત્મ્ય શેષ નથી રહેતાં. એટલું જ નહિ, મૂક-સત્સંગથી આવશ્યક સામર્થ્યની અભિવ્યક્તિ તથા તેનો સદુપયોગ સ્વતઃ થાય છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગમાં સર્વતોમુખી વિકાસ નિહિત છે.

વ્યર્થ-ચિંતનથી અસહયોગ, પરાધીનતા, વિષમતા તથા જડતાનો નાશ અને ઉદારતા, સમતા તેમજ પ્રિયતાની જાગૃતિ મૂક-સત્સંગથી જ થાય છે. ઉદારતાથી જીવન જગત માટે, સમતાથી પોતાનાં માટે તેમજ પ્રિયતાથી સર્વનાં આશ્રય તથા પ્રકાશક માટે ઉપયોગી થાય છે. ઉદારતા, સમતા તેમજ પ્રિયતામાં જ નિત્ય-નવીન રસ નિહિત છે. રસની માંગ જ જીવનની માંગ છે. રસથી અરુચિ નથી થતી, તેની નિવૃત્તિ પણ નથી થતી; તે ક્ષતિ-પૂર્તિથી રહિત,

અસીમ, અનંત, અખંડ છે. 'રસ' અનંતનો સ્વભાવ તથા માનવની માંગ છે. સુખની દાસતા તથા દુઃખનો ભય અસત્‌નાં સંગથી ઉત્પન્ન થાય છે અને રસની અભિવ્યક્તિ એકમાત્ર મૂક-સત્સંગથી જ થાય છે; કારણ કે, મૂક-સત્સંગ અહં-ભાવરૂપી અણુનો અંત કરવામાં સમર્થ છે. આ દૃષ્ટિએ મૂક-સત્સંગમાં જ માનવનાં પુરુષાર્થની પરાવધિ છે. કોઈ પણ અભ્યાસ સૌને માટે સમાન રૂપે અનુકૂળ નથી હોતો; કારણ કે, અભ્યાસનો સંબંધ પ્રાપ્ત વસ્તુ, યોગ્યતા, સામર્થ્ય સાથે છે.

પ્રાકૃતિક નિયમાનુસાર બે વ્યક્તિઓ પણ વસ્તુ, યોગ્યતા, સામર્થ્યની દૃષ્ટિએ સર્વાંશમાં સમાન નથી. આ દૃષ્ટિએ કોઈ પણ અભ્યાસ એવો હોઈ જ નથી શકતો, જે માનવ-માત્ર માટે સુલભ હોય; પરંતુ મૂક-સત્સંગમાં સૌનો સમાન અધિકાર છે. આથી મૂક-સત્સંગ જ એક એવો અદ્વિતીય, અચૂક, અનુપમ ઉપાય છે કે જેનાંથી પ્રત્યેક માનવ વાસ્તવિક જીવન સાથે અભિન્ન થઈ, કૃતકૃત્ય થઈ શકે છે. આ દૃષ્ટિએ એ નિર્વિવાદ સિદ્ધ છે કે મૂક-સત્સંગ જ સર્વતોમુખી વિકાસની ભૂમિ છે.



**मूल पुस्तकमें जो विशेषता होती है, वह अनुवादमें नहीं आ पाती । अनुवादमें प्रायः लेखकके कई भाव पूरी तरह व्यक्त नहीं हो पाते । इसलिये जिज्ञासु पाठकोंसे निवेदन है कि यदि उन्हे हिन्दी भाषाका ज्ञान हो तो वे मूल हिन्दी पुस्तकको भी अवश्य पढनेकी कृपा करें ।**

સમસ્ત અસાધનોની ઉત્પત્તિ અવિવેક-સિદ્ધ છે; એ કારણે અવિવેકનો અંત કરવો અનિવાર્ય છે, જે એકમાત્ર મૂક-સત્સંગથી જ સાધ્ય છે. અવિવેકનો અંત થતાં જ અસાધનોનો નાશ અને સમસ્ત સાધનોની અભિવ્યક્તિ સ્વતઃ થાય છે. મૂક-સત્સંગ સમસ્ત સાધનોનો ઉદ્‌ગમ પણ છે અને સમસ્ત સાધનો મૂક-સત્સંગમાં જ વિલીન થાય છે. જે પ્રમાણે સમસ્ત છોડવાઓ ભૂમિથી ઉત્પન્ન થઈને, તેમાં જ સ્થિત રહે છે અને તેમાં જ વિલીન પણ થાય છે; એ જ પ્રમાણે મૂક-સત્સંગ સમસ્ત સાધનોની અભિવ્યક્તિની પૂર્વે અપેક્ષિત છે અને સમસ્ત સાધનોની પૂર્ણતા પણ મૂક-સત્સંગમાં જ નિહિત છે.